# સ્નેહમયી અને વિષમયી.

(અદ્ભુત રસયુક્ત નવલકથા.)


પ્રયોજક

મણિલાલ જેઠાલાલ વ્યાસ.

દોશીવાડાની પોળ—અમદાવાદ.



પ્રકાશક

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.





આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦

વિ. સં. ૧૯૭૫. ઈ. સ. ૧૯૧૯





અમદાવાદ.

શાહપુર-નવી પોળમાં શ્રી "પ્રજાહિતાર્થ મુદ્રાલય" પ્રેસમાં

પટેલ ડાહ્યાભાઈ દલપતરામે છાપી.

કિંમત રૂ. ૨-૦-૦

# મણિલાલ જેઠાલાલ વ્યાસકૃત

## પુસ્તકો.

| પુસ્તકનું નામ. | મૂલ્ય. |
|---|---|
| ૧ સ્નેહમયી અને વિષમયી. ( પ્રેમ કથા. ) | રૂ. ૨—૦—૦ |
| નવ-દંપતીને શિખામણ. (આરોગ્યનો ગ્રંથ.) | રૂ. ૧—૮—૦ |
| ૩ અલાઉદ્દીનનો ઉદય. ( સચિત્ર ઐતિહાસિક નવલકથા. ) | રૂ. ૨—૦—૦ |
| ૪ કલ્યાણી અથવા હજાર વર્ષ પૂર્વેનું હિંદુસ્તાન. (ઐતિહાસિક નવલકથા.) | રૂ. ૨—૦—૦ |
| ૫ મહાકાળીનું ખડ્ગ. (ચમત્કારિક નવલકથા ) | રૂ. ૨—૦—૦ |
| ૬ ખૂન કે જાદૂ ? ( સચિત્ર ડિટેકટીવ નવલકથા. ) | રૂ. ૧—૦—૦ |
| ૭ કૂતરો કે વાઘ ? ( ડિટેકટીવ નવલકથા. ) | રૂ. ૧—૮—૦ |
| ૮ આસામ પર હલ્લો. ( સચિત્ર ઐતિહાસિક નવલકથા. ) | રૂ. ૦—૧૪—૦ |

મળવાનું સ્થળઃ—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા—અમદાવાદ.

# પ્રસ્તાવના.

સ્નેહમયી અને વિષમયી એ પતિપત્નીના પ્રેમની પરીક્ષા કરાવનારી એક નવલકથા છે. સંસારમાં સ્ત્રીઓ અનેક પ્રકારની હોય છે, કેટલીક સ્ત્રીઓ પોતાના પતિના સુખદુઃખમાં ભાગ લેનારી હોય છે, જ્યારે કેટલીક સુખમાંજ ભાગ લે છે અને જરા પણ સંકટ અથવા દુઃખ આવી પડે છે કે તુર્ત જ પતિની શત્રુ થઇને બેસે છે. કેટલીક સ્ત્રીઓ તો એટલી બધી કઠોર હૃદયની હોય છે કે પોતાનો પતિ સુખી થતો હોય, તોપણ તેને દુઃખી કરવાના જ પ્રયત્નો કર્યા કરે છે. આવા પ્રકારની સ્ત્રીઓ ઘણે ભાગે વિષયલંપટ વધારે હોય છે અને પોતે સ્વતંત્ર બની સ્વેચ્છાપૂર્વક આહાર-વિહાર કરવાની ઇચ્છા રાખનારી હોય છે. તેવા પ્રકારની સ્ત્રીઓને પોતાનો પતિ એક કંટકરૂપ ભાસે છે અને તે કંટક દૂર થાય તો પોતાને મોઝ-મઝા ભોગવવાનો રસ્તો મોકળો થાય, એમ તેઓ માને છે અને તેથી જ તેને દૂર ખસેડવાને અનેક ષડ્યંત્રો રચે છે. પરંતુ પરમ કૃપાળુ પરમાત્મા તેના પાપનો બદલો સ્વલ્પ સમયની અંદર જ તેને આપી દે છે. કેટલીક સ્ત્રીઓ એટલી બધી સારી હોય છે કે પોતે દુઃખી થઇને પણ પોતાના પતિને સુખી કરવાના પ્રયત્નો કર્યા કરે છે. આવા પ્રકારનું ચિત્ર આ નવલકથામાં આલેખવામાં આવ્યું છે અને તેનું દિગ્દર્શન રસભરિત રીતે વાચક આ નવલકથામાં કરી શકશે.

પ્રસ્તુત નવલકથા એ 'દેવી ઓ દાનવી' નામક એક બંગાળી નવલકથાનું છુટથી કરવામાં આવેલું ભાષાન્તર છે, જે માટે તેના મૂળ લેખકનો આ સ્થળે આભાર માનું છું.

જણાવતાં ઘણી ખુશી ઉપજે છે કે હાલમાં કાગળોના, છપામણીના, તથા બાઇન્ડીંગના ભાવ ઘણા વધી ગયા છે, તોપણ રા. રા. ગોવિંદ મહાદેવ જાગુષ્ટેનો નવાં પુસ્તકો પ્રકટ કરવનો તથા યુવાન લેખકોને ઉત્તેજન આપવાનો પ્રથમનો ઉત્સાહ જરા પણ શિથિલ થવા પામ્યો નથી. એ તેમને માટે કાંઇ ઓછું ધન્યવાદાત્મક નથી.

અમદાવાદ.
દોશીવાડાની પોળ.
તા. ૨૮-૫-૧૯

મણિલાલ જેઠાલાલ વ્યાસ

# અનુક્રમણિકા.

# સ્નેહમયી અને વિષમયી.

## પ્રકરણ ૧ લું.

### વાજીંત્રનો વિચિત્ર સુરતરંગ.



આજે રવિવારનો દિવસ હોવાથી ટ્રીવારવીથ નામના દુર્ગની અંદર આવેલા ખ્રિસ્તિ ધર્મના એક અતિ જુના કિન્તુ મનોહર દેવળમાં અનેક સ્ત્રી પુરૂષો પ્રભુપ્રાર્થના કરવાને એકઠાં થયાં છે. દેવળની એક બાજુએ એક જુવાન પુરૂષ વાજીંત્ર બજાવીને જનમંડળનાં ચિત્ત રંજન કરી રહ્યો છે. ૨૫–૨૬ વર્ષની ઉંમરનો તે યુવક ઘણો સુંદર અને ખાનદાન કુટુંબમાં જન્મેલો હોય, એમ તેનું મુખ જોતાં જ જણાઈ આવે છે. તેનું સુંદર વદન, પ્રશસ્ત લલાટ, ઉજ્જવલ નેત્રો, કાળા ભ્રમર જેવા સુંદર કેશકલાપથી પરિપૂર્ણ મસ્તક અને સુવર્ણ સરખી કાન્તિ વગેરે તેના સૌંદર્યથી જોનારને તે છક કરી નાંખે છે! વિલાસી જુવાન સ્ત્રીઓ તો તેનું સૌન્દર્ય જોતાં જ મુગ્ધ બની જાય છે! તે યુવકનું નામ એલ્ફ્રેડ છે. પ્રાતઃકાળની પ્રાર્થના સમાપ્ત થતાં જ સઘળાં મનુષ્યો તે યુવકની પ્રશંસા કરતાં કરતાં એકેક બબ્બે અને ટોળેટોળાં વળીને દેવળની બહાર નીકળવા લાગ્યાં. એક ક્ષણ વારમાં મનુષ્યોથી ભરેલું તે દેવળ તદ્દન નિર્જન બની ગયું!

યુવક પોતાનું લક્ષ કોઈ પણ દિશામાં નહિ રાખતાં એક ચિત્તથી વાજીંત્ર બજાવવામાં તલ્લીન થઈ ગયો હતો. અત્યારે દેવળ જનશૂન્ય થઈ ગએલું હોવાથી તેણે તેનો સુરતરંગ બહુ જ ચઢાવી દીધો હતો. સ્વભાવસિદ્ધ ક્ષમતાવાળી તેની આંગળીઓના સંચાલનથી—નૃત્યથી વાદ્યયંત્રો સજીવ થઈ ઉઠ્યાં. દેવળના ઘૂમ્મટમાં ગર્જના કરતો તેનો સુરતરંગ દેવળ અને ઘૂમ્મટને છોડીને આકાશમાં ગાજવા લાગ્યો! તે સુરતરંગ મનુષ્યના કરૂણકંઠની માફક, બાળ વિધવાઓના

દીર્ઘ નિઃશ્વાસની માફક રૂદન કરતો કરતો દેવળને પ્રતિધ્વનિત કરવા લાગ્યો. તેના કરૂણ સુરતરંગથી આખું દેવળ ગાજી રહ્યું !

તે દેવળની એક બાજુએ એક થાંભલાની પાછળ એક યુવતી ઘૂંટણીએ બેસીને પ્રાર્થના કરતી હતી. તે યુવતીને આજનો દિવસ અને અત્યારની ક્ષણ તે એક તેની આખી જીંદગીમાંની પવિત્રમાં પવિત્ર ક્ષણ હતી. યુવકના અનુપમ સંગીત–સૌન્દર્યથી મુગ્ધ બનીને તે યુવતી, પત્થરની પુતળીની માફક તે ને તે જ સ્થળે સ્તબ્ધ બની ગઈ! હજી પણ વાજીંત્રનો મધુર ધ્વનિ દેવળના ઘૂમ્મટમાં ઘૂમી રહ્યો હતો અને વાજીંત્ર બજાવનારના હૃદયની વ્યથા સુરતરંગમાં ભાસ્યમાન થતી હતી. જે તેની આકુળ કલ્પના તે અત્યારસુધી બોલીને કોઈને જણાવી શક્યો નહોતો, જે તેની તીવ્ર અભિલાષા આટલા દિવસ સુધી પ્રકટ કરવાને સાહસ કરી શક્યો નહોતો, જે અપ્રાપ્ય આશા આટલા દિવસ સુધી તેના હૃદયમાં દબાએલી હતી, જે પ્રબળ અને ચંચળ પ્રેમની આકાંક્ષા તેના ભગ્ન હૃદયના ગંભીર પ્રદેશમાં ઢંકાએલી હતી, તે કલ્પના–તે અભિલાષા–તે આશા અને તે પ્રેમ, અનેક દિવસ વીતી ગયા પછી આજે વાજીંત્રની સહાયથી સુરતરંગમાં પ્રકટ કરીને તે યુવક શાન્ત થયો અને તેની સાથે તેનાં વાજીંત્રો પણ શાંત થઈ ગયાં.

તે યુવક એક બાલિકાને ચાહતો હતો. તે જાણતો હતો કે તેની આ જીંદગીમાં તે બાલિકાને તે પ્રાપ્ત કરી શકશે નહિ, તોપણ તે તેને ચાહતો હતો; તોપણ તે રમણીની મૂર્ત્તિને તેના હૃદયના નિર્જન સ્થાનમાં પધરાવીને પ્રત્યેક શોણિતબિંદુથી તે તેની પૂજા કરતો હતો! આ નિર્જન પવિત્ર સ્થળમાં મંગળમય ઈશ્વરની પાસે તે મનમાં મનમાં બાલિકાનું મંગળ ઈચ્છિતો હતો અને જતે દિવસે એક વખત તે બાલિકાની સાથે તેનો મેળાપ થાય, એવી તે દીનભાવે પ્રભુની પાસે પ્રાર્થના કરતો હતો.

યુવકે જોયું કે સમય ઘણો વ્યતીત થઈ ગયો છે, એટલે તે ઉઠીને ઉભો થયો અને જેવો તે દેવળમાંથી બહાર નીકળવા જતો હતો એટલામાં તે જ રમણી–મૂર્ત્તિ તેની દૃષ્ટિએ પડી. તે રમણીએ પણ તેના તરફ દૃષ્ટિપાત કર્યો. યુવક હવે એક ડગલું પણ આગળ ભરી શક્યો નહિ. તે ભય સહિત વિસ્મય પામીને તે જ સ્થળે એકાએક ઉભો રહ્યો. સન્મુખ તલવારના સેંકડો ઘા પડતા હોત, તોપણ તે યુવક આમ એકાએક ભય પામી જાત નહિ. કદિ સન્મુખ કાળો નાગ

સહસ્ત્ર ફણા વિસ્તારીને ઉભો રહ્યો હોત, તોપણ તે આટલો બધો વિસ્મિત અને સ્તંભિત બની જાત નહિ. યુવકનું વદનમંડળ એકાએક મ્લાન થઈ ગયું અને કંઠ રૂંધાઈ ગયો. તે એક શબ્દ પણ બોલી નહિ શકતાં કાષ્ટની પુતળીની માફક તે ને તે જ સ્થળે સ્તબ્ધ બની ગયો!

યુવતી પણ પોતાની જગ્યાએથી ઉઠીને ઉભી થઈ ગઈ. તેનું પણ વદનમંડળ યુવકને ઓળખવાથી મ્લાન થઈ ગયું; કિન્તુ યુવકની માફક તે ભય પામી નહિ. માત્ર વિસ્મય—આશ્ચર્ય અને આગ્રહનું ચિન્હ તેના મુખ ઉપર ભાસવા લાગ્યું! યુવતીએ તે યુવકને સ્થિર અને નિશ્ચલ સ્વરે બોલાવ્યો: “કેમ, એલફ્રેડ!”

યુવક તેનો કંઠસ્વર સાંભળીને એકાએક થરથરી ગયો. તે ભગ્ન અને કંપિત સ્વરે બોલ્યો: “તું? ડોલા! તું જ અહીં આવી છે?”

યુવતી તેની તરફ જરા આગળ ચાલી અને મંદ હાસ્ય કરીને બોલી: “હા, ખરેખર હું ડોલા જ અહીં આવી છું; આંખોનો અણુવિશ્વાસ લાવવાનું કાંઈ પ્રયોજન નથી એલફ્રેડ! હું કેટલાક દિવસથી આ શ્રી વારવીથ દુર્ગમાં આવી છું; કિન્તુ તને જીવતી અવસ્થામાં અને વળી આ સ્થળે જોઈને હું અત્યંત આશ્ચર્ય પામી છું!”

યુવક નિસ્તબ્ધ ઉભો રહ્યો. તેના હૃદયમાં જે ગંભીર ચિન્તા ઉત્પન્ન થઈ હતી—ભાવીના જે અમંગળ તરંગો તેના મનમાં ઉત્પન્ન થયા હતા, તેને દબાવી રાખવાનો તે પ્રયત્ન કરવા લાગ્યો.

યુવતીનું નામ ડોલા—ડિ—ગૅારનિયર હતું. તે એક ફ્રેંચ રમણી હતી. પાંચ વર્ષ પૂર્વે આસ્ટ્રિયા દેશની રાજધાની વીએના નગરમાં તે યુવકની સાથે તેનો છેલ્લી વારનો મેળાપ થયો હતો. તે વખતે યુવતી એક સુંદર વિધવા બાલિકા હતી. લગ્ન થયા પછી બીજે જ વર્ષે તે વિધવા થઈ હતી. અત્યારે તે બાલિકા નથી, કિન્તુ સુંદરી—માયાવી રમણી છે. એલફ્રેડ હવે વધારે વખત તેની સામે જોઈ શક્યો નહિ. તે તેની દૃષ્ટિ નીચી કરીને અસ્પષ્ટ સ્વરે પોતાના ભાગ્યને ધિક્કારવા લાગ્યો.

યુવકની આ સ્થિતિ જોઈને યુવતી મંદ હાસ્ય કરીને બોલી: “એલફ્રેડ! હું ધારું છું કે તું મને આ સ્થળે જોઈને અત્યંત દુઃખી થયો હોઈશ!”

ચિન્તાથી ઘેરાઈ ગએલો યુવક તેનું બોલવું સાંભળી નહિ શકવાથી નિરૂત્તર જ રહ્યો. યુવકનું આ આન્તરિક કષ્ટ જોઈને યુવતી તેના મનમાં આનંદ માનવા લાગી, કિન્તુ મનમાં મનમાં તેના અનુપમ સૌન્દર્યની પ્રશંસા કર્યા વિના તે રહી શકી નહિ. તે મનમાં બોલવા લાગી: “ અહા ! શું તેનું સૌન્દર્ય ! પ્રથમના જેવું જ તેનું એ સ્વરૂપ, એ જ તેનાં ઉજ્જ્વલ નેત્રો, એ જ તેનું પ્રશસ્ત લલાટ અને એ જ કાળા ભ્રમર જેવો તેનો કેશકલાપ ! મારી સાથે થએલી તેની મુલાકાતને પાંચ વર્ષ જેટલો લાંબો સમય વ્યતીત થઈ ગયો, તોપણ તેના સૌન્દર્યમાં કશો ફેરફાર થયો નથી. અહા ! શું તેના સૌન્દર્યના વખાણ કરૂં ? લાંબો પ્રવાસ કરીને આટલે બધે દૂર સુધી તે આવ્યો, તોપણ તેના આનંદનો અને શાન્તિનો કિંચિત્ માત્ર પણ લોપ થયો નથી ! ”

એ પ્રમાણે વિચાર કરીને તેણે તેને પુનઃ બોલાવ્યો: “એલ્ફ્રેડ ! મારા પ્રિયતમ ! ”

યુવતીનું વાક્ય સાંભળતાં એલ્ફ્રેડને ભાન આવ્યું. તે બોલ્યો: “ શું છે ડોલા ? ”

“ હું ધારૂં છું કે મને આ સ્થળે આવેલી જોઈને તું અત્યંત દુઃખી થયો હોઇશ ! ”

“ એ તારા પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાનું મારે કાંઈ પ્રયોજન નથી. તને અહીં આવેલી જોઈને હું દુઃખી થયો હોઇશ કે સુખી થયો હોઇશ, એ તું સારી રીતે જાણે છે. મારી આ જીંદગીમાં તારી સાથે મેળાપ ન થયો હોત, તો વધારે સારૂં હતું, કિન્તુ તું મારી પાછળ પાછળ આમ શામાટે ફર્યા કરે છે અને પુનઃ મારી જીંદગીનો રસ્તો રોકીને તું અહીં આવીને શામાટે ઉભી છે, તે હું સારી રીતે જાણું છું. ડોલા ! તેં મારૂં આટલું બધું અનિષ્ટ કર્યું, તોપણ શું હજી તને શાંતિ વળી નહિ ? મારા સર્વસ્વનો નાશ કર્યા છતાં અને મને રસ્તાનો એક ભિખારી બનાવી મૂક્યા છતાં પણ શું તારી દુષ્ટ અભિલાષા હજુ પરિપૂર્ણ થઈ નથી ? પિશાચિની ! રાક્ષસી !—”

તેને બોલતો અટકાવીને વચ્ચે ડોલા બોલી ઉઠી: “ બસ કર, એલ્ફ્રેડ ! તું વિસરી જા નહિ, કે આપણે અત્યારે એક પવિત્ર સ્થળે ઉભાં છીએ. પવિત્ર સ્થળનું સન્માન નષ્ટ કરવાનો તું પ્રયત્ન

કર નહિ."

આવા પવિત્ર સ્થળમાં પોતે એકાએક આવેશમાં આવી જઈને ઉત્તેજિત કંઠે બોલવા લાગ્યો હતો, તેને માટે હવે એલ્ડ્રેડ પશ્ચાત્તાપ કરવા લાગ્યો અને લજ્જા પામી જઈને આત્મવિસ્મૃતિને માટે તે મનમાં ઘણું દુઃખ પણ માનવા લાગ્યો.

ડોલા પુનઃ બોલી: "સાંભળ એલ્ડ્રેડ! જો કદિ તારે કાંઈ કહેવાનું હોય, તો અમુક સ્થળ અને સમય નક્કી કર, કે તે સ્થળે અને તે સમયે હું તારી સાથે નિઃસંકોચે વાતચીત કરી શકું. મારે અનેક વાતો તને કહેવાની છે. આપણ બંને વચ્ચે થએલી મુલાકાતને આજ પાંચ વર્ષ જેટલી લાંબી મુદત વીતી જવાથી તને કહેવાની અનેક વાતો મારા હૃદયમાં એકઠી થઈ છે. એલ્ડ્રેડ! મારા પ્રિયતમ! તે સઘળી વાતો—તે હૃદયની સઘળી વ્યથા તને નહિ જણાવવાથી મારા હૃદયનો ભાર ઓછો થઈ શકે તેમ નથી."

યુવતીના પ્રેમી વચનો સાંભળીને એલ્ડ્રેડ ઘણો ગુસ્સે થઈ ગયો અને જાણે લોઢાના ધગાવેલ સળીઆથી કોઈ તેનું હૃદય વીંધી નાંખતું હોય, તેવાં તેનાં આ વચનો અત્યારે તેને વ્યથા ઉત્પન્ન કરનારાં લાગતાં હતાં.

ડોલા પુનઃ બોલવા લાગી: "એલ્ડ્રેડ! અમે વૃદ્ધ ડ્યુકના દુર્ગમાં ઉતર્યા છીએ અને તેમને જ ઘેર તેમના અતિથિ તરીકે રહ્યાં છીએ."

એ સાંભળીને એલ્ડ્રેડ ચમકી ગયો, તેનું વદનમંડળ વધારે મ્લાન થઈ ગયું. તે આશ્ચર્ય પામીને બોલ્યો: "અમે? અમે એટલે કોણ કોણ? શું તારી સાથે બીજું કોઈ છે?"

"હા, મારી સાથે મારો ભાઈ ફ્રાંસાયા છે, તે તને આ સ્થળે જોઇને અત્યંત આનંદ પામશે. હવે મારે એક વાત તને કહેવાની છે તે એ કે જેવો તું દઢતાવાળો અને ઉદાર છે, તેવો જ તું આ સ્થળે રહીને મારી સાથે વ્યવહાર કરવાની આનાકાની નહિ કરે, એમ હું ઇચ્છું છું. અત્યાર પહેલાં જે હકીકત બની ગઈ છે તે સ્મરણમાં રાખીને શત્રુતા પ્રદર્શિત કરવાનો મારો વિચાર નથી."

એલ્ડ્રેડ તેની વાતનો કશો પણ પ્રત્યુત્તર નહિ આપતાં બોલ્યો: "બપોર પછી તું મને મળજે, એટલે તે વખતે તારે જે કાંઈ કહેવાનું

હોય તે તું મને કહેજે; પરંતુ એક વાતની તું પ્રતિજ્ઞા લે કે મારી સાથેના તારા આ મેળાપ વિષે, તારે તારા ભાઈને કંઈ પણ જણાવવું નહિ. હું અહીં રહું છું અને વાજીંત્ર બજાવવાનું કામ કરૂં છું, એ વાત અત્યારથી તે આખર સુધી કદિ પણ તારા ભાઇને તારે જણાવવી નહિ."

"હું પ્રતિજ્ઞા લઉં તેથી શું તને મારો વિશ્વાસ આવશે ?" ડોલાએ પ્રશ્ન કર્યો.

"જો, હજી તું વિશ્વાસુ બની ન હોય તો પછી તારૂં કામ તું કરે અને મારૂં કામ હું કરૂં." એલ્ફ્રેડે ઉત્તર આપ્યો.

" વારૂ, ત્યારે આવતી કાલે તું મને મળીશ ?"

"હા, મળવાને તો તૈયાર છું, પરંતુ ઉપરની શરતે."

એ સાંભળીને ડોલા કેટલીક ક્ષણ સુધી મૌન રહી અને પછી બોલી: "વારૂ, તે શરત કબૂલ છે; પરંતુ કયે સ્થળે અને કયે ટાઇમે તારો મેળાપ થઈ શકશે ?"

એલ્ફ્રેડ જરા વિચાર કરીને બોલ્યો: "હું સમુદ્રને કિનારે ઉભો હોઇશ, ત્યાં તું ત્રણ વાગ્યાને સુમારે મને મળજે; પરંતુ જોજે કે પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન ન કરતી."

ડોલા મંદ હાસ્ય કરીને બોલી: "જો કદિ પ્રતિજ્ઞાનો હું ભંગ કરૂં, તો મને તું શી શિક્ષા કરીશ ?"

"તને શિક્ષા કરવાને હું અધિકારી નથી. પ્રથમની માફક અત્યારે પણ હું તારા હાથમાં છું. હું તને એટલી વિનંતિ કરૂં છું કે તું મારી વાત–મારા જીવનની ગુપ્ત વાત કોઈની પાસે પ્રકટ કરીશ નહિ."

"સારૂં, કોઇને પણ તારી વાત નહિ કહું અને નક્કી કરેલ સમયે સમુદ્રને કિનારે હું તને જરૂર મળીશ. હવે વધારે વખત હું અહીં રોકાઇ શકીશ નહિ." એમ કહીને યુવતી ત્યાંથી પ્રસ્થાન કરી ગઈ.

યુવક દેવળના દરવાજામાં ઉભો રહીને જ્યાંસુધી નજર પહોંચી શકી, ત્યાંસુધી તે ચાલી જતી રમણી તરફ જોઇ રહ્યો અને જ્યારે

તે દૃષ્ટિમર્યાદાની બહાર જતી રહી, ત્યારે તે એક દીર્ઘ નિઃશ્વાસ છોડીને સમુદ્રના કિનારાપર આવેલા એક પહાડ ઉપર જઇને બેઠો.

આ સ્થળે તેને બહુ ગમતું હતું. અવકાશનો સઘળો ટાઇમ તે આ સ્થળે જ ગુજારતો હતો. એ પહાડના ઉંચા શિખર ઉપર અત્યારે તે બેઠો હતો. સન્મુખ જળથી ભરેલો વિશાળ સાગર અનુપમ શોભા અર્પી રહ્યો હતો, કિન્તુ તે તરફ તેનું લક્ષ નહોતું–તે અત્યારે પ્રકૃતિની સૌન્દર્યલીલાનું અવલોકન કરતો નહોતો, પરંતુ અત્યારે તેનું હૃદય ડોલાની ચિન્તાથી વ્યથા પામતું હતું ! યુવકની ચિન્તાની કશી શરૂઆત નહોતી તેમ કશો છેડો પણ નહોતો. માત્ર અમોઘ ચિન્તામાં તે ગમગીન બની ગયો હતો !

યુવક મનમાં મનમાં બોલવા લાગ્યોઃ "ડોલા આ સ્થળે આવશે એમ સ્વપ્નમાં પણ હું ધારતો નહોતો. જે વિષમયીને માટે–જે પિશાચિનીને માટે–જે રાક્ષસીને માટે હું મારા સર્વસ્વનો ત્યાગ કરીને–મારી જીંદગીના સઘળા સુખનું બળિદાન આપીને આ નિર્જન સ્થળમાં વાસ કરીને રહ્યો છું; તે રાક્ષસી અહીં પણ આવીને મારા જીવનનો રસ્તો રોકીને ઉભી રહી ! આ સ્થળે આવવાથી મને જરા શાન્તિ પ્રાપ્ત થઈ, તે તે વિષમયીથી સહન થઈ શક્યું નહિ. એ ક્ષુદ્ર સુખ ઉપર પણ તે પિશાચિનીની દૃષ્ટિ પડી ! હવે આ સ્થળે રહેવું ઉચિત નથી. જેટલી બની શકે તેટલી ત્વરાથી આ સ્થાનનો મારે ત્યાગ કરવો જોઇએ."

ત્યારપછી યુવકે એક દીર્ઘ નિઃશ્વાસ છોડીને દૂરી વારવીથ દુર્ગ તરફ દૃષ્ટિપાત કર્યો; તો દુર્ગની અંદર ડ્યુકની કન્યા ટ્રિ વૉલગાનું તેને સ્મરણ થઈ આવ્યું. તેનું મનોહર સુંદર મુખ, તેનું સરળ હૃદય અને તેનો સુમધુર કંઠ એ સઘળા તેના અત્યુત્તમ ગુણો તેના મનમાં એક પછી એક ઉદ્‌ભૂત થવા લાગ્યા. એ અનુપમ લાવણ્યમયી ડ્યુકકન્યાનો ત્યાગ કરીને જવાનો વિચાર કરતાં યુવકને ઘણું દુઃખ ઉત્પન્ન થયું.



# પ્રકરણ ૨ જું.

## વિષમયીની પ્રણયપ્રાર્થના.



ડોલાનો દૃઢ વિશ્વાસ હતો કે એલ્ડ્રેડ હવે આ જગતની અંદર રહ્યો નથી. તેથી તે અત્યારસુધી શાંત રહી હતી અને તેથી તેનો વૈરાગ્નિ બુઝાઈ ગયો હતો; પરંતુ આજે પાંચ વરસ પછી તેને જીવતો જોવાથી એ ફ્રેંચ રમણીના હૃદયમાં તુર્ત જ વૈરાગ્નિ પુનઃ જાગૃત થઈ ઉઠયો. તે મનમાં મનમાં બોલવા લાગી: "તું સુખી થા એ મારાથી સહન થઈ શકે નહિ. હું જ્યારે તને લોકોના પગનીચે કચરી નંખાવીશ, જ્યારે સઘળા લોકો પાસે તારો તિરસ્કાર કરાવીશ, જ્યારે તું ભિખારીની માફક રખડતો ફરીશ, જ્યારે તારી આંખોમાંથી અશ્રુની ધારાઓ વહેવડાવીશ અને જ્યારે તું વારંવાર દીર્ઘ નિઃશ્વાસ છોડીને જગતને ઉત્તપ્ત કરીશ, ત્યારે મને અને મારા આત્માને શાન્તિ થશે, ત્યારે મને તૃપ્તિ થશે અને ત્યારે મારા અપમાનનું વૈર લીધું એમ હું સમજીશ. એલ્ડ્રેડ! તું મનમાં સમજીશ નહિ કે ટ્રી વારવીથ દુર્ગની શીતળ છાયામાં તું સુખેથી રહી શકે અને વાજીંત્ર બજાવનારના ગુપ્ત વેશમાં તું છૂપો રહી શકે. તેમ કદિ પણ હું બનવા દઈશ નહિ. જ્યાંસુધી ડોલા જીવતી રહેશે, જ્યાંસુધી એક બિંદુ માત્ર શોણિત ડોલાના શરીરમાં રહેશે, ત્યાંસુધી તે તારી પાછળ પાછળ વૈરના બળતા અગ્નિને લઈને દોડયા કરશે; તારી શાંતિના અંકુરને અને તારા સુખના ફણગાને તે બાળીને ભસ્મસાત્ કરી નાંખશે. વૈરના સળગતા અગ્નિમાં તે તને પણ બાળીને ભસ્મીભૂત કરી નાંખશે અને તે તને સળગતો જોઈને હાસ્ય કરતી કરતી આનંદ પામશે; ત્યારે જ તને માલમ પડશે કે પ્રેમ કરવાની ઇચ્છા રાખતી રમણીનો તિરસ્કાર કરવાથી તે કેવી ભયંકર નાગિણી બની છે!" પાપિણી ડોલા એ પ્રમાણે વિચાર કરતી કરતી દુર્ગ તરફ ચાલવા લાગી.

દુર્ગમાં ડયુક અને તેના અતિથિઓ વગેરેને જમવા ઉઠવાનો સાદ પડ્યો. ડોલા પણ તે જ વખતે ત્યાં આવી પહોંચી. તેને જોઈને

ડયુક બોલ્યોઃ " આપને આવવામાં વિલંબ થએલો જોઇને મને ઘણી ફીકર થતી હતી."

" શું, મારા આવવામાં બહુ જ વિલંબ થયો ? દેવળમાં વાગતાં વાજીંત્રો સાંભળીને હું એટલી બધી મોહિત થઇ ગઇ હતી કે સમયનું તો મને બિલકુલ ભાન જ રહ્યું નહિ." ડોલાએ પોતાને આવવામાં વિલંબ થવાનું કારણ દર્શાવતાં જણાવ્યું.

એ સાંભળીને ડયુક બોલ્યોઃ " હા, તમારૂં કહેવું વાજબી છે. એલ્ડ્રેડનાં વાજીંત્રો સાંભળવાથી દરેક મનુષ્ય તમારી માફક મોહિત જ બની જાય છે અને એટલા માટે જ હું તેને બહુ ચાહું છું. એલ્ડ્રેડ જેવો કુશળ યુવક વાજીંત્ર બજાવનાર તરીકે મને મળી આવ્યો, એ ઘણા ગૌરવની વાત છે, કેમ ખરૂં કે વૉલગા ?"

બાલિકાનું પૂરેપુરૂં નામ ગ્રિ વૉલગા હતું. તે ડયુકની માત્ર એકની એક કન્યા હતી. વૉલગા નીચી દૃષ્ટિ કરીને બોલીઃ " હા, તેમાં વળી સંદેહ શો છે ? એટલા માટે જ આપણે સઘળા તેમને ચાહીએ છીએ." એટલું બોલતાં તેના મુખ ઉપર લજ્જાની રેષાઓ ચમકવા લાગી.

બાલિકાનો આ મનોભાવ જોઇને ડોલાના મનમાં ચિન્તા ઉત્પન્ન થઇ, કે કદિ વૉલગા એલ્ડ્રેડની સાથે પ્રેમ બાંધવાને ઇચ્છા કરતી હોય ! જાણે નક્કી એ બંને જણાં એક બીજાનો પ્રેમ સંપાદન કરવાની ઇચ્છા કરતાં હોય એમ મને જણાય છે. નહિતો એલ્ડ્રેડ આ નિર્જન સ્થળમાં આવી ગરીબ અવસ્થામાં શામાટે જીંદગી ગુજારતો હોય ? એ પ્રમાણે વિચાર કરીને ડયુક સાંભળે તેમ તે બોલીઃ " હા, ખરેખર એલ્ડ્રેડના જેવો ગુણવાન યુવક વાજીંત્ર બજાવનાર તરીકે તમને મળી આવ્યો, એ મોટા આનંદની વાત છે, એમાં કશો સંદેહ નહિ. વારૂ, એ આપને કેવી રીતે મળી આવ્યો ?"

" અમારો પ્રથમનો વાજીંત્ર બજાવનાર મરણ પામવાથી તેની જગ્યાએ બીજો મેળવવાને માટે અમોએ વર્ત્તમાનપત્રોમાં જાહેર ખબર આપી હતી, તે જાહેર ખબર વાંચીને અનેક ઉમેદવારોની અરજીઓ અમારા પર આવી હતી. આખરે એલ્ડ્રેડની અરજી અમે મંજુર કરીને તે જગ્યા તેમને આપી." વૃદ્ધ ડયુકે ગર્વ સહિત પ્રત્યુત્તર આપ્યો.

" તે અહીં કેટલા વખતથી આવેલો છે ?"

"લગભગ ત્રણ વર્ષ થયાં. જે વખતે તેમને મેં રાખ્યા તે વખતે જ મને આ ડ્યુકની પદવી મળી હતી."

વૃદ્ધને કેવી રીતે ડ્યુકની પદવી મળી હતી, તે ડોલાથી અજાણ્યું નહોતું. પ્રથમના ડ્યુકને ત્રણ પુત્રો હતા, તેમાંના બે દક્ષિણ આફ્રિકાના યુદ્ધમાં મરાયા હતા અને ત્રીજા પુત્ર વિષે લોકોમાં એમ કહેવાતું હતું કે કોઇ કારણથી તેનું અપમાન થવાથી જળમાં પડીને તે ડૂબી મુવો હતો. તે વખતે આ વૃદ્ધ લંડન શહેરમાં રાજનૈતિક કાર્ય બજાવતો હતો. તેણે તેની જીંદગીનો ઘણો વખત લંડન શહેરમાં ગુજાર્યો હતો. તેની સ્ત્રી એક નાની બાલિકાને મૂકીને ગુજરી ગઇ હતી. તે એકની એક પુત્રીને વૃદ્ધે ઉછેરીને મોટી કરી હતી. ટ્રી વારવીથ દુર્ગનો પ્રથમનો ડ્યુક મરણ પામવાથી અને તેના ત્રણે પુત્રો તેની હયાતીમાં જ ગુજરી ગએલા હોવાથી તેનો ઉત્તરાધિકારી કોઇ ન હતો, તેથી આ વૃદ્ધ તેનો નાતીલો અને સંબંધી છું એમ કહીને પચાસ વરસની ઉમ્મરે ઓનરેબલ હેરૉલ્ડ ટ્રિવૉર્ન ટ્રી વારવીથનો ડ્યુક થયો. કેટલાક દિવસ પછી લંડનમાં બજાવેલા રાજનૈતિક કાર્યની કાર્યદક્ષતાના બદલામાં મંત્રીપદ પણ તેને જ પ્રાપ્ત થયું હતું.

જમવાના કાર્યથી પરવાર્યા પછી ડોલા તેના ભાઇ ફ્રૅંસાયાના કાનમાં કાંઇક ખુસપુસ વાત કરીને માળ ઉપર ચાલી ગઇ. કેટલીક ક્ષણ પછી ફ્રૅંસાયા પણ તેની બ્હેન ગઈ હતી તે માળ ઉપર ગયો, તો ત્યાં ડોલા બહાર જવાનો પોષાક પહેરીને પિંજરામાં પૂરાએલી સિંહણની માફક આમતેમ ટહેલતી તેની નજરે પડી. ફ્રૅંસાયા તેની પાસે જઇને નમ્ર સ્વરે બોલ્યોઃ "ડોલા ! શું ખરેખર એલ્ફ્રેડ હજી જીવતો છે ? શું તે હજી મરી ગયો નથી ?"

ડોલાનું મુખ ગંભીર થઈ ગયું. તે ઉત્તેજિત કંઠે બોલીઃ "ના, હજી તે મરી ગયો નથી. હજી તે શરીરે હષ્ટપુષ્ટ છે, હજી તે આ પૃથ્વી ઉપરના શ્વાસ નિઃશ્વાસ ગ્રહણ કરે છે; મેં તેને પ્રત્યક્ષ જોયો છે અને તેની સાથે વાતચીત પણ કરી છે. તેનાં વાજીંત્રનો સુરતરંગ સાંભળીને હું એટલી બધી મુગ્ધ બની ગઇ હતી કે કેટલીક ક્ષણો સુધી તો મારામાં ભક્તિનો સંચાર થવાથી હું ઘૂંટણીએ પડીને પ્રાર્થના કરવા લાગી ગઇ. મેં શી પ્રાર્થના કરી તેનું તેના સુરતરંગમાં મુગ્ધ બની જવાથી મને ભાન રહ્યું નથી, કિન્તુ પ્રાર્થના કરી ખરી. પ્રાર્થના સમાપ્ત કરીને હું ઉભી થઇ એટલામાં એલ્ફ્રેડને મેં સન્મુખ ઉભેલો

જોયો. જોકે તે વખતે તે મલીન પોષાકમાં હતો, તોપણ તેનું સૌન્દર્ય તો હજી તેવું ને તેવું જ મારા જોવામાં આવ્યું."

"તે પોતે એલ્ડ્રેડ નથી, એવું ઠસાવી દેવાનો તેણે શું કાંઈ પ્રયત્ન કર્યો નહિ ?" ફ્રૅંકાસાયાએ પ્રશ્ન કર્યો.

"ના, તેવું કશું તેણે કર્યું નહિ. અમે તુર્ત જ એક બીજાને પરસ્પર ઓળખી ગયાં. તે અહીં દેવળમાં વાજીંત્ર બજાવવાનું કામ કરે છે અને એલ્ડ્રેડ એવું તેણે તેનું નામ રાખ્યું છે. જોકે તે અહીં તેના નિર્વાહ જેટલું જ પેદા કરે છે, તોપણ તે સંપૂર્ણ રીતે સુખી છે." ડૉલાએ તેના પ્રશ્નનો પ્રત્યુત્તર આપતાં જણાવ્યું.

એ સાંભળીને ફ્રૅંકાસાયા બોલવા લાગ્યો: "એલ્ડ્રેડ ! કમનસીબ! મૂર્ખ ! આ સ્થળે રહીને શું તું સુખ ભોગવીશ એમ તું ધારે છે ?"

ડૉલા તેને અટકાવીને બોલી: "ના, ફ્રૅંકાસાયા ! તે મૂર્ખ નથી; તેણે આ કામ ઘણી બુદ્ધિથી કર્યું છે. તું વિસરી જા નહિ કે ડચુકને બિલકુલ પુત્ર નથી, તેથી ટ્રિ વૅાલગાનો જે પતિ થશે, તેને જ ડચુકની પદવી મળશે."

"હું તારી વાતનો મર્મ સમજી શકતો નથી." ફ્રૅંકાસાયા બોલ્યો:

"નથી સમજી શકતો ? લેડિ ટ્રિ વૅાલગાનો પતિ કોણ થશે તે શું તું જાણતો નથી ?"

"કોણ તેનો પતિ થશે ? એલ્ડ્રેડ ?"

"હા, એલ્ડ્રેડ જ થવાનો."

"શું કમનસીબ એલ્ડ્રેડ વૅાલગાનું પતિત્વ ગ્રહણ કરશે ? ના, તેમ કદિ પણ થવા પામશે નહિ. જો તેમ થાય તો તે મૂર્ખ તુર્ત જ પોતાનો ભ્રમ સમજી લેશે."

"હા, તેમ બને ખરૂં, કિન્તુ વૅાલગાને તું પ્રેમમાં ડુબાવી રાખવાનો પ્રયત્ન કર. કૃત્રિમ પ્રેમમાં તે બાલિકાને એટલી બધી અંધ બનાવી મૂક, કે તારા સિવાય બીજા કોઇ પુરૂષની સાથે લગ્ન કરવાનો તે સ્વીકાર જ કરે નહિ. જો તેમ થાય તો મારા કાર્યમાં મને સફળતા મળે."

એ સાંભળીને ફ્રૅંકાસાયા ગર્વ સહિત બોલ્યો: "તે વિષે મને શિખામણ આપવાની કશી જરૂર નથી. વારૂ, ત્યારે શું તું અત્યારે એલ્ડ્રેડને જ મળવા જાય છે ?"

ડોલા મંદ હાસ્ય કરીને બોલી: "હા, તેને જ મળવા જઉં છું."

"હું પણ જો તારી સાથે આવું, તો શું તને કોઇ જાતની અડચણ છે ?"

"હા, મોટી અડચણ છે. મેં તેને વચન આપ્યું છે કે તે અહીં છે, એ વાત હું તને કહીશ નહિ; માટે તને હું મારી સાથે લઇ જઇ શકીશ નહિ. અત્યારથી જ જો તે મારૂં કપટ જાણી જાય, તો આપણા ધારેલા કામમાં આપણને નુકસાન પહોંચે. તને મેં પ્રથમથી જ કહ્યું છે કે આપણું કામ આપણે ઘણી સાવચેતીથી કરવાનું છે. જો તેમાં કાંઈ પણ ભૂલ આવે, તો સઘળી બાજી ઉંધી વળી જાય."

"હા, ડોલા! તેં મને એક વખત કહ્યું હતું ખરૂં કે આપણે બહુ જ ધીમાશથી અને ચતુરાઇથી આપણું કાર્ય કરવાનું છે; કિન્તુ તને એક વાત કહેવાની એ છે કે તે મૂર્ખના સૌન્દર્યમાં તું હવે મોહ પામી જઇશ નહિ હો."

એ સાંભળીને ડોલા કાળી નાગિણીની માફક તેની ડોકને ઉંચી કરીને ઉત્તેજિત કંઠે બોલી: "શું, હવે તેના સૌન્દર્યમાં હું મોહ પામું? શું, હવે તેના સૌન્દર્યરૂપી અગ્નિમાં હું પતંગીઆની માફક ઝંપલાવું? ના ના, તેમ કદિ પણ બને જ નહિ. સાંભળ ફ્રાંસાયા! હું પ્રતિજ્ઞા કરૂં છું કે પૃથ્વી ઉપરના તેના સઘળા સુખનો હું નાશ કરીશ, તેના હૃદયમાં દુઃખ દાવાનળના મોટા ભડકા સળગાવીશ અને સંહારિણીદેવીનું રૂપ ધારણ કરીને તેની પાછળ પાછળ ફરીશ. તેણે જે રીતે મારા પ્રેમનો તિરસ્કાર કર્યો છે, તેવી જ રીતે ડોલા પણ તેનું વૈર લેવાને સઘળું સુખ છોડીને કુતરી બનીને તેના સુખનો–તેની શાંતિનો રસ્તો રોકીને ઉભી રહેશે; તેમ કરવામાં વિધાતા મને જો હજારો શાપ આપશે, તોપણ તે હું શિર ઉપર ચડાવી લઇશ." એટલું બોલતાં તો ડોલાનું મુખ લાલચોળ થઈ ગયું! તેનાં ઉજ્જ્વલ નેત્રો વધારે ઉજ્જ્વલ થઇ ઉઠ્યાં. વૈરાગ્નિના ક્રોધથી તેની નાસિકા કંપવા લાગી. ઉપરાઉપરી શ્વાસનિઃશ્વાસ લેવાથી તેનાં બંને વક્ષઃસ્થળ પણ કંપવા લાગ્યાં!

ફ્રાંસાયા શાંત ઉભો રહીને તે કોપાયમાન થએલી નાગિણીનું સૌન્દર્ય નિહાળી રહ્યો. વાસ્તવિક–સાધારણ અવસ્થા કરતાં આ અવસ્થામાં ડોલાનું રૂપ બહુ જ ભયંકર લાગતું હતું.

ફ્રાંસાયા ડોલાનો હાથ પકડીને બોલ્યો: "બહેન! શું ખરેખર

તું એલ્ડ્રેડને આટલો બધો તિરસ્કારે છે? જેનો પ્રેમ મેળવવાને તું ચાહતી હતી, તેને શું આટલી વારમાં તું વિસરી ગઇ ?"

"હા, ફ્રાંસાયા! પ્રથમ હું તેને બહુ ચાહતી હતી. તેની દાસી થવાને માટે, તેના ચરણની રજ શિરપર ચડાવવાને માટે, મેં તેને અનેક વખત વિનતિ કરી હતી અને અનેક વખત તેનો પગ પકડીને હું રડી હતી પણ ખરી; પરંતુ તે મૂર્ખ મારા પ્રેમને સમજી શક્યો નહિ, મારી વિનતિનો તિરસ્કાર કરીને તે ગર્વ સહિત ચાલ્યો ગયો. મારો તે પ્રેમ હવે વૈરાગ્નિના રૂપમાં ફેરવાઇ ગયો છે. રમણીનું તે કોમળ હૃદય અત્યારે પાષાણના જેવું કઠણ બની ગયું છે. અત્યારે તે કોમળતા, તે મધુરતા અને તે પ્રેમ મારા હૃદયમાં રહ્યાં નથી. અત્યારે તો મારા હૃદયમાં વૈરનો દાવાનળ હડહડ સળગ્યા કરે છે!" એટલું બોલીને ડોલા ત્યાંથી ઉતાવળે પગલે પ્રસ્થાન કરી ગઈ.

આજે ડોલા સુંદર પોષાક ધારણ કરીને દર્શાવેલ સ્થળે આવીને ઉભી રહી. તેણે એલ્ડ્રેડને શોધવા માટે ચારે તરફ નજર ફેરવી, તો તેના કહ્યા મુજબ સમુદ્રને કિનારે તે આમતેમ ટહેલતો તેની દૃષ્ટિએ પડયો. સમુદ્રના કિનારા પાસે જ એક ઉંચો પહાડ આવી રહેલો છે, તેથી સમુદ્રનાં મોજાં પહાડની સાથે અથડાઇને ગંભીર ગર્જના કરીને પાછાં પડે છે અને તેનાં જળબિંદુઓ પહાડની આજુબાજુ સર્વત્ર ઉડીને પડે છે. આ સુંદર અને શાન્તિને આપવાવાળું સ્થળ એલ્ડ્રેડને બહુ પ્રિય હતું. પ્રકૃતિ અને શાન્તિને ઇશ્વરે જાણે એક જ તાંતણેથી બાંધેલી હોય, તેમ આ સ્થળે આવવાથી તે ઉભયનો અનુભવ મળતો. એલ્ડ્રેડને હંમેશાં આ સ્થળે શાંતિ મળતી, કિન્તુ આજે તે શાન્તિ તેને પ્રાપ્ત થઇ નહિ. આજે તો તેના હૃદયમાં ચિંતાગ્નિ હડહડ બળતો હતો. ડોલા મંદ હાસ્ય કરીને એલ્ડ્રેડની પાસે ગઇ. એલ્ડ્રેડ વધારે સમય નષ્ટ નહિ કરવાના ઉદ્દેશથી બોલ્યો: "તેં એકાંતમાં મળવાની મને ઇચ્છા દર્શાવી હતી, તેથી આ નિર્જન સ્થળમાં આવીને હું તારી રાહ જોઇ રહ્યો છું; માટે તારે જે કાંઇ હવે કહેવાનું હોય, તે ઝટ કહી નાંખ, કારણકે હું આ સ્થળે વધારે સમય ગાળી શકું તેમ નથી."

"હજી ચાલ થોડા આગળ જઇએ, આ સ્થળે ઉભા રહીશું તો લોકો જોઇ જશે; આ સ્થળે તું મારાથી તદ્દન અજાણ્યો જ છે, એમ લોકો સમજે છે, તેથી આ નિર્જન સ્થળમાં તારી સાથે ઉભેલી મને

કોઇ જોશે, તો લોકો આપણી નિંદા કરશે; વળી દુર્ગનાં સઘળાં મનુષ્યો જાણે છે કે ડોલા જમ્યાપછી અત્યારે આરામ લે છે. તારે માટે હું કેટલું જોખમ ખેડીને અહીં આવી છું, તે તુ જાણે છે ?"

"તું તારી પોતાની ઇચ્છાથી અહીં આવી છે, મારે માટે કાંઇ આવી નથી. હું તો ઉલટો જેમ બને તેમ તારી સાથે ઝાઝી વાતચીત ન થાય, તેમ ઇચ્છું છું." ગંભીર ભાવ ધારણ કરીને એલ્ફ્રેડે પ્રત્યુત્તર આપ્યો.

"એલ્ફ્રેડ! શું તું ચિરકાળસુધી મારી સાથે આવો કઠોર વ્યવહાર રાખીશ? શું તું કદિ પણ મારી સાથે એક મીઠું વચન નહિ બોલે? મને જોકે તારા પર જોરજુલમ કરવાનો અધિકાર નથી અને તેમ કરવાને હું ઇચ્છતી પણ નથી; તોપણ મારે પૂછવાનું એ છે કે તું આ પ્રમાણે એક ગરીબ જીંદગી શામાટે ગુજારે છે? તારા પોતાના જ સુખને આમ નિર્દયપણે તું પગ નીચે શામાટે કચરી નાંખે છે? તારો પોતાનો વૈભવ, સુખ અને અધિકાર છોડી દઇને આમ પરાધીન અવસ્થામાં તું શામાટે રખડયા કરે છે?"

"હું શામાટે આમ ગરીબ અવસ્થામાં રખડયા કરૂં છું, એ જાણવાને માટે જો તું કષ્ટ વેઠીને આટલે દૂરસુધી આવી હોય, તો કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના સીધી પાછી જ ચાલી જા."

"હું તને એક મિત્ર તરીકે શિખામણ આપવા આવી છું. તારી સાથે મારે અનેક દિવસથી પરિચય હોવાથી, તું સુખમાં ઉછરેલો હોવાથી અને તને કદિ પણ દુઃખ દારિદ્રનો પરિચય થએલો નહિ હોવાથી આજે આ તારી દુઃખી અવસ્થા જોઇને મારા મનમાં ઘણું દુઃખ ઉત્પન્ન થયું છે. અતુલ ઐશ્વર્યનો ત્યાગ કરીને દારિદ્રને તું શામાટે વહોરી લે છે?"

એ સાંભળીને ઉત્તેજક કંઠે એલ્ફ્રેડ બોલ્યો: "સાંભળ ડોલા! આ સ્થિતિને હું દારિદ્ર માનતો નથી, આ મારૂં અતુલ ઐશ્વર્ય છે અને આ મારૂં સામ્રાજ્ય છે. આ સ્થિતિને હું સુખી ગણું છું. અત્યાર પહેલાં એટલે તું મને દેવળમાં મળી તે પહેલાં હું અત્યંત સુખી હતો, સંપૂર્ણ શાન્તિ અનુભવતો હતો અને એમ જાણતો હતો કે મારૂં નાશ પામેલું સઘળું સુખ મને પુનઃ પ્રાપ્ત થયું છે. આજ ત્રણ વર્ષ થયાં હું આ સ્થળે આવ્યો છું, એ ત્રણે વર્ષમાં આ નિર્જન સ્થળમાં મને ખરા સુખનો અને ખરી શાન્તિનો અનુભવ મળ્યો છે."

યુવકનું આ બોલવું સાંભળીને ડોલાના હૃદયમાં ઈર્ષાગ્નિ પ્રજ્વલિત થઈ ઉઠયો. તે બોલી: "આવા નિર્જન સ્થળમાં રહીને આવી દરિદ્ર જીંદગી ગુજારવી એ શું સુખ કહેવાય? તારી પોતાની સંપત્તિ ગ્રહણ કરીને સુખી નહિ થતાં આમ ગુમ વેશમાં રહીને શામાટે તું દુઃખી થાય છે?"

"ડોલા? એ વાત પૂછતાં શું તું શરમાતી નથી? મારા સર્વસ્વને લૂંટી લઇને પછી મારા રૂદનનું તું કારણ પૂછે છે? પુત્રને મારી નાંખીને શોક કરનારને શોક કરવાનું તું કારણ પૂછે છે? મારી આ દુર્દશાનું કારણ કોણ? તું જ! તેં જ મને રસ્તાનો ભિખારી બનાવી મૂક્યો છે. તારા જ વિશ્વાસ-ઘાતથી હું મારૂં સઘળું સુખ વૈભવ છોડીને પર્ણકુટિમાં રહેનારો એક ભિખારી બની ગયો છું. રાજભોગ છોડીને ભૂખ્યા કુતરાની માફક આજ હું પારકા ઉપર આશા રાખીને, પારકાનો આપેલો રોટલો ખાઈને જીંદગી ગુજારૂં છું!"

એલ્ડ્રેડની આ દુઃખપૂર્ણ વાત સાંભળીને ફ્રેંચ રમણી તેના મનમાં બહુ આનંદ પામવા લાગી. તે બોલી: "ત્યારે હવે તું પાછો દેશમાં કેમ જતો નથી? તારી સઘળી સંપત્તિ હવે તને પાછી મળશે. હવે તું સઘળા સુખનો અધિકારી થઈશ."

"ના, મારે હવે તે સુખ જોઈતું નથી. અપમાનમાં અને કલંકમાં જીંદગી ગુજારવા કરતાં આ મારી દરિદ્ર અવસ્થાને હું સેંકડોગણી સારી ગણું છું, પરંતુ હું ધારૂં છું કે તું સ્વાર્થની ખાતર -પૈસાની ખાતર સઘળું કલંક માથે લઈને ફરવામાં કશો સંકોચ રાખતી નથી."

"હા, હું તો પૈસાને માટે જ તેમ કરૂં છું. પૈસા મેળવતાં જે કલંક લાગે તે કાંઈ કલંક કહેવાય નહિ, કિન્તુ તે તો તેનું ગૌરવ કહેવાય. ધનવાનને આખું જગત્ ક્ષમા કરે છે."

"તે પ્રશંસા બહારની છે, અંદરની નહિ. જવા દેને એ વાતનો, વાદવિવાદ કરવો નિષ્પ્રયોજન છે. એક દિવસ તું મારી રક્ષા કરી શકત, એક દિવસ તારા માત્ર એક વચનથી મારૂં ધન, માન અને આબરૂ મને પાછાં મળી શકત; પરંતુ તે દિવસે તેં મારા પર દયા કરી નહિ અને આજે એ સુખની મને લાલચ શામાટે બતાવે છે? અત્યારે હું સંપૂર્ણ રીતે સુખી છું, મારી આ દરિદ્ર અવસ્થાથી હું સંતોષ માનું છું."

"શું ત્યારે તું આવી સ્થિતિમાં જ તારી જીંદગી ગુજારવાને ઇચ્છે છે ?"

"હા, આવી સ્થિતિમાં જ હું મારી જીંદગી ગુજારવાને ઇચ્છું છું. જેણે મને લોકો આગળ તદ્દન જુઠું બોલીને કલંકિત કરાવ્યો અને જેણે મારે માથે જુઠું તોહમત મૂકીને લોકો આગળ મારૂં અપમાન કરાવ્યું, તેની સાથે હું વધારે વખત વાતચીત કરવાને ઇચ્છતો નથી. જો કદાપિ મારૂં તે કલંક તું સાબિત કરી આપે, તો ઘણી ખુશીથી હું તે માથે ચડાવી લઉં; પરંતુ સાબિત કર્યા વિના તદ્દન જુઠું કલંક હું સહન કરી શકું તેમ નથી. હવે નકામા વાદવિવાદમાં સમય નષ્ટ કરવાનું શું પ્રયોજન છે ?"

"એલ્ફ્રેડ ! અમે શામાટે ટ્રી વારવીથ દુર્ગમાં આવ્યાં છીએ અને કેવી રીતે ડયુકને ઘેર અતિથિ થઈને રહ્યાં છીએ, તે વાત સાંભળવાની તને શું ઇચ્છા થતી નથી ?"

"તે વાત જાણવામાં મારો કશો સ્વાર્થ નથી, તેથી તે સાંભળવાની મને કશી જરૂર નથી."

"તારે કશી જરૂર નથી, તોપણ હું કહું છું કે ડયુકની કન્યા લેડિ ટ્રિ વૉલગાને તું ઓળખે છે કે ? એના જેવી સ્વરૂપવવતી કન્યા મેં કદિ જોઈ નથી. તેણે ફ્રાંસાયા સાથે સ્નેહ બાંધ્યો છે. હું ધારૂં છું કે તે બંને જણાં થોડી મુદતમાં જ લગ્નની ગાંઠથી જોડાઈ જશે."

તે સાંભળીને એલ્ફ્રેડ અત્યંત ગુસ્સે થઈને બોલ્યો: "એ બધી વાત સાંભળવાને હું ઇચ્છતો નથી, મેં તને પ્રથમથી જ જણાવ્યું છે કે જે વાતમાં મારો કશો સ્વાર્થ ન હોય, તે વાત સાંભળવાની મને કશી જરૂર નથી."

"વૉલગાને તું સારી રીતે પિછાણે છે. વળી તે સુંદરી છે, તે અવિવાહિતા બાલિકા છે અને તું એક ફાંકડો યુવક છે, તો શું યુવકની પાસે સુંદર રમણીની વાત કરવાથી આનંદ ઉપજે નહિ ?"

"તારે જો બીજું કશું કહેવાનું હોય તો કહે અને નહિતો અહીંથી વિદાયગીરી લે."

ડોલાના હસતા–પ્રફુલ્લ વદને એકાએક ગાંભીર્ય ધારણ કર્યું. સુંદર મુખનું ગાંભીર્ય કાંઈ ઓછી શોભા આપતું નથી ! ડોલા એક સુંદરી હોવા છતાં યુવક તેના સૌન્દર્યમાં કિંચિત્ માત્ર પણ મોહ પામ્યો નહિ.

કારણકે તેનું સૌન્દર્ય અતિ પ્રખર જણાતું હતું. જેમ કાળી નાગિણી સુંદર હોવા છતાં ભયંકર જણાય છે, તેમ ડોલા સુંદરી ભયંકર જણાતી હતી.

ડોલા વધારે ગંભીર ભાવ ધારણ કરીને બોલી: “ એલ્ડ્રેડ ! મારે કહેવાની સઘળી વાતો પૂરી થઈ નથી. હજી પણ કેટલીક કહેવાની બાકી છે. સાંભળ, એલ્ડ્રેડ ! જે બનવાનું હતું તે બની ચૂક્યું છે, ગઈગુજરી વાત યાદ કરીને હું તને દુઃખી કરીશ નહિ. જોકે તને વિશ્વાસ નહિ આવતો હોય, તોપણ હું તો સત્ય કહું છું કે મેં જે તને દુઃખી કર્યો હતો તેને માટે હું હવે સંપૂર્ણ રીતે પશ્ચાત્તાપ કરૂં છું. તેં મારે માટે જે સઘળું ગુમાવ્યું છે, મારા એક વચનને માટે તેં જે સન્માન, જે ઐશ્વર્ય અને જે સુખ વૈભવને તિલાંજલિ આપી છે, તે સઘળું હવે હું તને પાછું સોંપવાને ઇચ્છું છું, પરંતુ એ સંબંધે મારે તને કાંઈક કહેવાનું છે. ”

“ શું કહેવાનું છે ? જે કહેવાનું હોય તે જલ્દી કહી નાંખ. ”

“ મારે તને એ કહેવાનું છે કે મેં તારો શો અપરાધ કર્યો છે, કે જેથી તું મારો તિરસ્કાર કરે છે ? મારા શા અપરાધથી તું મને પગ આગળથી ઠેલી કહાડે છે ? પાંચ વરસ પહેલાં રમણી જીવનના મારા સર્વ અહંકાર અને માન અભિમાનને તિલાંજલિ આપીને તારા ચરણમાં મારો દેહ અર્પણ કરવા હું આવી હતી, તે વખતે શામાટે તેં મને તરછોડી કહાડી હતી ? પ્રાણ કરતાં પણ તને અધિક વહાલો ગણીને હું તારી પાસે પ્રેમની માંગણી કરવા આવી હતી, તે વખતે નિર્દય બનીને શામાટે તેં મારો તિરસ્કાર કર્યો હતો ? શું હું સુંદરી નથી ? શું મારા હૃદયમાં પ્રેમ નથી ? શું હું તને સુખી કરી શકીશ નહિ ? તારે શું જોઈએ છે ? બોલ, તને જે જોઈએ તે હું તને આપું. તું મારો સ્વીકાર કર; મને પત્ની કહીને તારા ચરણમાં સ્થાન આપ. જો તેમ કરે તો હું તારી મૂળ પદવીનો તને અધિકારી બનાવીશ, તને અતુલ ધનનો અધીશ્વર બનાવીશ અને તને સંપૂર્ણ રીતે સુખી કરીશ. માત્ર તું મને તારા ચરણમાં સ્થાન આપ અને પત્ની તરીકે મને તું અંગીકાર કર. ”

ડોલા પ્રેમાવેશમાં આવી જવાથી વધારે બોલી શકી નહિ. તે ઘૂંટણીએ પડીને એલ્ડ્રેડની સન્મુખ બેસીને કંપિત હાથે તેનો હાથ

પકડીને તૃષાતુર નેત્રે તેના મુખ સામે દૃષ્ટિ ટેકાવી રાખીને પ્રત્યુત્તરની રાહ જોવા લાગી.

કેટલીક ક્ષણો સુધી બંને જણાં સ્તબ્ધ બની ગયાં. આસપાસનું વાતાવરણ પણ સ્તબ્ધ બની ગયું. પક્ષીઓ પણ બોલતાં બંધ થઈ ગયાં. સર્વત્ર નિસ્તબ્ધતા પ્રસરી રહી. માત્ર સમુદ્રતરંગના શબ્દો સિવાય બીજા કોઈનો શબ્દ કર્ણગોચર થતો ન હતો. એ પ્રમાણે કેટલીક ક્ષણો નિસ્તબ્ધતામાં પસાર થયા પછી એલ્ડ્રેડ બોલ્યોઃ “ સાંભળ ડોલા! આજથી પાંચ વર્ષ પહેલાં જ્યારે તું મારી સાથે પ્રેમ બાંધવાને આવી હતી, તું તારૂં હૃદય મારા હૃદયની સાથે મીલાવવાને આવી હતી, ત્યારે શું તેમાંનું કશું તું પ્રાપ્ત કરી શકી હતી તે વખતે શું તું એક બિંદુ માત્ર પણ મારો સ્નેહ પ્રાપ્ત કરી શકી હતી? એક અણુ માત્ર મારી સહાનુભૂતિ શું તું મેળવી શકી હતી? કે જેથી આજે તેની લાલચ બતાવવાને તું અહીં આવી છે? લાલચથી તું મને વશ કરવાને ઇચ્છે છે, પરંતુ તેમાં તને સફળતા મળી શકશે નહિ. આ મારી આખી જીંદગીમાં તારી સાથેનો તિરસ્કાર મરતાં સુધી એવો ને એવો રહેવાનો છે. હું પિશાચિનીનો પ્રણય ચાહતો નથી, હું વિષમયીનું વિષ પીવાને ચાહતો નથી, નાગિણીના સૌન્દર્યને હું ઇચ્છતો નથી. એક દિવસ તે નાગિણીના સહવાસમાં આવવાથી હું મારૂં સર્વસ્વ ગુમાવી બેઠો છું; હવે ફરીથી તેના સહવાસમાં આવવા કરતાં આ મારી દરિદ્ર અવસ્થામાં આખી પૃથ્વીમાં રખડવું પડે, તેને હું સારૂં ગણું છું.” એલ્ડ્રેડે દૃઢ અને ગંભીર સ્વરે જણાવ્યું.

ડોલાનું વદનમંડળ એકાએક મ્લાન થઈ ગયું, મસ્તક ભમવા લાગ્યું અને નેત્રમાંથી અગ્નિના કણ ઝરવા લાગ્યા; કિન્તુ તુર્ત જ તેનો તે ભાવ છુપાવી દઈને તે એકાએક ઉઠી ઉભી થઈને બોલીઃ “બસ, ત્યારે મારે હવે કશું કહેવાનું નથી; તોપણ ભગવાનની પાસે પ્રાર્થના કરૂં છું કે આ જીંદગીમાં હવે આપણો ફરીથી મેળાપ ન થાય તો સારૂં; તારી સાથેની આ મુલાકાત એ મારી છેલ્લામાં છેલ્લી મુલાકાત છે.” એટલું બોલીને તે ત્યાંથી તુર્તજ ચાલી ગઈ. યુવતી જ્યાંસુધી રેતીમાં ચાલી જતી જોવામાં આવી, ત્યાંસુધી યુવક તેની તરફ એક દૃષ્ટિથી જોઈ રહ્યો, જ્યારે તે દૃષ્ટિમર્યાદાની બહાર જતી રહી, ત્યારે યુવક તે જ સ્થળે બેસી જઈને બંને હાથે તેની બંને આંખો ઢાંકી દઈને ગંભીર ચિન્તામાં નિમગ્ન બની ગયો!

---

# પ્રકરણ ૩ જું.

## સ્નેહમયીનો પવિત્ર પ્રેમ.



એ હેડ બે કલાક સુધી એ પ્રમાણે અચેતન અવસ્થામાં બેસી રહ્યો. પછી સૂર્યાસ્તને થોડી વાર હતી તે વખતે તેનામાં ચૈતન્યનો સંચાર થયો. તેણે ચારે તરફ દૃષ્ટિપાત કર્યો તો સમુદ્રમાં જુવાળ આવતો તેની નજરે પડ્યો! હવે આ સ્થળે રહેવાથી જીંદગી જોખમમાં આવી પડશે, એમ વિચારીને તે ઉઠીને ઉભો થયો. હજુ પણ તેનું મસ્તક ભમતું હતું અને શરીર શિથિલ બની ગયું હતું. તેણે વિચાર્યું કે હવે હું ક્યાં જઉં? જો આવી સ્થિતિમાં હું મારી કુટિમાં જઈશ, તો આ ચિન્તા મને ઉન્માદી બનાવી મૂકશે. યુવક પ્રકૃતિના રમ્ય સ્થળમાં શાંતિ મેળવવાને સમુદ્રના કિનારાપર આવેલા પહાડ ઉપર ચડ્યો! તે વખતે મોટા વેગમાં સમુદ્રમાં જુવાળ આવતો હતો અને પવન પણ સુસવાટ કરતો વાતો હતો. યુવક કુદરતના તે સૌન્દર્યનું નિરીક્ષણ કરવા લાગ્યો; પરંતુ આ ખુલ્લા મેદાનમાં, કુદરતના એ રમ્ય સ્થળમાં આવ્યા છતાં તેને શાન્તિ પ્રાપ્ત થઇ નહિ. હાય! જેના હૃદયમાં જ ચિન્તાગ્નિ હડહડ સળગતો હોય, તેને સુખ–શાન્તિ ક્યાંથી પ્રાપ્ત થાય? યુવકે સમુદ્ર તરફ દૃષ્ટિપાત કર્યો, તો જ્યાંસુધી દૃષ્ટિ પહોંચી શકે ત્યાંસુધી કાળું ભ્રમર જેવું અમોઘ જળ તેની દૃષ્ટિએ પડ્યું. સમુદ્રમાં તરંગોપર તરંગો આવ્યા જ કરતા હતા. જરા પણ વિશ્રાન્તિ લીધા વિના ઉન્મત્તની માફક તે તરંગો ઉછાળા મારતા હતા. યુવકના હૃદયમાં પણ અત્યારે એ જ પ્રમાણે ચિન્તાના તરંગો ઉછળી રહ્યા હતા. યુવકે પાછળ ફરીને જોયું તો સૂર્ય અસ્તાચળ પર્વતના શિખર ઉપર જઇ પહોંચ્યો હતો. સૂર્યનાં લાલ કિરણોથી ક્રીવારવીથ દુર્ગનો વિશાળ કિલ્લો લાલચોળ દેખાતો હતો. કિલ્લાના પાસે આવેલા બગીચામાંનાં સુંદર નવ–રંગિત પુષ્પોની મધુર સુગંધ, વાયુવડે સર્વત્ર પ્રસરી રહી હતી. યુવકે તે દુર્ગ તરફ એક વાર દૃષ્ટિપાત કરીને એક દીર્ઘ નિઃશ્વાસ છોડ્યો. ડ્યુકની અટ્ટાલિકામાં અત્યારે હંમેશાં સાંજનું ખાણું ખાવાની ક્રિયા ચાલતીહતી. યુવકે કલ્પનારૂપી

નેત્રથી જોયું કે ડયુક અત્યારે તેનાં અતિથિની સાથે સાંજનું જમણુ જમીને આરામ લે છે અને વૅાલગા ઉજ્જવલ પોષાક પરિધાન કરીને સઘળા અતિથિઓને આનંદ ઉપજાવી રહી છે! સૌન્દર્યની રાણી બનીને તે કોઇ મેમાનને ચિટ્ઠ આપે છે અને કોઇની સાથે મધુર વાણીથી વાતચીત કરીને તેના મનને રંજન કરી નાંખે છે. બાલિકા જાણે ધીમે ધીમે ફાંસાયાની પાસે જઇને તેના પડખામાં બેસીને પ્રેમવચનથી તેને સંતુષ્ટ કરી રહી હોયની, તેવી કલ્પના તેના મનમાં ઉત્પન્ન થઇ. કલ્પનાનો આ દેખાવ એલ્ફ્રેડને અસહ્ય થઈ પડયો. તેણે પુનઃ સમુદ્ર તરફ દૃષ્ટિપાત કર્યો, તો સામુદ્રિક પક્ષીઓનું ટોળું તેના મસ્તક ઉપર સૌં સૌં શબ્દ કરીને ઉડી જતું તેની નજરે પડયું. તે જોઈને જાણે ડોલા હાઃ હાઃ શબ્દ કરીને તેની સાથે જક્ક કરતી હોયની અથવા વિકટ હાસ્ય કરતી હોયની, તેમ યુવકને લાગ્યું. તે આ દેખાવ જોઇ નહિ શકવાથી, તેણે તેની આંખો મીંચી વાળી, તોપણ ડોલા જાણે તેનું વિકરાળ મુખ ફાડીને હાઃ હાઃ શબ્દ કરીને અટ્ટહાસ્ય કરતી હોય, એમ યુવકને લાગ્યું. એટલામાં સમુદ્રની ગંભીર ગર્જના તેના કર્ણપુટ સાથે અથડાઇ, તે પણ જાણે ડોલાનો જ ચિત્કાર હોય એમ તેને લાગ્યું. જાણે ડોલા મોટી ભયંકર બૂમો પાડીને તેના કલંકની વાત સર્વને જણાવી દેતી હોય અને સઘળાં મનુષ્યો તે સાંભળીને યુવકની નિંદા કરતાં હોય, એમ તેને ભાસવા લાગ્યું! જાણે ડોલાની વાત સાચી માનીને ડયુકે પણ તેનું મુખ મ્લાન કરી નાંખ્યું હોય અને વૅાલગા પણ એ વાતથી લજ્જા પામી જઈને તેનું મુખ લાલચોળ કરતી હોય એવું દૃશ્ય યુવકની સન્મુખ દેખાવા લાગ્યું. યુવકે જાણ્યું કે ત્રણ વરસમાં પ્રાપ્ત કરેલું સન્માન ડોલાએ આમ એકાએક નાશ કરી નાંખ્યું! જેમ જેમ સમુદ્રમાં મોટી ભયંકર ગર્જનાઓ થવા લાગી, તેમ તેમ યુવકને લાગ્યું કે ડોલા તેના કલંકની વાત મોટા–ઘોર ધ્વનિથી આકાશ પાતાળમાં ગજાવી રહી છે! આ દેખાવ યુવકથી સહન થઇ શકયો નહિ. શરીર શિથિલ બની ગયું, ચક્ષુનું તેજ લોપ થઇ ગયું અને ચારે તરફ અંધકાર છવાઇ ગએલો તેની નજરે પડયો. યુવક વિહ્વળ બનીને બૂમ પાડી ઉઠયોઃ “વૅાલગા! વૅાલગા! તું એ રાક્ષસીની સઘળી વાત સાચી માનીશ નહિ. ડોલા તદ્દન જુઠી છે, જગત્ તેનો વિશ્વાસ કરતું હોય, તો કરવા દે, પરંતુ તું તેનો વિશ્વાસ કરીશ નહિ. તેની વાત સાચી માનીશ નહિ, મારે માથે પડેલી સઘળી વિપત્તિ મેં સહન કરી છે અને હજી પણ તેની અનેક

વિપત્તિઓ સહન કરવાને હું તૈયાર છું; પરંતુ તારો અણવિશ્વાસ–તારો તિરસ્કાર હું બિલકુલ સહન કરી શકીશ નહિ.” યુવક હવે વધારે કશું બોલી શક્યો નહિ, તેનો કંઠ રૂંધાઇ ગયો અને એક ક્ષણ વારમાં અચેતન થઈને ભોંયપર પડી ગયો!

કેટલીક ક્ષણ સુધી એ જ સ્થિતિમાં પડી રહ્યા પછી તે ચિત્કાર કરીને બોલી ઉઠ્યો: “ વૉલગા, વૉલગા!”

“ કેમ શું છે, એલ્ફ્રેડ ?”

“ તે રાક્ષસીની વાત તમે સાચી માનશો નહિ, તે તદ્દન જુઠ્ઠી છે.”

“ કઈ રાક્ષસી ? કોણ જુઠ્ઠી છે ? એલ્ફ્રેડ ! તમે આ શું બોલો છો ?”

“ એ કોનો કંઠસ્વર ?!” એલ્ફ્રેડે તેની આંખો ઉઘાડી અને પાછી બંધ કરી વાળી. તે વખતે કોઈ રમણી તેના મસ્તક ઉપર હાથ ફેરવતી હતી. તે રમણીના કોમળ હાથથી જાણે કોઈ અમૃતનું સિંચન કરતું હોય, એમ તે યુવકને લાગ્યું. તેણે હવે ધીમે ધીમે તેની આંખો ઉઘાડી તો એક રમણીમૂર્ત્તિ તેની દૃષ્ટિએ પડી. તેને જોતાં જ તે બોલી ઉઠ્યો: “ એ કોણ! અહા ! તે જ એ દેવીમૂર્ત્તિ વૉલગા!”

“ શું જોઇ રહ્યા છો, એલ્ફ્રેડ ?”

“ વૉલગાને શું હું સ્વપ્નમાં જોઉં છું કે જાગ્રત અવસ્થામાં ?”

“ એલ્ફ્રેડ! તમે આમ કેમ બોલો છો ?”

“ તમે જ છો ? વૉલગા ! ખરેખર તમે જ અહીં આવ્યાં છો ?”

“ હા, એલ્ફ્રેડ! હું પોતે જ અહીં આવી છું. તમે અત્યારે આવી રીતે અહીં કેમ પડ્યા છો ?”

એલ્ફ્રેડે જોયું કે ખરેખર વૉલગા અહીં આવી છે, તેથી તે ઘણો આનંદ પામ્યો અને સાથે લજ્જા પણ પામ્યો. તે ધીમે ધીમે ઉઠીને બેસવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

તેને ઉઠવાનો પ્રયત્ન કરતો જોઇને વૉલગા બોલી: “ હમણાં તમે ઉઠશો નહિ, હજી તમારા દેહમાં સંપૂર્ણ ચૈતન્ય આવ્યું નથી. તમે સૂઈ જાઓ, હું પંખો નાંખું.”

“ ના, મને પંખો નાંખવાની કશી જરૂર નથી. હું હવે સંપૂર્ણ

રીતે શુદ્ધિમાં આવ્યો છું; પરંતુ વૉલગા ! તમે મને આ સ્થળેથી કેવી રીતે શોધી કહાડયો ? ”

“ હું આ સ્થળે ફરતી ફરતી આવી ચડી, તો તમને અહીં સૂતેલા જોયા. પ્રથમ મેં ધાર્યું કે નિદ્રા આવવાથી તમે અહીં સૂઈ ગયા હશો અને તેથી તમારે શરીરે હાથ લગાડીને મેં અનેકવાર તમને બોલાવ્યા, પરંતુ એક પણ શબ્દ તમે ઉચ્ચાર્યો નહિ; તેથી મને ભય લાગ્યો અને તુર્તજ જળ લાવીને તમારા મુખ ઉપર મેં છાંટયાં કર્યું. પછી કેટલીક વારે તમારામાં ચૈતન્ય આવ્યું. શું તમે અહીં મૂર્છિત થઇને પડયા હતા ? ”

એલ્ફ્રેડે જોયું કે વાહ ! કેવો વીણાનો જેવો તેનો મધુર કંઠ-ધ્વનિ ! કેવી તેની કરૂણાજનક દૃષ્ટિ ! કેવું તેનું પરોપકારી ઉદાર હૃદય ! ને બોલ્યો: “ ના, વૉલગા ! મને વિશેષ કાંઇ થયું નથી. સૂર્યના તાપમાં વધારે વખત રહેવાથી જરા મને અકળામણ આવી હતી; પરંતુ હવે શાન્તિ આવી છે. ”

“ ના, હજી બરાબર તમને શાન્તિ આવી નથી. ” વૉલ-ગાએ કહ્યું.

“ ના, તોપણ પ્રથમ કરતાં હવે કાંઇક ઠીક છે, તમે એ માટે કશી ફીકર કરશો નહિ. ” એલ્ફ્રેડ બોલ્યો.

“ પરંતુ તમે હવે મારી સાથે દુર્ગમાં ચાલો, તમને જોઇને મારા વૃદ્ધ પિતા પણ બહુ પ્રસન્ન થશે. આવી દુર્બળ સ્થિતિમાં તમારી ઝુંપડીમાં તમે એકલા રહો, એ ઉચિત નહિ. ”

“ એ આપની મોટી કૃપા, પરંતુ વૉલગા ! અત્યારે હું તમારી સાથે દુર્ગમાં આવી શકીશ નહિ; મારૂં નસીબ પણ તેવું નથી. ફક્ત આપને વિનતિ કરવાની એ છે કે અત્યારના બનાવથી આપના કોમળ હૃદયને જે તસ્દી પડી છે, તે માટે મને ક્ષમા કરશો. ”

એ સાંભળીને વૉલગાએ આશ્ચર્ય પામીને તેના તરફ દૃષ્ટિ કરી તો જણાયું કે તેનું વદનમંડળ દુઃખથી ઘેરાઈ ગયું છે. તેનો કંઠ-ધ્વનિ પણ તદ્દન બદલાઈ ગયો છે. પૂર્વે તેને કદિ પણ આવી સ્થિતિમાં જોયો નહોતો. યુવકનો આવો દુઃખી ચહેરો જોઇને બાલિકા બોલી: “ એલ્ફ્રેડ ! નક્કી તમને કાંઇક થયું હોવું જોઇએ. હું ધારૂં છું કે તમારૂં હૃદય અત્યારે અત્યંત વ્યથા પામે છે. હું આશા રાખું

છું કે હમણાં જે બનાવ બન્યો હોય તે મારાથી તમે છાનો રાખશો નહિ. ”

“ તમે શાથી જાણ્યું વૉલગા ? ” એલ્ડ્રેડે પ્રશ્ન કર્યો.

“ મેં શાથી જાણ્યું, તમારા દુઃખનું અનુમાન મેં શાથી કર્યું, એમ તમે મને પૂછો છો ? કેમ, તમારા ચહેરાપરથી તે સઘળું જણાઇ આવે છે. તમારા બોલવાપરથી અને તમારા હાવભાવથી હું તે સઘળું જાણી શકી છું. ”

“ ખરેખર ” તમે વાજબી અનુમાન કર્યું છે, અત્યારે મારૂં હૃદય બહુ જ વ્યથા પામે છે, અત્યારે હું એક ભયંકર કષ્ટનો અનુભવ કરૂં છું. વૉલગા ! મારૂં એ દુઃખ અને એ કષ્ટ કોણ સમજી શકે ? ”

“ તમારે શું દુઃખ છે ? કહો. ”

“ મારે શું દુઃખ છે ? ના, એ વાત તમારે સાંભળવાની કશી જરૂર નથી. મારા ભયંકર દુઃખનો ઉલ્લેખ કરીને તમારા કોમળ પ્રાણને વ્યથા કરવાને હું ઇચ્છિતો નથી. તે કષ્ટ હું એકલો જ સહન કરૂં એવી મારી ઇચ્છા છે. મારૂં અત્યારે કોઈ નથી. વૉલગા ! મારૂં દુઃખ અને મારૂં કષ્ટ અનુભવવાને આ પૃથ્વી ઉપર બીજું કોણ હોય? આ પૃથ્વીની અંદર હું એકલો મારા નસીબને સાથે લઇને એ નિર્જન ઝુંપડીમાં રહું છું. મારો એ દૃઢ સંકલ્પ છે કે મારા દુઃખથી આ વિશાળ પૃથ્વી ઉપરના કોઈપણ પ્રાણીને દુઃખ ઉપજાવવું નહિ. મારા દુઃખથી જો કોઈ પણ પ્રાણી દુઃખી ન થાય, તો હું શાન્તિ માનું છું.”

યુવકનું આ કરૂણાજનક કથન સાંભળીને બાલિકાની આંખોમાં જળાજળીઆં આવી ગયાં. તે અવરૂદ્ધ કંઠે બોલીઃ “ એલ્ડ્રેડ ! મારા પર વિશ્વાસ લાવો અને મને ખરા અંતઃકરણથી મિત્ર ધારીને તમારૂં દુઃખ મને જણાવો. હું તમારૂં કષ્ટ દૂર કરવાને મારા ક્ષુદ્ર હૃદયની સઘળી શક્તિ કામે લગાડીશ. ” એટલું બોલતાં બાલિકાના નેત્રમાંથી મુક્તાફળ જેવાં અશ્રુબિંદુઓ તેના ગુલાબી ગાલ ઉપર ટપકવા લાગ્યાં.

“ અરે વૉલગા ! આ તમે શું કરો છો ? શું તમે મારે માટે રડો છો ? ના, ના, મારે માટે તમે રડશો નહિ, મારા જેવા દુર્ભાગીને માટે તમે અશ્રુપાત કરશો નહિ. મુક્તાફળ જેવાં તમારાં સ્વર્ગીય પવિત્ર અશ્રુબિંદુઓનો વ્યય મારા જેવા દુર્ભાગીને માટે તમે બિલકુલ કરશો નહિ. ”

બાલિકા તેની આંખોને લૂછતી લૂછતી રૂદ્ધ કંઠે પુનઃ બોલવા

લાગી: "એલ્ફ્રેડ! મારા પર વિશ્વાસ રાખીને તમારા દુઃખની સઘળી વાત મને જણાવી દ્યો, હું તમને મારા જીવના જોખમે પણ પુરતી સહાય કરીશ. મારા પર અણવિશ્વાસ કરીને તમારૂં દુઃખ મારાથી છુપાવો નહિ."

"શું હું તમારા પર અણવિશ્વાસ લાવું છું? ના—ના, કદિ તેમ ધારશો જ નહિ. આ જગતની અંદર જો કોઈ પણ મનુષ્ય મારા વિશ્વાસને પાત્ર હોય, તો તે તમે પોતે જ છો; આ પૃથ્વી ઉપર જો કોઇ પણ મનુષ્ય મારી ગુપ્ત વાત જાણવાને લાયક હોય, તો તે તમે જ છો. હું મારી આ જીંદગી પર્યંત તમારો ઉપકાર ભૂલીશ નહિ. જ્યાંસુધી આ મારો દેહ રહેશે, ત્યાંસુધી હું તમારો ઋણી થઇને રહીશ."

"તમે મારા ઋણી થઇને રહેશો? ના, ના, એલ્ફ્રેડ! મેં એવો તમારા પર કશો ઉપકાર તો કર્યો નથી અને તમે આમ મને શરમાવી શામાટે દ્યો છો? તમે મને આ વખતે ઉપકાર કરવાનો અવકાશ આપશો, તો હું ઘણો સંતોષ માનીશ અને ગમે તે પ્રકારે તમારા દુઃખનો નાશ કરવાનો પ્રયત્ન કરીશ."

"ના, વૅાલગા! મારા એ દુઃખનો તમે નાશ કરી શકશો નહિ, જો કદિ તે કામ તમારાથી થઈ શકે તેવું હોત, તો મારૂં દુઃખને જણાવવાને હું કશી આનાકાની કરત નહિ. ખરેખર વૅાલગા! જ્યારથી હું અહીં આવ્યો છું, ત્યારથી તે આજ દિનસુધી મને સ્વર્ગીય સુખનો અનુભવ મળતો હતો, પરંતુ આજે તે સુખનો નાશ થઇ ગયો છે; તે સુખના મંદિરમાં કોઇએ આગ લગાડી દીધી છે!"

"એલ્ફ્રેડ! તમે શું બોલો છો? તમારૂં બોલવું હું કાંઈ પણ સમજી શકતી નથી. હું ધારૂં છું કે તમને હજી સંપૂર્ણ શુદ્ધિ આવી નથી."

"હેં, હું શું બોલ્યો છું? ના, ના, મારી વાત તમે સાંભળશો નહિ, મારાં એ પ્રલાપવાક્ય કાને ધરશો નહિ."

બાલિકા યુવકનો હાથ પકડીને બોલી: "તમે હજી શુદ્ધિમાં આવ્યા નથી તેથી મારી સાથે દુર્ગમાં ચાલો, મારા પિતા તમને જોઇને બહુ રાજી થશે."

બાલિકાના કોમળ હાથના સ્પર્શથી યુવકમાં નવીન શક્તિ ઉત્પન્ન થઇ. તે કંપિત કંઠે બોલ્યો: "વૅાલગા! મને હવે સંપૂર્ણ રીતે શુદ્ધિ આવી છે, માટે મારી ક્ષુદ્ર ઝુંપડીમાં હવે મને જવા દ્યો.

અત્યારે દુર્ગ કરતાં નિર્જન સ્થળ મારે માટે બહુ ઉપયોગી થઈ પડશે."

વૉલગા યુવકનું મન ચિન્તામાંથી બીજી દિશાએ દોરવાના હેતુથી બોલી: "જુઓ એલ્ફ્રેડ! અસ્ત પામતો સૂર્ય સમુદ્રના વક્ષઃસ્થળમાં કેવો સુંદર દેખાય છે? નીલવર્ણા જળમાં સૂર્યનો લાલ પ્રકાશ કેવો મનોરમ દૃશ્ય અર્પી રહ્યો છે!"

યુવક તે ખુલ્લા મેદાનમાં, તે અનન્ત વિશાળ સમુદ્રના તટ ઉપર બાલિકાને પડખામાં બેસારીને તે મનોરમ દૃશ્ય એક વાર નિહાળીને પછી બોલ્યો: "કાલે ટ્રીવારવીથ દુર્ગમાં સૂર્યાસ્ત થતો હું જોઇ શકીશ નહિ અને પ્રેમપૂર્ણ હૃદયવાળી વૉલગા હવે પછી મારા પડખામાં કદિ પણ બેસી શકશે નહિ. તેનો વીણાના ઝંકાર જેવો મધુર કંઠધ્વનિ હવે પછી હું કદિ પણ સાંભળી શકીશ નહિ. આ એક ક્ષણનો બનાવ મારી આખી જીંદગીમાં મને યાદ આવ્યા કરશે. અત્યારે આ બાલિકા મારા પડખામાં બેઠી છે, મારે માટે તે અશ્રુપાત કરે છે અને મને ખરા અંતઃકરણથી મિત્ર કહીને બોલાવે છે. આવી સુખમયી ક્ષણ હું મારી આખી જીંદગીસુધી શી રીતે વિસરી શકીશ? અત્યારનો સમય તે બાલિકાની પાસે સદંતરની વિદાયગીરી લેવાનો ઉપયુક્ત સમય છે."

ત્યારપછી તે વૉલગા તરફ નજર કરીને બોલ્યો: "વૉલગા! તમને મારે એક વાત કહેવાની છે."

"કઇ વાત કહેવાની છે, બોલો."

"મારે ટ્રી વારવીથ દુર્ગનો ત્યાગ કરી જવું છે,તેથી તમારી પાસે વિદાયગિરીની માંગણી કરૂં છું."

બાલિકા અત્યંત આશ્ચર્ય પામીને બોલી: "શું, તમારે આ સ્થળનો ત્યાગ કરીને જતા રહેવું છે? આવી રીતે અચાનક એકાએક શામાટે દુર્ગનો ત્યાગ કરો છો? એ બાબતના કશા સમાચાર મારા સાંભળવામાં તો આવ્યા નથી! શું મારા પિતા એ વાત જાણે છે?"

"ના, કોઇ પણ જાણતું નથી. થોડાક કલાક પહેલાં હું પોતે પણ એ વાત જાણતો નહોતો."

"ત્યારે શામાટે જાઓ છો? કયે સ્થળે જશો?" મધુર કંઠે વૉલગાએ પ્રશ્ન કર્યો.

"કાંઇક અગત્યના કારણથી મારે આ દુર્ગનો ત્યાગ કરી જવાની જરૂર પડી છે, પરંતુ હું અહીંથી કયે સ્થળે જઇશ, તે કાંઇ નક્કી નથી."

"ક્યા કારણથી તમારે આ દુર્ગનો ત્યાગ કરી જવાની જરૂર પડી છે? જે ગુપ્ત વેદનાથી તમે કષ્ટ પામો છો, તે જ વેદના શું તમને આ સ્થળનો ત્યાગ કરવાનું કારણભૂત થઈ પડી છે?" વૉલગાએ પૂછયું.

"હા, તમારી ધારણા ખરી છે." એલ્ફ્રેડે પ્રત્યુત્તર આપ્યો.

"કયે વખતે આ દુર્ગનો ત્યાગ કરી જવાનો વિચાર રાખ્યો છે?"

"આજ રાત્રે."

"શું તમે આજ રાત્રે જ જશો? ના, એલ્ફ્રેડ! તમે એટલી બધી ઉતાવળ કરશો નહિ. પ્રથમ તમે મારા પિતાને મળો અને તેમને આ તમારી સર્વ વાત વિદિત કરો, પછી તમને જેમ યોગ્ય લાગે તેમ કરજો."

"ના, હવે હું તમારા પિતાને મળી શકીશ નહિ, કારણકે તે જો કદિ આ સ્થાનનો ત્યાગ કરી જવાનું મને કારણ પૂછે, તો હું શરમને લીધે તેમને કાંઈ પણ વાત જણાવી શકું તેમ નથી અને તેથી જ તમારા પિતાને મળ્યા વિના જ જતા રહેવું, એ મને ઠીક લાગે છે."

"તમે ભૂલ કરો છો. જો તમારી વાત એકાન્તમાં કહેવા જેવી હોય, તો મારા પિતા એકાન્તમાં પણ તમને મળવાને તૈયાર છે. તે તમારા પર પુત્રના જેટલો સ્નેહ રાખે છે. તેમના પર વિશ્વાસ રાખીને સઘળી તમારી ગુપ્ત વાત તેમને જણાવી દ્યો. જો તેમનાથી બની શકશે, તો નિશ્ચય તે તમને સહાય કર્યા વિના કદિ પણ રહેશે નહિ."

એલ્ફ્રેડ અત્યંત દુઃખી થઈને બોલ્યો: "હા, તે હું જાણું છું, પરંતુ તેમ છતાં હું તેમને મારી વાત જણાવી શકું તેમ નથી."

"ત્યારે શું તમે નક્કી આજ રાત્રે જ જશો? ક્યાં જશો? રાત્રે તો કોઈ પણ ટ્રેન આવતી નથી!"

"ટ્રેન આવતી ન હોય, તેથી શું થયું? હું તો ચાલીને જઇશ."

એ સાંભળીને બાલિકા અત્યંત આશ્ચર્ય પામી અને શા કારણ-

થી તે આટલું બધું કષ્ટ સહન કરે છે, તે જાણવાને યુવકના મુખ સામે તે એક દૃષ્ટે જોઇ રહી; કિન્તુ તેના જાણવામાં કશું આવી શક્યું નહિ. તે વિચાર કરવા લાગી કે અકસ્માત્ આ પ્રમાણે જતાં રહેવાનો તે શામાટે વિચાર કરે છે? આ શાન્તિપૂર્ણ ટ્રીવારવીથ દુર્ગમાં એવો શો બનાવ બન્યો, કે જેને માટે એલ્ફ્રેડ આજે જ આ સ્થળનો ત્યાગ કરી જવાની ઇચ્છા રાખે છે? એ પ્રમાણે ઘણો વિચાર કરવા છતાં બાલિકા કંઇ પણ કારણ શોધી શકી નહિ;પરંતુ ઉલટી તેને મહા વ્યથા ઉત્પન્ન થઇ. તે પુનઃ વિચાર કરવા લાગી, અરે! હવે એલ્ફ્રેડ આ ટ્રીવારવીથ દુર્ગનો ત્યાગ કરી જશે,તે સદાને માટે ચાલ્યા જશે, હવે તેમના દર્શન પણ કદિ થઈ શકશે નહિ, તેમનું મધુરૂં સંગીત પણ હવે સાંભળી શકાશે નહિ અને તેમને એલ્ફ્રેડ કહીને હવે બોલાવી પણ શકાશે નહિ. એ પ્રમાણે ચિન્તા કરતી કરતી બાલિકા એકાએક બોલી ઉઠીઃ " ના, ના, હું તમને કોઇ પણ રીતે અહીંથી જવા દઇશ નહિ. "

એલ્ફ્રેડ ઉત્તેજિત કંઠે બોલ્યોઃ " શું વૉલગા! તમે હમણાં શું બોલ્યાં? ફરીથી બોલો, શું મને તમે જવા નહિ દ્યો? "

" ના, હું તમને જવા નહિ દઉં. " બાલિકા કંપિત કંઠે બોલી.

" કેમ વૉલગા, હું જો આ સ્થળેથી ચાલ્યો જઉં, તો શું તમારા હૃદયમાં કષ્ટ ઉત્પન્ન થાય? વૉલગા! તમે શું મને ચાહો છો?"

બાલિકા લજ્જા પામી ગઇ. તેણે કશો પ્રત્યુત્તર આપ્યો નહિ.

એલ્ફ્રેડ બાલિકાને નિરૂત્તર રહેલી જોઇને તેના હૃદયની ભાષા તે સહજમાં સમજી ગયો. યુવકની આંખો આગળ જગત્ નવીન સ્થિતિમાં ભાસવા લાગ્યું. વૉલગા પોતાને ચાહે છે, ત્યારે હવે આ સ્થળનો ત્યાગ કરી જવામાં શું દુઃખ છે, એ જાણવાને માટે યુવક ઘણી મુદતથી રાહ જોઇ રહ્યો હતો; આજે જતાં પહેલાં એ વાત તે સમજી શક્યો. તે સમજી ગયો કે વૉલગા પોતાને ચાહે છે. તેની આરાધ્ય દેવી તેની માનસ પૂજાથી સંતુષ્ટ થઈ છે. આનંદમાં અધીરો બનીને તે બોલી ઉઠ્યોઃ " વૉલગા! વૉલગા! શું ખરેખર તમે મને ચાહો છો? આ સ્થળેથી જો હું ચાલ્યો જઉં, તો ખરેખર શું તમને કષ્ટ ઉત્પન્ન થાય? બોલો—બોલો, વૉલગા! એક વાર બોલો, કે તમે મને ચાહો છો કે નહિ? એક વાર બોલો કે મારી ગેરહાજરીથી તમને દુઃખ ઉત્પન્ન થાય કે નહિ? "

બાલિકા હવે ચૂપ રહી શકી નહિ. યુવકની તરફ સ્થિર દૃષ્ટિ રાખીને તે બોલી: " એલ્ફ્રેડ ! જ્યારે તમે મારા હૃદયની ગુપ્ત વાત જાણી ગયા છો, ત્યારે હવે તે તમારાથી છાનું નહિ રાખતાં સ્પષ્ટ કહું છું કે ખરેખર હું તમને ચાહું છું. જે દિવસથી મેં તમને જોયા છે, તે દિવસથી હું તમારા રૂપમાં મુગ્ધ બની ગઇ છું. તે દિવસથી તમારી પ્રેમમૂર્ત્તિ મારા હૃદયમંદિરમાં પધરાવીને હું નિત્ય તેની પૂજા કરૂં છું. તે દિવસથી મારો આ દેહ તમને અર્પણ કરીને રમણી જીવનનું સાર્થક્ય કરવાને હું ઇચ્છા રાખું છું."

બાલિકાની મધુર ભાષા સ્વર્ગીય સંગીતની માફક એલ્ફ્રેડનાં કર્ણપુટમાં પ્રવેશ કરી ગઇ. તે અમોઘ આનંદમાં વિહ્વળ બની જઇને અધીરે કંઠે બોલી ઉઠયો: " વૅાલગા ! આ તમારા હૃદયની ગુપ્ત વાત થોડાક દિવસ પહેલાં તમે મને કેમ જણાવી નહિ ? જો થોડા દિવસ પહેલાં તે વાત મને જણાવી હોત, તો એ દિવસ શાંતિનો અનુભવ લેત. એ દિવસ સ્વર્ગીય સુખનો અનુભવ લેત, કિન્તુ વૅાલગા—"

" કિન્તુ શું, એલ્ફ્રેડ ? કેમ બોલતા બંધ થઇ ગયા ? બોલો."

" ના, તમે મને ચાહશો નહિ. તમે મને ચાહો છો તેથી જોકે હું તો સુખી થાઉં છું, પરંતુ તમે તમારી આખી જીંદગીમાં સુખી થઈ શકશો નહિ. હું કોઈ પણ રીતે તમારે લાયક જ નથી."

" એલ્ફ્રેડ ! તમારા મુખમાં એ શબ્દ શોભતા નથી. તમે એક પ્રેમી પુરૂષ છો તેથી તમે તો જાણતા હશો કે પ્રેમ છે તે લાયક અને નાલાયકનો વિચાર કરતો નથી, પ્રેમ છે તે ધનવાન અને ગરીબનો વિચાર કરતો નથી, પ્રેમ છે તે માન અભિમાનને ગણતો નથી. જે રમણી પ્રેમદાન આપીને પ્રેમની માગણી કરે છે, પ્રાણ અર્પણ કરીને પ્રાણની ભિક્ષા માગે છે, આત્મદાન કરીને આત્માનું બળિદાન આપી શકતી નથી તે સ્ત્રીનો પ્રેમ શું પ્રેમ કહેવાય ?"

એ સાંભળીને એલ્ફ્રેડ બોલ્યો: " વૅાલગા ! હૃદયરાણી ! મને ક્ષમા કરો, તમારા પ્રેમનું ગાંભીર્ય જાણી નહિ શકવાથી, હું એ પ્રમાણે બોલ્યો હતો."

બાલિકા ગંભીર ભાવ ધારણ કરીને બોલી: " શું તમે ખરેખર જશો જ ?"

" હા, પ્રિયે ! મારે જવું પડશે. જતાં મારૂં હૃદય ચીરાઇ જાય

છે, તોપણ મારે જવું પડશે. જતાં મારા પગ વ્યથા પામે છે, તોપણ મારે જવું પડશે."

"ત્યારે શું તમે મને ચાહતા નથી ?"

એલ્ફ્રેડ બાલિકાનો હાથ પકડીને ઉત્તેજિત સ્વરે બોલ્યો: "સાંભળો વૉલગા ! હું તમને ખરા અંતઃકરણથી ચાહું છું. પૃથ્વી ઉપરની સઘળી પ્રિય વસ્તુ કરતાં, મારા જીવનની સુખશાંતિ કરતાં, મારા પ્રાણ કરતાં પણ હું તમને અધિક પ્રિય ગણું છું. તમારા તરફની મારી એ ઉન્મત્ત ચાહના આટલા દિવસ સુધી મેં છુપાવી રાખી હતી. હું તમને પ્રાર્થના કરૂં છું કે મારા એ ઉન્મત્ત પ્રેમની વાત તમે કોઈને જણાવશો નહિ. જે મારી થવાની નથી અને જેને મારી કહીને બોલાવી શકાતી નથી, તેને હું ચાહું છું એમ લોકોને જણાવવાથી હું નિંદાને પાત્ર થાઉં, એટલા માટે તે મારા પ્રેમની લાગણી મેં આજસુધી મારા અંતઃકરણમાં જ છુપાવી રાખી હતી. જોકે તે પ્રેમ મેં છુપાવી રાખ્યો હતો ખરો, કિન્તુ તેનો નાશ કર્યો નહોતો. તે પ્રેમમૂર્તિને મારા હૃદયમાં પધરાવીને પ્રત્યેક શોણિતબિંદુથી મેં તેનું પોષણ કર્યું છે. તે પ્રેમ ધીમે ધીમે એટલો બધો વૃદ્ધિ પામ્યો હતો કે જો તેને હું હવે વધારે વખત છુપાવી રાખત, તો તે હૃદય ચીરીને બહાર નીકળી પડત ! મારા એ પ્રેમની વાત તમને જણાવવાને હું ઘણા દિવસથી ઇચ્છા કરતો હતો, પરંતુ તેમ કરી શક્યો નહોતો. જોકે તેને ગુપ્ત રાખવાથી હૃદય ફાટી ગયું, તોપણ મુખ ફાડીને હું બોલી શક્યો નહોતો. પરંતુ આજ જવાને દિવસે તે પ્રેમ ગુપ્ત રાખી નહિ શકવાથી તમારી આગળ પ્રકટ કરીને મારા હૃદયનો ભાર ઉતારતો જઉં છું."

"એલ્ફ્રેડ ! જ્યારે તમે મને આટલી બધી ચાહો છો, ત્યારે આમ ચાલ્યા શામાટે જાઓ છો ? અને કદાપિ જવું હોય, તો જવાનું કારણ શામાટે જણાવતા નથી ? હું તમારા પ્રેમનું પાત્ર છું, હું તમારી ધર્મપત્ની છું–દાસી છું–જીવનસંગિની છું, તો પછી મારાથી એ સઘળી વાત ગુપ્ત શામાટે રાખો છો ? સ્ત્રી શું સ્વામીનું સુખ જ લઈ જાણે, દુઃખનો ભાગ જરા પણ ન લે ?"

"વૉલગા ! તમે મારા પર કૃપા કરીને તેનું કારણ પૂછશો નહિ, અત્યારે તે વાત પ્રકટ કરવાને હું તદ્દન અશક્ત છું. એ કારણ જાણવાને જો આપ હવે વધારે પડપૂછ કરશો, તો મારા અંતરમાં મને મોટી વ્યથા ઉત્પન્ન થશે."

"મારી આગળ એ વાત પ્રકટ કરવાને જો તમે અશક્ત હો અને તેથી જો તમારા અંતઃકરણમાં વ્યથા ઉત્પન્ન થતી હોય, તો તેમ કરશો નહિ, હું પણ હવે તે વાત સાંભળવાને ઇચ્છતી નથી; તોપણ ફરીથી પાછા કેટલા દિવસે પધારશો તે તો જણાવો."

એ પ્રશ્ને એલ્ફ્રેડના હૃદયમાં છરાનો એક ભયંકર જખમ કર્યો. તે એકાએક દિગ્મૂઢ બની ગયો, કારણકે આ જીંદગીમાં કદિ પણ તે પાછો ફરવાનો નહોતો, તેની આ વિદાયગિરી સદાને માટેની હતી, પરંતુ તે અપ્રિય વાત શી રીતે પ્રકટ કરી શકે? તેમ અસત્ય પણ તે શી રીતે બોલી શકે? જે બાલિકા તેનું સર્વસ્વ અર્પણ કરીને તેને ચાહે છે, જે પ્રાણ આપીને વિશ્વાસ કરે છે, તેની આગળ અસત્ય બોલીને તેનો વિશ્વાસઘાત કરવો, એ પણ મહાપાતક છે! આથી એલ્ફ્રેડ કાંઇ પણ નહિ બોલતાં, નિરૂત્તર જ રહ્યો.

બાલિકાએ પુનઃ પ્રશ્ન કર્યો: "એલ્ફ્રેડ! ત્યારે ફરીથી પાછા ક્યારે પધારશો?"

"અત્યારે એ વિષે હું કાંઇ નક્કી કહી શકતો નથી."

"ઠીક, ત્યારે હું સમજી ગઇ કે હવે તમે પાછા ફરશો જ નહિ. આ મેળાપ એ આપણો છેલ્લામાં છેલ્લો મેળાપ છે."

એલ્ફ્રેડ કશું બોલ્યો નહિ.

"ઠીક, જેવી તમારી ઇચ્છા. તમારી એવી જ ઇચ્છા હોય, તો આપને હું વધારે કાંઈ કહી શકતી નથી, પરંતુ મારી એક પ્રાર્થના માન્ય રાખશો?"

"કઈ પ્રાર્થના? બોલો."

"તમે હજી એક અઠવાડીઉં અહીં રોકાઇ જાઓ, એટલું તો સુખ મને તમે લેવા દો."

"હજી એક અઠવાડીઉં?" અસ્ફુટ સ્વરે એલ્ફ્રેડ બોલ્યો.

"હા, એક અઠવાડીઉં. એટલા સમયમાં હું ધારૂં છું કે તમને કાંઈ પણ નુકસાન થશે નહિ અને મને—" બાલિકા આગળ બોલી શકી નહિ.

"અને તમને શું? વ્હાલગા! કેમ બોલતાં અટકી ગયાં?"

"મને? મને તો એક અઠવાડીઆમાં લગ્નના સુખનો પરમ

આનંદ મળશે. એટલા દિવસ હું તમને ધરાઇ ધરાઇને નીરખી લઇશ. એટલા દિવસ હું તમારી સાથે વાર્તાલાપ કરીને અમોઘ આનંદ પ્રાપ્ત કરીશ અને આપના અમૃતરૂપી વચનોનું પાન કરીશ. એ એક અઠવાડીઆમાં મેં કદિ પણ નહિ ભોગવેલું અને નહિ જોએલું એવું સ્વર્ગીય સુખ મને તમારા તરફથી મળી શકશે."

"ઠીક, ત્યારે એક અઠવાડીઉં હું અહીં રોકાવાને સંમત થાઉં છું, કિન્તુ એક અઠવાડીઆ પછી શું થશે વૅાલગા ?"

"એક અઠવાડીઆ પછી હું મારી આખી જીંદગી તમારા તરફથી મળેલા સુખનું સ્મરણ કરતી કરતી વ્યતીત કરીશ."

એલ્ફ્રેડ બાલિકાનો હાથ પકડીને બોલ્યો: "વૅાલગા! શું તમે ખરેખર તમારૂં જીવન મને જ અર્પણ કરી ચૂક્યાં છો ?"

"હા, પ્રાણનાથ! શું મારા સ્નેહમાં હજી તમને શંકા રહે છે? જો કદિ આ મારી આખી જીંદગીમાં તમારો ફરીથી મેળાપ ન થાય, તોપણ તમારા સિવાય બીજા કોઇ પુરૂષને પત્ની કહીને હું બોલાવવા દઇશ નહિ."

"પરંતુ જો કદિ તમે એ દિવસ પછી એવું સાંભળો, કે હું બિલકુલ તમારે લાયક જ નથી અને એક ભયંકર દોષથી હું દૂષિત થએલો છું, તો તમે આખી જીંદગી પર્યન્ત મારી નિંદા કરશો અને નિરંતર મને યાદ કરીને તમે મારા તરફ તિરસ્કારની લાગણી દર્શાવશો; એટલા માટે હું તમને એક પ્રાર્થના કરૂં છું કે મારી વિરૂદ્ધમાં તમે જે કાંઇ સાંભળો, તે તમે બિલકુલ સાચું માનશો નહિ. હું પ્રતિજ્ઞાપૂર્વક ઇશ્વરના સોગન ખાઇને કહું છું કે હું તદ્દન નિર્દોષ છું. મારી આ છેવટની પ્રાર્થના તમે હૃદયમા રાખજો."

વૅાલગા એક કટાક્ષ કરીને બોલી: "તમારે સોગન ખાવાનું કાંઇ પણ પ્રયોજન નથી, જ્યારે તમે પોતે જ કહો છો કે તમે નિર્દોષ છો, ત્યારે તમારા પર મને સંપૂર્ણ વિશ્વાસ છે. આખું જગત્ જો કદિ તમારી વિરૂદ્ધમાં સાક્ષી પૂરે, તોપણ તમારા પ્રત્યેનો મારો વિશ્વાસ નિશ્ચલ રહેશે; કિન્તુ તમે પણ મારા ખરા પ્રેમનો વિશ્વાસ રાખજો. જ્યાં તમે જાઓ, ત્યાંથી જો કદિ પાછા ન આવી શકો, તોપણ દિવસમાં એક વાર તો પત્ની કહીને મને યાદ કરજો; કે જેથી મારા પ્રેમનો યોગ્ય બદલો તમે મને આપ્યો ગણાશે. પ્રિયતમ! પ્રાણેશ્વર!—" બાલિકાના મુખમાંથી હવે એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. તેણે તેના બંને હાથવડે તેની આંખો ઢાંકી દીધી.

એલ્ફ્રેડે તેના કંપિત હાથે બાલિકાનો હાથ પકડીને તેને પોતાની પાસે ખેંચી લીધી અને ધીમે ધીમે પોતાનું મુખ બાલિકાના અશ્રુપૂર્ણ મુખ પાસે લઈ જઇને તેના સહેજ કંપિત ગુલાબી ઓષ્ટ ઉપર પોતાના ઓષ્ટ સ્થાપન કરીને એક પ્રગાઢ ચુંબન કર્યું ! અને પછી પ્રેમમય કંઠથી બોલ્યો: " પ્રિયતમા ! આ ચુંબન મારી આખી જીંદગીમાં મને સ્મરણમાં રહેશે. નિર્જન પ્રવાસમાં તમારૂં સ્મરણ થઇ આવવાથી જ્યારે મારૂં હૃદય વ્યથા પામશે, ત્યારે આ ચુંબનના સ્મરણથી મને શાન્તિ મળશે; તે એક મહાન્ ઔષધીનું કાર્ય બજાવશે."

"હવે મને રજા આપો, કાલે વળી તમારી મોહિની મૂર્તિના દર્શન કરવાને હું દેવળમાં આવીશ. જ્ય સુધી આપ આ દ્રી વારવીથ દુર્ગમાં રહો, ત્યાંસુધી આ આપની દાસીને હંમેશાં એક વખત દર્શનનો લાભ આપશો, એવી મારી પ્રાર્થના છે. " એટલું કહીને બાલિકા મૌન રહી. તેના પ્રિયતમના ચુંબનથી તેનું અંગ શિથિલ બની ગયું! તે નિશ્ચલ દૃષ્ટિથી તેના વદન સામે નિહાળી રહીને યુવકના સૌન્દર્યરૂપી અમૃતનું પાન કરવા લાગી.

યુવકે તેને તેના બાહુપાશમાં ખેંચી લીધી. બાલિકાએ તેને તેમ કરતાં અટકાવ્યો નહિ, માત્ર તે મુગ્ધ બનીને નીવરતાથી યુવકના પ્રેમપૂર્ણ આલિંગનમાં દબાઇ જઇને વિપુલ આનંદનો ઉપભોગ કરવા લાગી. અત્યારે તેના મનમાં એમ થયું કે આ નિખિલ વિશ્વમાં દુઃખ, દારિદ્ર અને દીનતા એમાંનું કાંઈ પણ છે નહિ. માત્ર સુખ, શાન્તિ અને વિશ્વવ્યાપી પ્રેમ જ છે અને માત્ર સ્ત્રી પુરૂષનાં પ્રેમી હૃદય જ છે.

એટલામાં ત્યાં ફ્રૅાસાયા આવી પહોંચ્યો. તેઓને પ્રેમાલિંગનમાં લુબ્ધ થએલાં જોઇને ઈર્ષાથી, ઘૃણાથી અને ક્રોધથી તેનું આખું શરીર કંપી ઉઠયું. કિન્તુ તુર્ત જ તે પોતાનો મનોભાવ દબાવી દઇને મંદ હાસ્ય કરીને બોલ્યો: "મને ક્ષમા કરો, મેં આપના એ આનંદ ઉપભોગમાં વિઘ્ન નાંખ્યું, તેથી મને ઘણું દુઃખ થયું છે. વૅાલગા તેમના નિમેલા સમયે દુર્ગમાં પાછાં નહિ ફરેલાં હોવાથી ડયુક ચિન્તા કરતા હતા અને તેમની આજ્ઞાથી ડયુકકન્યાની શોધ કરવા આવતાં આપનો હું મોટો અપરાધી થયો છું."

એલ્ફ્રેડે વૅાલગાને પોતાના બાહુપાશમાંથી છુટી કરીને ફ્રૅાસાયા તરફ દૃષ્ટિપાત કર્યો. પાંચ વરસ પછી તેઓની આ પ્રથમ મુલાકાત હતી.

---

# પ્રકરણ ૪ થું.

## બક્ષિસમાં મળેલું એક સુંદર બદન.




રપછી એ ફ્રેંચ યુવકે વૅાલગાના વદન-મંડળનું ઉત્તમ રીતે નિરીક્ષણ કરીને સઘળો બનાવ જોઇ લીધો. તેણે જાણ્યું કે વૅાલગાનો આ પ્રેમ ક્ષુદ્ર બાલિકાના ચંચળ અને અસ્થાયી પ્રેમના જેવો નથી. જે પ્રેમમાં આખું જગત્ મોહ પામી જાય છે, અને જે પ્રેમને અવલંબીને આ સંસારની સઘળી ઘટમાળા ચાલે છે, તે જ એ નિર્મળ અને અકૃત્રિમ પ્રેમ છે.

આવા અયોગ્ય સમયે તે આવી રીતે એકાએક ત્યાં આવી પહોંચવાથી વૅાલગા એ ફ્રેંચ યુવકપર અત્યંત ગુસ્સે થઇ ગઇ. તે બિલકુલ લજ્જા પામી નહિ, તેમ સંકોચ પણ પામી નહિ. ઉલટો બાલિકાના આખા શરીરમાં એક જાતનો ગર્વિત ભાવ સ્ફુરી આવ્યો. તેના અશ્રુપૂર્ણ નેત્રની ઉજ્જવલ અને સ્થિર દૃષ્ટિ જોઈને ફ્રૅાસાયાની સઘળી આશા નાશ પામી. તેણે વિચાર્યું કે બાલિકા તેની પાસેથી બહુ દૂર ચાલી ગઇ છે, તેનો પ્રેમ અને તેનું હૃદયદાન પ્રાપ્ત થવું અત્યારે અશક્ય જણાય છે. તે ધીમે ધીમે બાલિકાને કહેવા લાગ્યો: "ડ્યુકકન્યા ! આપ મારી સાથે દુર્ગમાં પાછાં ફરીને મને સન્માનિત કરશો કે ?"

બાલિકા એક કૃત્રિમ હાસ્ય કરીને બોલી: " આપની જ મોટી કૃપા, કે જેથી મારે માટે કષ્ટ સહન કરીને તમે આટલે દૂર આવ્યા છો; હવે હું દુર્ગ તરફ પાછી જ ફરીશ. " બાલિકાએ વિચાર્યું કે જ્યારે ફ્રૅાસાયા મારૂં સઘળું જોઈ ગયો છે, ત્યારે હવે બીજો ઉપાય નથી, કિન્તુ તેને હું સારી રીતે બતાવી આપીશ, તેને એકને જ નહિ—જગત્‌ના સઘળા લોકોને બતાવી આપીશ કે વૅાલગાનો સ્નેહ બીજી ચંચળ સ્રીઓના જેવો અસ્થિર નથી. તે એલ્ફ્રેડ તરફ દૃષ્ટિપાત કરીને બોલી: "પ્રિયતમ ! તમારા શરીરમાં જો હવે શાન્તિ આવી હોય, તો મારી સાથે દુર્ગમાં આવવાની કૃપા કરશો ?"

એલ્ફ્રેડે ડોકું નીચું નમાવીને હા કહી. ત્યારપછી તે ત્રણે જણાં દુર્ગ તરફ ચાલવા લાગ્યાં. ચાલતાં ચાલતાં વૉલગા ફ્રેંચ યુવકને કહેવા લાગી: “ હું ધારૂં છું કે એલ્ફ્રેડની સાથે આપને કોઇ જાતનો પરિચય નહિ હોય, તેથી જો ઇચ્છા હોય, તો તેમની સાથે આપનો પરિચય કરાવી આપું. ”

ફ્રૅાસાયાએ ડોકું નમાવીને તેમ કરવાની સંમતિ આપી અને વૉલગા એ બન્નેની ઓળખાણ કરાવી.

ફ્રૅાસાયા પૂર્વે બનેલો સઘળો બનાવ ગુપ્ત રાખીને પૂર્વપરિચયનું કાંઈ પણ લક્ષણ પ્રકટ નહિ કરતાં નમ્રતાપૂર્વક બોલ્યો: “ મિસ્તર એલ્ફ્રેડ ! આજે આપની સાથેના મેળાપથી અને વાતચીતથી હું ઘણો સંતુષ્ટ થયો છું. મારી ભગિની ડોલા ડિ વૉરનિચાર પણ આ સમાચાર સાંભળીને વિશેષ સંતુષ્ટ થશે. હું ધારૂં છું કે મારી ભગિની સાથે આપને મુલાકાત થઈ હશે. આજે પ્રાતઃકાળે આપનું સંગીત સાંભળીને તે બહુ મોહ પામી ગઈ હતી અને તે માટે આપની તે ઘણી પ્રશંસા પણ કરતી હતી. ”

એ સાંભળીને એલ્ફ્રેડનું હૃદય થડકવા લાગ્યું. પ્રત્યુત્તર આપતી વખતે તેની જીભ સુકાઈ જવા લાગી, તોપણ પોતાનું દુઃખ દબાવી રાખીને બની શકે તેટલું હાસ્ય પ્રકટ કરીને તે બોલ્યો: “ મારા એ નજીવા–તુચ્છ સંગીતથી તે સંતુષ્ટ થયાં, તે મારે માટે એક મોટા માન અને ગર્વની લાગણી કહેવાય. ” જેમ એક નિઃશ્વાસ છોડે, તેમ એલ્ફ્રેડે એ વાત કહી નાંખી. બોલતાં તેનો કંઠસ્વર કંપિત થયો નહિ, તેમ તેના મનમાં સંપૂર્ણ રીતે સંતોષ પણ થયો નહિ. તેણે વિચાર્યું કે આ પ્રમાણે અભિનય કરવાથી એક હલકું કામ થયું છે. જે બાલિકા પોતાનું સર્વસ્વ અર્પણ કરીને મને ચાહે છે. પ્રાણ આપીને વિશ્વાસ કરે છે, તેની પાસે આ પ્રમાણે કૃત્રિમ અવિનય કરીને સઘળું છુપાવી રાખ્યું, એ બહુ અઘટિત થયું; કિન્તુ એ સિવાય બીજો કશો ઉપાય નથી. હજી પણ ગુપ્ત વાત પ્રકટ કરવાનો સમય આવ્યો નથી, જો કદિ સમય મળશે અને જ્યારે હું મારૂં કલંક દૂર કરીશ, ત્યારે બાલિકાની પાસે મારા આ અપરાધની હું ક્ષમા માગીશ. તે પહેલાં આમ દુઃખ ભોગવ્યા વિના બીજો કશો ઉપાય નથી. એમ વિચાર કરીને એલ્ફ્રેડ ચૂપ થઈ ગયો, કિન્તુ બાલિકાની સાથે દુર્ગમાં જવાનો તેણે વિચાર છોડી દીધો. રસ્તામાં ઊભા રહીને કેટલીક વાતચીત કર્યા પછી એલ્ફ્રેડ તેમની પાસેથી વિદાયગીરી લઇને પોતાની નિર્જન ઝુંપડી તરફ પાછો ફર્યો.

દુર્ગમાં જતાં જતાં ફ્રેંચ યુવકે જોયું કે વૉલગાનું વદનમંડળ ચિન્તાથી ઘેરાઈ ગયું છે, તોપણ અહા! તે કેવું સુંદર છે? કેવું મધુર છે? કેવું પવિત્ર છે? જાણે તેના હૃદયની નિર્મળતા તેના આખા દેહમાં પ્રસરી રહી હોયની! તેના પ્રત્યેક પગલે, તેના પ્રત્યેક અંગસંચાલને, જાણે તે સૌન્દર્ય—તે માધુર્ય ઝરી પડીને ચારે દિશાને આમોદિત કરી રહ્યું હોયની! તેના પ્રત્યેક નિઃશ્વાસે જાણે વસન્તની મલયાનિલ વિસ્ફારિત થતી હોયની! એવો દેખાવ નજરે પડતો હતો. ફ્રેંચ યુવક જેમ જેમ વિચારવા લાગ્યો, જેમ જેમ તેના તૃષાતુર નેત્રથી તેનું સૌન્દર્ય નિહાળવા લાગ્યો, તેમ તેમ તે મુગ્ધ બની જવા લાગ્યો. તેણે વિચાર્યું કે આવી સ્વરૂપવતી સુંદરીને જ્યાંસુધી પોતાની શય્યાસંગિની કરી નથી, ત્યાંસુધી આ જીવતરને ધિક્કાર છે! ગમે તે પ્રકારે અનેક પ્રયત્નો કરીને આ બાલિકાને હું હસ્તગત કરીશ. ત્યારપછી તેની સહાયથી તેના પિતાના હૃદયમાં પ્રવેશ કરીને મારૂં કામ હું કહાડી લઇશ. તે વખતે મારા કાર્યમાં કોઈ અડચણ કરી શકશે નહિ, મારા રસ્તામાં કોઇ અન્તરાયભૂત થઈ શકશે નહિ; કિન્તુ એક જણ મારો શત્રુ છે, તે કોણ? એલ્ફ્રેડ. તેની અપકીર્ત્તિ કરવાથી અને તેનો પરાજય કરવાથી વૉલગાનો પ્રેમ વિશેષ સુલભ થઈ પડશે; માટે પ્રથમ તો બાલિકાને સંતુષ્ટ રાખવાની જરૂર છે. એ પ્રમાણે ચિન્તા કરતો કરતો તે દુર્ગમાં આવી પહોંચ્યો. દુર્ગમાં પ્રવેશ કરતો કરતો તે બોલ્યોઃ "વૉલગા! આજના બનાવને માટે તમે બિલકુલ ચિન્તા કરશો નહિ, આપની ગુપ્ત વાત હું ખરા દિલથી ગુપ્ત રાખીશ; મારી પાસેથી એ વાત કદિ પણ પ્રકટ થવા પામશે નહિ."

બાલિકાએ તેના તરફ દૃષ્ટિપાત કરીને પ્રત્યુત્તર આપ્યોઃ "મારી એ વાત ગુપ્ત રાખવાની કાંઈ પણ જરૂર નથી. જો કદિ મારા પિતા એ વાત જાણશે તોપણ તેમાં કશી હરકત નથી. હું તેથી બિલકુલ લજ્જા પામવાની નથી, ઉલટી ખુશ થઈશ. મારા એકલા પિતા પાસે જ નહિ, કિન્તુ આખા જગત્માં હું નિઃસંકોચે બોલીશ કે એલ્ફ્રેડ મારો સ્વામી છે! મારો પ્રાણેશ્વર છે!"

એ સાંભળીને ફ્રૅાસાયા સ્તબ્ધ બની ગયો. તેનું આખું શરીર વિજળીક શક્તિથી કંપી ઉઠયું. તુર્તજ તે પોતાનો મનોભાવ દબાવી દઇને બોલ્યોઃ "મને ક્ષમા કરો, હું ભૂલથી આપની પાસે એ પ્રમાણે

બોલ્યો છું. જેથી આપનું મંગળ થાય અને જેથી આપ સુખી થાઓ, એમ હું ઇચ્છું છું. આપના સુખેથી હું સુખી અને આપના આનંદથી હું આનંદ પામું છું."

વૅાલગાએ કશો પ્રત્યુત્તર આપ્યો નહિ. તે સમજી ગઈ કે ફ્રૅાન્સાયા પોતાના વર્તનથી ખુશ નહિ થતાં ઇર્ષાથી અને ક્રોધથી સળગી રહ્યો છે.

ફ્રૅાંસાયા પુનઃ બોલ્યોઃ "આપના જેવી સુંદર રમણીનો પ્રેમ સંપાદન કરવો એ મોટા ભાગ્યની વાત છે. એલ્ફ્રેડ ભાગ્યવાન્ પુરૂષ છે, તેમાં કશો સંદેહ નહિ. આપના જેવી રમણીને પત્ની તરીકે મેળવવાથી તે પુરૂષ ઘણો સુખી થશે, કિન્તુ ડ્યુકકન્યા! તેની સાથે કેટલા મનુષ્યોનાં હૃદય નિરાશાથી વિદીર્ણ થઈ જશે, તેની સંખ્યા કહાડી છે? તેઓને શું કહીને શાન્ત કરશો? તેઓનાં વિદીર્ણ થએલાં વક્ષને કઇ સાત્વનાનો પ્રલેપ કરશો? તે વિષે કાંઇ પણ વિચાર તમે કર્યો છે?"

એટલામાં તેઓ બંને જણાં ડ્યુકના મહેલમાં આવી પહોંચ્યાં અને દાદર ઉપર ચડતાં પહેલાં વૅાલગા સ્થિર કિન્તુ ગંભીર ભાવે બોલીઃ "તે વિષે વિચાર કરવાનું મારે કશું પ્રયોજન નથી. જે મને ખરા પ્રેમથી ચાહે છે, જે મને પત્ની તરીકે મેળવવાને સંપૂર્ણ રીતે લાયક છે, તેને જ મેં મારૂં હૃદયદાન દીધું છે. તેમના પર જ મારો દૃઢ વિશ્વાસ છે અને તેમને જ મારૂં હૃદય અર્પણ થઇ ચુકયું છે."

કાંઈ પણ પ્રત્યુત્તર મળે તે પહેલાં તો વૅાલગા દાદર ઉપર ચડી ગઇ.

ફ્રૅાંસાયા દિગ્મૂઢ બનીને કેટલીક ક્ષણસુધી તે જ સ્થળે ઊભો રહ્યો અને ત્યારપછી એક દીર્ઘ નિઃશ્વાસ છોડીને બોલ્યોઃ "શું એ તમારૂં યોગ્ય પાત્ર છે? એ તમારો વિશ્વાસુ માણસ છે? તમે થોડા દિવસ રાહ જુઓ તો તમને માલમ પડશે કે તમારો વિશ્વાસુ એલ્ફ્રેડ કેટલો બધો વિશ્વાસઘાતી છે, તે વખતે તેનો પ્રેમ તમને વિષ સમાન લાગશે, તે વખતે એલ્ફ્રેડને તમે કાળો નાગ ધારીને તેનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરશો. જો કદિ તેમ કરવામાં હું નિષ્ફળ નીવડીશ, તો એલ્ફ્રેડને આ પૃથ્વી ઉપરથી દૂર કરી દઇશ. તેનું અસ્તિત્વ હું આ પૃથ્વી ઉપર વધારે વખત રહેવા દઇશ નહિ. તેનાં પ્રત્યેક અણુ-પરમાણુ સમુદ્રના જળ-તરંગમાં છિન્નભિન્ન કરી નાંખીશ. ત્યારપછી તમને હસ્તગત કરવામાં મને વધારે કષ્ટ પડશે નહિ."

ત્યારપછી ફ્રૅંસાયા ઉતાવળો ઉતાવળો સાંજનું ખાણું લને ડોલાના ઉતારામાં ચાલ્યો ગયો. તે વખતે ડોલા તેના ઓરડામાં આરામ લેતી હતી. તેની પાસે જઇને તે બોલ્યો: "ડોલા! તેં જે અનુમાન કર્યું હતું તે ખરૂં પડ્યું અને મારા જોવામાં તો તેના કરતાં પણ કાંઇક વિશેષ આવ્યું."

ડોલા વિસ્મય પામીને બોલી: "શું તું કાંઇ નવીન સમાચાર લાવ્યો છે?"

"હા." ફ્રૅંસાયા ખુરશીપર બેસતાં બોલ્યો: "વૉલગાએ એલ્ફ્રેડની સાથે લગ્નની ગાંઠથી જોડાવાની પ્રતિજ્ઞા લીધી છે."

ડોલા ખુરશીપરથી એકાએક ઊભી થઇ જઇને બોલી: "હેં! શું ખરેખર તે સાચી વાત છે? તેં કેવી રીતે તે વાત જાણી?"

ફ્રૅંસાયા બનેલી સઘળી હકીકત તેને કહી સંભળાવીને બોલ્યો: "મેં ત્યાં જઇને જોયું તો માલૂમ પડ્યું કે, તેઓ એકબીજાના બાહુપાશમાં જોડાઇ જઇને પરસ્પર પ્રગાઢ આલિંગન કરતાં હતાં. તેઓ આલિંગનમાં એટલાં બધાં મુગ્ધ બની ગયાં હતાં કે જગત્-સંસારને પણ વિસરી ગયાં હતાં. જાણે એક મોહમય સ્વપ્નરાજ્યમાં તેઓ આનંદ ઉપભોગ કરતાં હોયની, તેમ કેટલીક ક્ષણસુધી અથવા તો હું ત્યાં જઇ પહોંચ્યો ત્યાંસુધી તેઓને કશું ભાન જ રહ્યું નહોતું!"

એ સાંભળીને ઇર્ષાથી, ઘૃણાથી અને અપમાનથી ડોલાનું સર્વાંગ સળગી ઉઠ્યું. તે મનમાં બોલવા લાગી કે, જે દુષ્ટે એક દિવસ મારા ચુંબનનો અનાદર કર્યો હતો, મારા પ્રેમનો તિરસ્કાર કર્યો હતો, તેણે શું આજે આમ સહજમાં અન્ય રમણીની સાથે પ્રેમમાં મુગ્ધ બની જઇને આનંદનો ઉપભોગ કર્યો? તે આજે આમ સહજમાં અન્ય રમણીની સાથે લગ્નની ગાંઠથી જોડાવાને તૈયાર થઈ ગયો? ના, હવે હું તેને સુખી થવા દઇશ નહિ, તેઓ બંનેને હું એકત્ર રહેવા દઇશ નહિ. પછી તે ઉચ્ચ સ્વરે બોલી: "જોકે એલ્ફ્રેડે બહાદુરી અને ચતુરાઇનું આ કાર્ય કર્યું છે, કિન્તુ તે જાણતો નથી કે ડોલાના હાથમાંથી હવે કોઈ તેની રક્ષા કરી શકે તેમ નથી. જ્યાંસુધી ડોલા જીવતી રહેશે, ત્યાંસુધી તેમને સુખી થવા દેશે નહિ. એલ્ફ્રેડ હજી આ ફ્રેંચ રમણીને બરાબર ઓળખતો નથી, પરંતુ હવે આ વખતે તેને હું બરાબર મારી ઓળખાણ કરાવી દઇશ."

ફ્રૅાસાયા બોલ્યોઃ "શું તું એમ ધારે છે કે વૅાલગા આ વાત ડ્યુકને જણાવશે ?"

"નહી, કાલે સૂર્યોદય થયા પહેલાં ડ્યુક એ હકીકતથી જાણીતા થશે."

"એ કાર્ય કરવામાં શું ડ્યુક તેને મના નહિ કરે ?"

"ના, મારા ધારવા પ્રમાણે ડ્યુક તેને મના નહિ કરે, કારણ કે વૅાલગા ડ્યુકને તેના પ્રાણ સમાન વહાલી છે, તે પુત્રીની વિરૂદ્ધમાં કાંઇ પણ કાર્ય કરી શકે તેમ નથી."

"ત્યારે હવે આપણે શો ઉપાય યોજીશું ?"

"તેનો જ હું વિચાર કરૂં છું. અત્યારથી આપણે બહુ સાવધાનીથી ચાલવું જોઇએ. સઘળી દિશામાં દૃષ્ટિ રાખીને આપણે આપણું કાર્ય બજાવવું પડશે. બાલિકા એલ્ડ્રેડના પ્રેમમાં બહુ જ મોહિત થઇ ગઇ છે, તેને હવે હાથ કરવાનું કામ સહેલું નથી. ઠીક, જોઉં છું કે શું થાય છે ? આપણે હજી પણ કેટલાક દિવસ સુધી આ સ્થળે રહેવું પડશે. એ દરમિયાનમાં બાલિકાને તું કાંઇ કહીશ નહિ, હું એક અઠવાડીઆની અંદર તેને સીદ્ધી કરી દઇશ. હવે જા, તું વિશ્રાન્તિ લે."

ફ્રૅાસાયા ખુરશીપરથી ઊભો થતો બોલ્યોઃ "ડોલા! આજ તારો પોષાક બહુ ભભકાદાર લાગે છે. આવું સુંદર બદન મેં કોઇ દિવસ તારી પાસે જોયું નહોતું, તે તેં ક્યાંથી કહાડયું ?"

"આ સુંદર બદન ડ્યુકે મને બક્ષીસ કર્યું છે."

"આવું સુંદર અને કિંમતી બદન ડ્યુકે તને બક્ષીસ કર્યું છે?"

"ચૂપ રહે, આ સાધારણ બક્ષીસમાં તું આમ મોહ કેમ પામી જાય છે ? બે દિવસ પછી તું જોઇશ કે આ ટ્રીવારવીથ દુર્ગના ડ્યુકનું પત્નીપણું પણ આ ડોલા સુંદરીને જ પ્રાપ્ત થવાનું છે."

ફ્રૅાસાયા મંદ હાસ્ય કરતો કરતો ત્યાંથી પ્રસ્થાન કરી ગયો.

---

# પ્રકરણ ૫ મું.

## પિતા અને પુત્રી.



અત્યારે રાત્રીનો એક પ્રહર વ્યતીત થઇ ગયો છે, નિમંત્રણ કરીને બોલાવેલા અતિથિઓ રજા લઇને સૌ પોતપોતાને ઉતારે ગયા છે, વૃદ્ધ ડયુક અત્યારે વિશ્રાન્તિ લેવા માટે પલંગ ઉપર બેસીને બાકી રહેલી ચિરૂટ તાણતો તાણતો શાંત ચિત્તે કાંઇક વિચાર કરે છે.

ડયુક જોકે ઉમ્મરમાં વૃદ્ધ થયો છે, તોપણ તેના દેહનું સૌન્દર્ય હજી કાંઈ નષ્ટ થયું નથી. દાડમની કળીઓ જેવા તેના સુંદર દાંતમાંથી હજી એક પણ ઓછો થવા પામ્યો નથી. તેનું વિશાળ વક્ષસ્થળ, ઉજ્જવલ નેત્રો, પ્રશસ્ત લલાટ, સુંદર વદન અને માંસથી પરિપૂર્ણ તેની બંને ભૂજાઓ વગેરે તેના અવયવો જોવાથી તે હજી પણ એક યુવાન્ પુરૂષના જેવો બળવાન જણાય છે. તેના શ્વેત રંગના સુંદર કેશ અને પ્રતિભાશાલી સુંદર વદનમંડળ તેની ગંભીરતામાં સેંકડોગણો વધારો કરે છે.

લગ્ન પછી ટૂંક મુદતમાં જ એક કન્યારત્નનો જન્મ આપીને ડયુકપત્ની આ જગતનો ત્યાગ કરી ગઇ હતી. એ કન્યા સિવાય આ સંસારમાં ડયુકને અન્ય કોઇ પણ આપ્તજન હતું નહિ. પત્નીના વિયોગ પછી ડયુક બહુ પરિશ્રમ લેઇને કન્યાનું લાલનપાલન કરતો આવ્યો હતો. તેની પુત્રીના સુખની ખાતર બીજી કોઇ સ્ત્રી સાથે તેણે લગ્ન કર્યાં નહોતાં. પિતાના અમોઘ પ્રેમથી અને વિશુદ્ધ ચાહનાથી બાલિકાને તેની માતાનો અભાવ કદિ પણ જણાયો નહોતો. તે ધીમે ધીમે યુવાન્ થતી જતી હતી, તોપણ ડયુકે તેનાં લગ્ન સંબંધી કશો વિચાર કર્યો નહોતો. લગ્ન કર્યા પછી કન્યા પારકી થઇ જાય અને પછી તેના સ્નેહમય અંકમાંથી બાલિકાને કોઈ કહાડીને લઈ જાય, એટલા માટે તેનાં લગ્નની વાત યાદ આવતાં જ ડયુકનું મુખમંડળ એકાએક મ્લાન અને નિસ્તેજ બની જતું. તેથી પણ અધિક ચિન્તાનું કારણ તો એ હતું કે તેના સંસારના આનંદરૂપ-તેની મૃત પત્નીની સ્મૃતિસ્વરૂપ પ્રાણાધિક પ્રિય કન્યાપર તેનો સ્વામી પ્રેમ ન રાખે અથવા તેનો તિરસ્કાર કરે તો ? એ છેવટની ચિન્તાથી ડયુકનું હૃદય

અત્યંત વ્યથા પામતું હતું. બાલિકાને હવે વધારે વખત પોતાની પાસે રાખી શકાશે નહિ, હવે જલ્દી તેનાં લગ્ન કરવાં પડશે, એમ તે જાણતો હતો; તોપણ અત્યારસુધી તેણે લગ્ન કરવાનો કશો પ્રયત્ન કર્યો નહોતો. તોપણ કોઇ કોઇ વખતે તે એમ પણ વિચાર કરતો હતો કે કોઇ એવે સ્થળે તેનાં લગ્ન કરવાં કે જ્યાં તેની કન્યા ચિરકાળ સુધી સુખ ભોગવી શકે. એવા કોઈ ગુણવાન સુપાત્રને કન્યા અર્પણ કરવી, કે જે તેની કન્યાના સુખમાં નિરંતર આનંદ અને હાસ્ય સ્ફુરાવી શકે અને બાલિકાને માનીતી રાણી કરીને રાખે. એ પ્રમાણે કન્યાના સુખી સંસારની કલ્પનાઓ કરતો કરતો ડ્યુક વચ્ચે વચ્ચે આનંદનો અનુભવ કરતો હતો.

તે હજી નિદ્રાને અધીન નહિ થતાં વિચારમાળાના મણુકા ફેરવ્યા કરતો હતો. તે વિચાર કરવા લાગ્યો કે આજે ઉજ્જ્વલ પોષાક પરિધાન કરીને આમતેમ ફરતી બાલિકા કેવી સુંદર દેખાતી હતી ! સૌન્દર્યની રાણી બનીને જ્યારે વૅાલગા નિમંત્રેલા લોકોને આનંદ ઉપજાવતી હતી, ત્યારે તેના પ્રત્યેક પગલે, પ્રત્યેક વચને, પ્રત્યેક અંગસંચાલને કેવું માધુર્ય ઝરતું હતું ! કેવું સૌન્દર્ય ખીલી રહ્યું હતું ! એ સૌન્દર્ય રાજાને ત્યાં શોભે તેવું છે, એ રત્ન રાજમુકુટમાં પ્રકાશ પાડવાને યોગ્ય છે. જ્યારે ડ્યુક ચિરૂટમાંથી ધુમાડાના ગોટગોટ કહાડતો કહાડતો આવી કલ્પનાઓથી કન્યાને રાણીની પદવીએ બેસાડીને આનંદનો ઉપભોગ કરતો હતો, તે જ વખતે તેના શયનભવનનું દ્વાર એકાએક ખટાક દઇને ઉઘડ્યું. તેણે આશ્ચર્ય પામીને જોયું તો તેની પુત્રી વૅાલગા તેના શયનભવનમાં આવીને ઉભેલી છે ! ડ્યુકે વિસ્મય પામીને પ્રશ્ન કર્યો: " વૅાલગા ! પુત્રી ! અત્યારસુધી તું નિદ્રા લેવાને કેમ ગઈ નથી ? તારૂં શરીર તો સારૂં છેની?"

બાલિકા તેના પિતાની વધારે નજીક જઇને બોલી: "હા, પિતાજી! મારૂં શરીર સારૂં છે. કિન્તુ આપને મળ્યા વિના મને નિદ્રા આવતી નહોતી. આપના ચરણકમળમાં મારે એક વાત નિવેદન કરવાની છે."

વૃદ્ધ અર્ધી સળગી ગએલી ચિરૂટ એક હાથમાં પકડી રાખીને બીજા હાથમાં કન્યાનો હાથ પકડીને બોલ્યો: " આવ પુત્રી ! મારી પાસે બેસ, અને જે કાંઈ કહેવાનું હોય તે નિઃસંકોચે મને કહે."

બાલિકા કંપિત કંઠે બોલી: "પિતાજી! એ બહુ કઠીન કામ છે, હું પ્રથમ તે વાતનો કેવી રીતે આરંભ કરૂં, એ મને સુઝતું નથી અને વળી હું જે કહીશ તે સાંભળીને આપ સંતુષ્ટ થઇ શકશો કે નહિ એ પણ એક શંકા છે."

ડયુકનું વદનમંડળ એકાએક મ્લાન થઈ ગયું. તે આગ્રહથી બોલ્યો: "એવી શી વાત છે, પુત્રી? જે હોય તે નિઃસંકોચે કહે, મારાથી તું કાંઈ પણ ગુપ્ત રાખીશ નહિ."

"હું આપનાથી કાંઈ પણ વાત ગુપ્ત રાખું છું પિતાજી? બાલ્યાવસ્થાથી જ જ્યારથી હું માતા વગરની બની ગઈ છું અને જ્યારથી આપના નિર્મળ પ્રેમ અને અપાર પ્રયત્નોમાં ઉછરીને મોટી થઈ છું, ત્યારથી એક સાધારણ વાત પણ હું આપને જણાવતી આવી છું. કોઈ પણ વાત આપનાથી ગુપ્ત રાખી નથી, તો પછી આજની વાત તો શી રીતે ગુપ્ત રાખી શકું? આજે હું એક વિપત્તિમાં આવી પડી છું, મારી ભવિષ્યની જીંદગીનું સુખ આજે વિપત્તિમાં આવી પડયું છે."

"શું તારી ભવિષ્યની જીંદગીનું સુખ વિપત્તિમાં આવી પડયું છે?" ડયુકે વિસ્મય પામીને પ્રશ્ન કર્યો.

"હા, પિતાજી! એક યુવક ઉપર પ્રેમ કરીને મેં મારી ભવિષ્યની જીંદગીનું સુખ વિપત્તિમાં નાંખ્યું છે."

એ સાંભળીને ડયુક વધારે વિસ્મય પામી ગયો. તે તુર્ત તો કાંઈ પણ બોલી શકયો નહિ, પરંતુ તે મનમાં વિચાર કરવા લાગ્યો, કે જેમ હું ધારતો હતો તેમ જ બન્યું છે. વૉલગાએ કોઇ યુવક સાથે પ્રેમ બાંધ્યો છે અને તે મારા સ્નેહની પુતળી અત્યારે બીજાની થઈ ચૂકી છે. જે કન્યા ઉપર હું આટલો બધો સ્નેહ રાખું છું, જેનું મુખ જોઇને હું આ મારી વૃદ્ધાવસ્થા સુધી જીવતો રહ્યો છું; તે જ કન્યા આજ આટલા દિવસ પછી પારકાની બની ગઇ છે! એકાએક વૃદ્ધને વૉલગાનું બોલેલું વાકય યાદ આવી ગયું: "મારી ભવિષ્યની જીંદગીનું સુખ વિપત્તિમાં આવી પડયું છે." જીંદગીનું સુખ વિપત્તિમાં આવી પડયું છે, એનો અર્થ શો? ડયુકે કાંઈ પણ નક્કી કરી શકયો નહિ.

પિતાને નિરૂત્તર રહેલો જોઇને બાલિકાએ પ્રશ્ન કર્યો: "પિતાજી! શું આપ મારા પર ગુસ્સે થયા છો? આપ એમ ધારતા હશો, કે

આ વાત આપને થોડા દિવસ પહેલાં જણાવવી જોઇતી હતી, કિન્તુ જો મારૂં સત્ય માનતા હો, તો હું પોતે જ એ વાત થોડા દિવસ પહેલાં સમજી શકતી નહોતી; આજે જ જાણી શકી છું, કે હું એક યુવકને ચાહું છું.”

“ના, ના, તેમાં મારે ગુસ્સે થવાની શી જરૂર છે પુત્રી ? તારા પર કદિ ગુસ્સો હોય ?” એમ બોલીને ડયુક બાલિકાના મસ્તક ઉપર હાથ ફેરવવા લાગ્યો.

બાલિકા ઉઠીને પિતાના સ્નેહમય ખોળામાં બેસીને બોલી: “મારી ફરજ છે કે એ સઘળી હકીકત આપની પાસે પ્રકટ કરીને આપની યોગ્ય સલાહ લેવી. પિતાજી ! હું માતા વિનાની છું અને તેથી માતા તરફથી જે ઉપદેશ મેળવવો જોઇએ, તે ઉપદેશ હું આપની પાસેથી મેળવતી આવી છું. આપ મારા માતા અને પિતા બંને જ છો. આપના સિવાય આ સંસારમાં મારે બીજું કોણ છે ? આપના સિવાય મને સાચી સલાહ કોણ આપે પિતાજી ?”

મૃત પત્નીનું સ્મરણ થઈ આવવાથી વૃદ્ધની આંખો અશ્રુપૂર્ણ થઇ ગઇ. તે ગદ્‌ગદ કંઠે બોલ્યો: “પુત્રી ! કાયા, મન અને વચન-વડે મંગળમય ઈશ્વરની પ્રાર્થના કરૂં છું, કે તું જેને ચાહે છે, તેને મેળવીને ચિરકાળ સુધી સુખી થા, એ સિવાય અંતરનો બીજો આ-શીર્વાદ કયો હોઈ શકે ? એના કરતાં આ વૃદ્ધના હૃદયમાં બીજી આનંદ-ની વાત કઇ હોઈ શકે ?”

બાલિકા પિતાના વક્ષમાં મુખ સંતાડીને બોલી: “પરંતુ પિ-તાજી ! મારા નસીબમાં સુખ નથી, મારો હૃદયેશ્વર—મારો પ્રાણેશ્વર અત્યંત દુઃખી છે. એમની સાથે મારે મુલાકાત થઈ છે, કિન્તુ તેમાં મને બિલકુલ આનંદ મળ્યો નથી. માત્ર દુઃખ જોઇને અશ્રુપાત જ કર્યો છે. તેમનું દુઃખ સાંભળીને હૃદય વિંધાઇ ગયું છે. બીજી સઘળી બાલિકાઓના પ્રેમબંધનને સમયે કેટલો બધો આનંદધ્વનિ કર્ણગોચર થતો હોય ? કેટલો બધો હાસ્યરસ સ્ફુરતો હોય ? પરંતુ મારા પ્રેમબંધન વખતે કેવળ વિલાપનો જ ધ્વનિ ગાજી રહ્યો હતો ! કેવળ ઉષ્ણ દીર્ઘ નિઃશ્વાસ છૂટતો હતો અને આંખોમાંથી અશ્રુની ધારા વહેતી હતી !”

વૃદ્ધ વિસ્મયપૂર્વક પોતાનાં નેત્રને વિકસાવીને બાલિકા તરફ દૃષ્ટિ-પાત કરીને બોલ્યો: “તું કોને ચાહે છે પુત્રી ?”

બાલિકા બિલકુલ સંકોચ નહિ પામતાં બોલી: "પિતાજી! એલ્ફ્રેડને હું ચાહું છું અને તેમને જ પતિ તરીકે મેળવવાને હું ઇચ્છું છું."

ડયુક કેટલીક ક્ષણો નિસ્તબ્ધતામાં પસાર કરીને બોલ્યો: "કાંઇક આવો બનાવ બનશે ખરો એમ હું પ્રથમથી જ જાણતો હતો. જે બનવાનું હતું, તે બની ચૂક્યું છે; તેને માટે દુઃખી શામાટે થાય છે પુત્રી? તું મારી પાસેથી ઘણું શીખી છે, તારૂં હૃદય મારાથી અ-જાણ્યું નથી, તું જ્યારે તેને પતિ તરીકે મેળવવાને ઇચ્છે છે, ત્યારે તું નક્કી તારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય ગણીને તેને ચાહતી હોવી જોઈએ; બીજી સાધારણ બાલિકાઓની માફક તારો પ્રેમ ચંચળ અથવા અસ્થિર હોઈ શકે નહિ. એ મને સંપૂર્ણ વિશ્વાસ છે. એટલા માટે મેં પ્રતિજ્ઞા લીધી છે કે તારા પ્રેમમાં મારે વિઘ્ન નાંખવું નહિ અને તારા સ્વાતંત્ર્યમાં મારે હાથ ઘાલવો નહિ. તોપછી તારે દુઃખી થવાનું કારણ શું છે પુત્રી? એલ્ફ્રેડ કાંઇ તારે માટે અયોગ્ય પાત્ર કહેવાય નહિ—અયોગ્ય પાત્રમાં તારો પ્રેમ ઢળી ગયો નથી; તોપણ એટલું તો ખરૂં, કે તે દરિદ્ર છે; કિન્તુ તેમાં શું થઈ ગયું? મેં વૃદ્ધાવસ્થા પર્યન્ત પુષ્કળ દ્રવ્યનો સંગ્રહ કર્યો છે. મારે તારા સિવાય બીજું કોણ છે? તું જ એ સઘળી સંપત્તિની અધિ-કારિણી છે. તમે ઉભય મારી તે સંપત્તિનો ઉપભોગ કરશો, તેથી મારો આત્મા તૃપ્ત થશે. કિન્તુ એક વાત કહેવાની એ છે કે એલ્ફ્રેડ એક અપરિચિત મનુષ્ય છે, તે જો તેની જીંદગીનો સઘળો પરિચય આપીને ખાતરી કરી આપે, કે તેનું પૂર્વજીવન નિષ્કલંક છે; તો પછી મારે કોઇ જાતનો વાંધો નથી. તેમ કરવાનો ઉદ્દેશ એટલો જ છે, કે હું ધારૂં છું કે તું બહુ સ્વાભિમાની છે; તેથી સ્વામીના કલંકનું મેણું તું સહન કરી શકે નહિ. તેટલા માટે જ મારે કહેવું જોઇએ, કે જો એલ્ફ્રેડ અહીં આવીને ખાતરી કરી આપે, કે તેનું ચરિત્ર નિર્દોષ છે; તો પછી હું કોઇ જાતની તમને અડચણ કરીશ નહિ."

બાલિકા દુઃખી થઇને બોલી: "એલ્ફ્રેડ આપની પાસે આવશે નહિ, તેમ તેના પૂર્વજીવનનો ઈતિહાસ પણ આપની પાસે ખુલ્લો કરશે નહિ. વળી કોઇક કારણથી હમણાં તે મને પત્ની તરીકે સ્વીકાર-વાને પણ સંપૂર્ણ રીતે નારાજ છે."

ડ્યુકનું મુખ લાલચોળ થઇ ગયું. તે બોલ્યો: "તો પછી કેવી રીતે તારી સાથે પ્રેમની ગાંઠથી જોડાવાનું તે તે તને જણાવી શક્યો ?"

"પિતાજી ! એ દોષ તેમનો નથી, કિન્તુ મારો જ છે. આજે સંધ્યા સમયે સમુદ્રને કિનારે પહાડની નજીક હું ફરવા ગઈ હતી, ત્યાં એલ્ફ્રેડ મૂર્છિત અવસ્થામાં પડયા હતા. કેટલીક ક્ષણો સુધી તેની સુશ્રુષા કર્યા પછી તેણે ભાનમાં આવીને કરૂણાજનક સ્વરે મને કહ્યું કે આજ રાત્રે તે આખી જીંદગીને માટે આ ટ્રી વારવીથ દુર્ગનો ત્યાગ કરી જશે અને ફરીથી પાછા કદિ પણ ફરશે નહિ. એ સાંભળીને હું અત્યંત વિસ્મય પામી ગઇ. કેટલીક વાર સુધી તો મને આ પૃથ્વી અંધકારમય ભાસવા લાગી, જીવન નીરસ જણાવા લાગ્યું અને એકાએક મારી બોલવાની શક્તિ પણ નાશ પામી ગઇ. તોપણ એલ્ફ્રેડ મારી પાસે પુનઃ પુનઃ વિદાયગીરી મેળવવાની પ્રાર્થના કરવા લાગ્યા. એકાદ દિવસને માટે નહિ, એકાદ માસને માટે નહિ, તેમ એકાદ વરસને માટે પણ નહિ; પરંતુ સદાને માટે–ચિરકાળને માટે વિદાયગિરી મેળવવાની પ્રાર્થના કરવા લાગ્યા. તેમની તે કરૂણાજનક દૃષ્ટિ અને તેમનું તે દુઃખપૂર્ણ મુખ જોઇને મને ધીરજ રહી શકી નહિ. રમણી જાતિની લજ્જા છોડી દઇને મારા અંતઃકરણની વાત તેમને મેં એકાએક જણાવી દીધી. તેમને મેં કહ્યું કે 'હું તમને ચાહું છું, તેથી કોઇ પણ કારણથી આ સ્થળેથી હું તમને જવા દઇશ નહિ.' ખરેખર પિતાજી ! હું તેમને ઘણા દિવસથી ચાહતી હતી, કિન્તુ કદિ પણ જાણી શકી નહોતી, કે હું તેને ચાહું છું. આજે મારી તે ચાહનાએ નદીના પ્રબળ પ્રવાહની માફક મર્યાદા મૂકી દીધી છે !"

વૃદ્ધના હૃદયમાં એક ભયંકર આઘાત થયો. તે બોલ્યો: "વૉલગા ! શું તે પણ તને તારી માફક વિશુદ્ધ પ્રેમથી જ ચાહે છે ?"

"હા, એલ્ફ્રેડ પણ મને ખરા દિલથી ચાહે છે."

"તો પછી આ સ્થળનો અને તારો ત્યાગ કરીને એ જાય છે શામાટે ?"

"તે હું જાણતી નથી, કિન્તુ તે કોઇ પણ રીતે આ સ્થળે રહેશે નહિ. તેમ કરવાનું મેં કારણ પૂછ્યું, પરંતુ તેમણે કશું જણાવ્યું નહિ."

ડ્યુક થોડી વાર વિચાર કરીને બોલ્યોઃ "વારૂ, કાલે હું એલ્ડ્રેડને મળીશ અને પૂછી જોઈશ, કે તે શામાટે આ સ્થળનો ત્યાગ કરી જવાને ઇચ્છે છે."

"શામાટે તે આ સ્થળનો ત્યાગ કરીને જાય છે, તેનું કારણ તે આપને કોઇ પણ રીતે જણાવશે નહિ." વૅાલગાએ જણાવ્યું.

"હું તેને તે કારણ જણાવી દેવાને ફરજ પાડીશ." ડ્યુક બોલ્યો.

બાલિકા પિતાનો હાથ પકડીને બોલીઃ "પિતાજી! તેમના પર દયા કરો, તે બહુ વ્યથા પામે છે. તેમને તમે તેમ કરીને વધારે દુઃખી કરશો નહિ. મને તમે વચન આપો, કે કોઇ પણ રીતે તેમનો તમારે તિરસ્કાર કરવો નહિ. પિતાજી! હું તેમને મારા ખરા અંતઃકરણથી ચાહું છું, તેથી જો તમે તેમનો તિરસ્કાર કરશો, તો મારા પ્રાણને પણ એક ભયંકર આઘાત લાગશે."

"વૅાલગા! હું વિસરી ગયો નથી, જે તું એલ્ડ્રેડને ચાહે છે. હું જાણું છું કે તેને કષ્ટ આપવાથી, તને પણ કષ્ટ થશે; તેને દુઃખ આપવાથી તને પણ દુઃખ લાગશે, તેથી જે કરવાથી તેને કષ્ટ પડે નહિ અને તે આ સ્થળનો ત્યાગ પણ કરી જાય નહિ, એવો કોઇ ઉપાય યોજવાને હું સંપૂર્ણ પ્રયત્ન કરીશ અને ઘણું કરીને તો હું તેને સહાય કરવાની જ વ્યવસ્થા કરીશ."

"હા, તેમ કરો પિતાજી! એલ્ડ્રેડને સહાય કરો, તેમની રક્ષા કરો અને તેમને ક્ષમાં પણ કરો; મારા જીવનના સુખને અને મારા પ્રાણની શાન્તિને નિભાવી રાખો એ જ મારી નમ્ર પ્રાર્થના છે." બાલિકા કરૂણાજનક સ્વરે બોલી.

"હવે જા, તું વિશ્રાન્તિ લે પુત્રી! તું કોઇ પણ જાતની ફીકર કરીશ નહિ. હું એલ્ડ્રેડને ક્ષમા કરીશ અને તેની રક્ષા પણ કરીશ." એમ કહીને ડ્યુકે બાલિકાના કપાળે એક ચુંબન કરીને તેને વિદાય કરી.

## પ્રકરણ ૬ હું.

### મધ્યરાત્રે પર્ણકુટિમાં ટહેલતો એક યુવક.



વૉલગા અશાન્ત હૃદયે તેના શયનભવનમાં ચાલી ગઇ, કિન્તુ આજે તેને બિલકુલ નિદ્રા આવી નહિ. કેવળ એલ્ડ્રેડનાં બોલેલાં વચનો જ તેના કર્ણમાં પ્રતિધ્વનિત થવા લાગ્યાં. તેની તે કરૂણાજનક દૃષ્ટિ, તેની તે દીનભાવથી વિદાયગિરીની પ્રાર્થના અને તેનું તે દુઃખપૂર્ણ વદનમંડળ વગેરેનું તેને સ્મરણ થઇ આવવાથી બાલિકા બહુ દુઃખ પામવા લાગી. બાલિકા વિચાર કરવા લાગી કે તેમને શાથી દુઃખ થતું હશે? તેમને શું જોઇએ છે? કઇ ગુપ્ત વાત તેમના આત્માને વ્યથા કરતી હશે? તે બાલિકા કાંઇ પણ નક્કી કરી શકી નહિ. વ્યાકુળ હૃદયે એક ખુરશીપર બેસીને ચિન્તાગ્રસ્ત ચહેરે શોક કરવા લાગી. એટલામાં તેના શયનભવનનું દ્વાર એકાએક ઉઘડયું. બાલિકાએ તે તરફ દૃષ્ટિ કરીને જોયું, તો એક દાસી ધીમે પગલે તેના ગૃહમાં દાખલ થઇ. તેણે તેને પૂછયું: "આટલી મોડી રાત્રે તું અહીં કેમ આવી છે? તારે શું જોઇએ છે?"

"ડોલા થોડા વખત માટે આપને મળવાની પ્રાર્થના કરે છે." દાસી બોલી.

વૉલગાએ ઘડીઆળ તરફ દૃષ્ટિ કરીને જોયું, તો તેમાં એક વાગવા આવ્યો હતો. તેણે વિચાર્યું, કે મળવાનો હજી સમય તો છે. જોકે બાલિકા અત્યારે બહુ ક્લાન્ત થઇ ગઇ હતી, તોપણ તેનામાં ભલાઇનું પ્રમાણ વધારે હોવાથી આટલી મોડી રાત્રે પણ મુલાકાતની ના નહિ કહેતાં દાસીની સાથે એ ફ્રેંચ રમણીના ગૃહ તરફ તે ચાલવા લાગી!

વૉલગાને પોતાના ઓરડામાં પ્રવેશ કરતી જોઇને ડોલા ઘણી આનંદ પામતી બોલી: "તસ્દી લઇને આપ પોતે જ અહીં નહિ આવતાં, જો હુકમ ફરમાવ્યો હોત, તો હું જ આપના ઓરડામાં આ દાસીને પૂછતાં જણાયું, કે આપ હજી ઉંઘી ગયાં નથી, તેથી જ આપની મુલાકાતની મેં પ્રાર્થના કરી હતી."

એમ બોલીને તેણે એક ખુરશી ખેંચી લાવીને તેપર વૉલગાને બેસવાની સૂચના કરી અને એક બીજીપર પોતે બેસતી બોલીઃ "આજે આપ તો બહુ ક્લાન્ત થઈ ગયાં જણાઓ છો. આટલી મોડી રાત્રે અને આવી ક્લાન્ત અવસ્થામાં આપને મેં કષ્ટ આપ્યું, તે માટે મને ઘણી દિલગિરી ઉત્પન્ન થાય છે. હું આશા રાખું છું કે આપ મને ક્ષમા આપશો."

વૉલગા ખુરશીપર બેસતી બોલીઃ "તે માટે તમે કશું મનમાં લાવશો નહિ. મારૂં તો ફક્ત આજે માથું જ દુઃખે છે, તે સિવાય બીજું કાંઇ મને થયું નથી."

ડોલા પોતાની ખુરશી બાલિકાની વધારે નજીક ખેંચી લાવીને બોલીઃ "આપની સાથે મારે થોડીક વાતચીત કરવાની છે. દિવસે અતિથિ વગેરેના સન્માનમાં આપ ગુંથાએલાં રહેવાથી મિત્રભાવે મારી વાતચીત સાંભળવાને આપને અવકાશ મળે નહિ, તેથી જ અત્યારે મેં આપને તસ્દી આપી છે."

"સઘળા અતિથિઓને સંતુષ્ટ રાખવાની મારી ફરજ છે. જો કદિ મારી માતા જીવતી હોત, તો તે પોતે જ એ કાર્ય કરત; પરંતુ તેમની ગેરહાજરીમાં અત્યારે એ કામ મારે માથે આવી પડયું છે." બાલિકા બોલી.

"હા, તે વાજબી છે. આપનો તે પ્રયાસ પ્રશંસાને પાત્ર છે. મારે આપને આપનાઃજ સંબંધમાં કાંઇકિ કહેવાનું છે, એટલા માટે જ મેં આપને અહીં બોલાવ્યાં છે. આજે મેં મારા ભાઇ ફ્રૅંસાયાના મુખે જે સાંભળ્યું છે, તેથી મારે ખુશી જ થવું જોઇતું હતું, કિન્તુ તેમ નહિ થતાં ઉલટું તે વાત સાંભળીને મને બહુ દુઃખ ઉત્પન્ન થયું છે."

વૉલગાએ વિસ્મય પામીને તેના તરફ દૃષ્ટિપાત કર્યો.

ડોલા આગળ બોલવા લાગીઃ "હું આપને મારી સહોદરા—ભગિની ગણીને આપના પર સ્નેહ રાખું છું. આપના જેવી સરળ હૃદયની સુંદર બાલિકાને અવશ્ય સઘળા ચાહે છે. મારો ભાઇ પણ આપના સરલ અને ઉદાર દિલથી બહુ મોહિત થઈ ગયો છે. તેના મુખેથી હું આપની પ્રશંસા વારંવાર સાંભળ્યાં કરૂં છું, કિન્તુ આ-

જે તેણે મને જે સમાચાર આપ્યા, તે સાંભળીને મને બહુ શોક ઉત્પન્ન થયો છે—મારા પ્રાણને મોટો આઘાત લાગ્યો છે. ”

“ હું આપનું બોલવું એક કિંચિત્ માત્ર પણ સમજી શકતી નથી. ” બાલિકાએ કહ્યું.

“ સમજી ન શકતાં હો, તો સાંભળો સમજાવું. અહીં એલ્ડ્રેડના નામથી ઓળખાતો જે પુરૂષ રહે છે, તેનું પૂર્વચરિત્ર હું સારી રીતે જાણું છું. ઘણા દિવસથી મારે તેની સાથે પરિચય છે, પરંતુ ક્ષમા કરજો, કે તેને તમે તમારા મનથી જેવો ધારો છો, તેવો તે બિલકુલ છે જ નહિ. ” ડોલા ગંભીર ભાવ ધારણ કરીને બોલી.

બલિકા એકાએક ચમકી જઇને બોલી: “ એલ્ડ્રેડની સાથે શું આપને પરિચય છે ? ”

“ જી, હા. આપ અત્યારે જેને એલ્ડ્રેડ કહીને બોલાવો છો, તેની સાથે મારે એક વખત ગાઢ મિત્રભાવ હતો, પરંતુ કોઇક કારણથી મેં તેનો તિરસ્કાર કર્યો હતો. ”

ફ્રેંચ યુવતીનું વાક્ય સાંભળીને વૅાલગા વિસ્મિત અને સ્તંભિત બની ગઇ. તુર્ત જ તે કાંઇ પણ બોલી શકી નહિ. કેટલીક વાર સુધી તે બંને જણાં નિસ્તબ્ધ બેસી રહ્યાં. એટલામાં તે ક્ષુદ્ર નિસ્તબ્ધતાનો ભંગ કરીને દેવળના ઘડીઆળમાં ટં ટં એ ટકોરા થયા. ડોલા પુનઃ બોલવા લાગી: “ મારા ભાઈની સાથે હમણાં જ એલ્ડ્રેડ સંબંધી વાતચીત કરીને છેવટે મેં નિશ્ચય કર્યો, કે તેનો ખરો પરિચય આપને જણાવી દેવો જોઇએ. તેના પૂર્વજીવનનું સઘળું ચરિત્ર જો હું આપનાથી ગુપ્ત રાખું, તો હું પાપની અધિકારિણી બનું. તેટલા માટે જ આપને આ તસ્દી આપવાની મારે જરૂર પડી છે. ”

“ હજી પણ આપની વાત હું સંપૂર્ણ રીતે સમજી શકી નથી અને સમજવાને એટલી બધી જરૂર પણ મને જણાતી નથી. એલ્ડ્રેડના સંબંધમાં જો કાંઈ પણ વાત મારી પાસે નહિ કરો, તો હું વિશેષ સંતોષ માનીશ. ” બાલિકા કિંચિત્ રોષ દર્શાવતી બોલી.

“ જોકે મારી આ વાત આપને કઠોર લાગતી હશે અને મારા આ સમાચારથી આપના હૃદયમાં વ્યથા ઉત્પન્ન થતી હશે; તોપણ કર્તવ્ય-કર્મની ફરજ સમજીને આ સમાચાર આપને જણાવવાનું મેં ઉચિત લેખ્યું છે. ” ફ્રેંચ રમણી બોલી.

"એલ્ડ્રેડ સંબંધી કાંઇ પણ હકીકત આપની પાસેથી સાંભળવા કરતાં સ્વયં તેની પોતાની પાસેથી જ સાંભળવાનું મને વધારે હિતકારક જણાય છે."

"આપનું આવું નિષ્કપટ અને પવિત્ર હૃદય જોઇને આપની પ્રશંસા કર્યા વિના મારાથી રહી શકાતું નથી; કિન્તુ આપ સંસારથી તદ્દન અજ્ઞાત એક બાલિકા છો, આપ સંસારની વિશ્વાસઘાતકતા અને નિર્દયતા હજી જાણી શકયાં નથી; તેથી જ હું આપને ચેતાવું છું. શું આપ એમ ધારો છો કે એલ્ડ્રેડ તેનું પોતાનું કલંકિત જીવન આપની પાસે પ્રકટ કરશે? ના, ના, કદિ નહિ, તે તો બહુ ચતુર છે. તે સારી રીતે સમજે છે કે પોતાનું કલંક ખુલ્લું કરવાથી આપના જેવી રમણીનો પ્રેમ ગુમાવવો પડશે."

"હવે તમે માફ કરો, મારૂં માથું બહુ દુઃખવા આવ્યું છે. તમે જો મારી ભલાઇનો અંત લેવાને ન ઇચ્છતાં હો, તો મને જલ્દી જવાની રજા આપો."

"જોકે આ સમાચારથી અત્યારે તો તમારા હૃદયમાં બહુ વ્યથા ઉત્પન્ન થતી હશે, કિન્તુ પરિણામે તેથી જ આપનું મંગળ થશે અને તેટલા માટે જ આ ભયંકર મોડી રાત્રે મેં તમને આ સ્થળે બોલાવીને ગુસ્સે કર્યાં છે. હું પણ રમણી હોવાથી રમણીના કોમળ હૃદયને સારી રીતે જાણી શકું છું. રમણીના પ્રાણની વ્યથા રમણી સિવાય બીજું કોણ સમજી શકે? રમણી સિવાય રમણીનું મંગળ કોણ ઇચ્છે? એટલા માટે જ મારી આન્તરિક ઇચ્છા, આપના જેવી સુંદર પુષ્પની ખીલતી એક કલિકા અયોગ્ય ભરથારના હાથમાં પડીને અનાદરથી કરમાઇ ન જાય—એક પશુના પગ નીચે આવીને કચરાઇ ન જાય—અને એક—"

તેને આગળ બોલતાં અટકાવીને બાલિકા બોલી: "માફ કરો, હવે હું જઉં છું, એલ્ડ્રેડની નિંદા સાંભળવાનો મને અવકાશ નથી." એમ બોલીને બાણુથી વિંધાએલી હરિણીની માફક બાલિકા પગ પછાડતી પોતાના શયનભવનમાં ચાલી ગઇ!

તે ફ્રેંચ રમણીના વાક્યથી બાલિકાનું હૃદય બહુ આઘાત પામી ગયું, તેમાં પણ એલ્ડ્રેડ સાથે ડોલાને પરિચય છે અને એક વખત તેને તે ચાહતી પણ હતી, એ વાતનું સ્મરણ થઈ આવતાં બાલિ-

કાનું મુખમંડળ લાલચોળ થઇ ગયું. તે મનમાં વિચાર કરવા લાગી કે: "શું ખરેખર એલ્ફ્રેડ એક દિવસ ડોલાના મિત્ર હતા? ખરેખર શું મારા પ્રિયતમ એલ્ફ્રેડે એક વખત એ ફ્રેંચ રમણી સાથે સ્નેહ બાંધ્યો હતો? એલ્ફ્રેડની ગુપ્ત વાત શું એ બનાવની સાથે તો જોડાએલી નહિ હોય? કદાચ તેમ પણ હોય, તો પછી એલ્ફ્રેડ સદાને માટે ટ્રી-વારવીથ દુર્ગનો ત્યાગ કરી જવાને શામાટે ઇચ્છે છે? મારી સાથે આ જીંદગીમાં ફરીથી મુલાકાત નહિ લેવાનું કારણ શું હશે? 'જે પુરૂષ એલ્ફ્રેડના નામથી અહીં ઓળખાય છે—' એ વાક્યનો શો અર્થ હશે? ત્યારે તેમનું મૂળ નામ એલ્ફ્રેડ નહિ હોય, તો બીજું કયું નામ હશે? એ સઘળી ગુપ્ત વાત મને કોણ જણાવશે? એ વાતની મિમાંસા કોણ કરશે?"

બાલિકા હવે વધારે વાર વિચાર કરી શકી નહિ. તેનું મસ્તક ભમવા લાગ્યું, શરીર શિથિલ થઇ ગયું. તે તેના બંને હાથ જોડીને એલ્ફ્રેડને સંબોધીને બોલવા લાગી: "એલ્ફ્રેડ! પ્રાણેશ્વર! એક વાર આવો, એક વખત આવીને એ વાતની મિમાંસા કરી બતાવો! હું એક દુર્બળ રમણી છું, મને હવે સંદેહરૂપી તિમિરમાં ભટકાવો નહિ; હવે તમારો પરિચય મારાથી ગુપ્ત રાખીને મારા પ્રાણને ફોગટ કષ્ટ આપો નહિ. હું તમારી ધર્મપત્ની છું, તમારી જીવનસંગિની છું, અને તમારી દાસી છું; તમે મારૂં એ કષ્ટ દૂર નહિ કરો, તો બીજું કોણ કરશે? તમે મારો એ સંદેહ નહિ ભાંગો તો બીજું કોણ ભાંગશે?" એકાએક બાલિકાના હૃદયમાં એલ્ફ્રેડના છેવટના વાક્યનું સ્મરણ થઈ આવ્યું. એલ્ફ્રેડ બોલ્યા હતા કે: "લોકોના બોલવાપર વિશ્વાસ રાખશો નહિ, હું તદ્દન નિર્દોષ છું." એ વાક્યનું સ્મરણ થઇ આવતાં જ બાલિકાના પ્રાણમાં જાણે અમૃતનું સિંચન થયું હોયની! તેમ તુર્ત જ તેનું સઘળું કષ્ટ શાંત થઇ ગયું. તેણે જાણ્યું કે: "એલ્ફ્રેડ સ્વર્ગના દેવ છે. તેનામાં વિશ્વાસઘાતીપણું, નિષ્ઠુરપણું અને કપટીપણું હોઇ શકે જ નહિ. તેમના ચરિત્રને કલંક સ્પર્શ સરખો પણ કરી શકે નહિ." એ પ્રમાણે વિચાર કરીને બાલિકા શાન્ત થઇ ગઇ.

બાલિકાએ નિદ્રા લાવવાને માટે અનેક પ્રયત્નો કર્યા, કિન્તુ તેની કમનસીબ આંખોમાં નિદ્રા જ આવી નહિ, ત્યારે તે ઉઠીને બારીની પાસે જઇને બેઠી અને નિર્મળ પવન આવી શકે એટલા માટે તેણે બારી ઉઘાડીને બહાર દૃષ્ટિપાત કર્યો, તો કેવળ અંધકાર તેની

દૃષ્ટિએ પડયો. તે અંધકારને ચીરીને એલ્ડ્રેડની ઝુંપડીમાં ટમટમતા એક દીવાનો ઝાંખો પ્રકાશ તેની નજરે પડયો. તે પ્રકાશ તરફ દૃષ્ટિપાત કરવાથી બાલિકાના હૃદયમાં શાન્તિ થઈ. એ ઝાંખો પ્રકાશ તેના પ્રિયતમ એલ્ડ્રેડની ઝુંપડીમાંથી આવે છે, એ પવિત્ર ઝાંખો પ્રકાશ તેના પ્રિયતમના અંગ ઉપરથી પરિવર્તન પામીને આવે છે. બાલિકા તે ક્ષુદ્ર પ્રકાશ તરફ દૃષ્ટિપાત કરીને એલ્ડ્રેડને સંબોધીને પુનઃ બોલવા લાગી: "પ્રિયતમ! પ્રાણેશ્વર! મારા હૃદયેશ્વર! હું તમારી સૂચના વિસરી ગઇ નથી, હું તમને ખરા દિલથી ચાહું છું અને તમારા કહેવા ઉપર વિશ્વાસ રાખું છું. હું મંગળમય પ્રભુ પાસે મન, કાયા અને વાણીવડે પ્રાર્થના કરૂં છું કે તમારા ઉપર મને કદિ પણ અણુ-વિશ્વાસ અથવા સંદેહ જ ઉત્પન્ન થાય નહિ. જે દિવસ તમારા પર હું અણવિશ્વાસ લાવું, તે દિવસે મારૂં મૃત્યુ થાય, એમ હું પ્રભુ પાસે માગું છું."

આ ગંભીર રાત્રીએ એલ્ડ્રેડ પણ જાગે છે, તેની આંખોમાં પણ અત્યારે નિદ્રા નથી, તેનું મન પણ અત્યારે શાન્ત નથી, તે તેની ઝુંપડીમાં અત્યારે આમ તેમ ટહેલા દે છે. આજસુધીમાં બની ગએલા એક પછી એક બનાવોનું સ્મરણ થઇ આવવાથી તેનું હૃદય પણ અત્યારે અસ્થિર બની ગયું છે. યુવક નિદ્રા લેવાનો કશો પ્રયત્ન પણ કરતો નથી, તેની મીઠી નિદ્રા અત્યારે તેનાથી દૂર ચાલી ગઇ છે, તેના હૃદયમાં અત્યારે પિશાચિની-વિષમયી ડોલા ભયંકર આઘાત કરી રહી છે. કેટલીક વાર પછી યુવક તેના હૃદયમાંથી ડોલાને દૂર કરીને સ્નેહમયી વૉલગા વિષે વિચાર કરવા લાગ્યો. બાલિકાનાં તે ઉજ્જ્વલ નેત્રો, મુક્તાફળનાં જેવાં તેનાં પવિત્ર અશ્રુબિંદુઓ અને વીણાના ઝંકાર જેવો તેનો મધુર કંઠસ્વર એ સર્વ યુવકના મનમાં આવવા લાગ્યાં. અહા! કેવી તેની મધુર ભાષા! "હું તમને જવા દઇશ નહિ." અહા કેવી તેની મંગળ દીન પ્રાર્થના! "ફરીથી પાછા ક્યારે પધારશો?"

એ પ્રમાણે વિચાર કરતો કરતો એલ્ડ્રેડ હૃદયની ગુપ્ત વ્યથાથી એકાએક બોલી ઉઠયો: "મેં ભૂલ કરી છે, પૂર્વજીવનમાં મેં મોટી ભૂલ કરી છે, તે ભૂલ સુધારવાનો હવે કશો ઉપાય નથી. વૉલગા! મારી હૃદયરાણી! તમે મારા પર શામાટે પ્રેમ રાખો છો? શામાટે હાથે કરીને દુઃખ વહોરી લ્યો છો? હું તમારા પર પ્રેમ રાખીને દુઃખી

થાઉં, તેમાં તમને શું નુકસાન છે? કિન્તુ તમને સુખી જોઇને, તમારૂં હસતું વદન જોઇને હું જ્યાં જઇશ ત્યાં શાંતિ પામીશ. તમારી એ દેવીમૂર્તિ મારા હૃદયમાં પધરાવીને હું નિરંતર તમારૂં સ્મરણ કરીશ. આ વિશાળ બ્રહ્માંડના કોઈ એક ક્ષુદ્ર સ્થાનમાં મારા દુર્દૈવી નસીબને સંતાડી રાખીને હું એ દેવીપ્રતિમાનું ધ્યાન ધરીશ. કિન્તુ હાય! તમારા હૃદયસિંહાસને આ દરિદ્રીનો તમે શામાટે અભિષેક કર્યો? વૉલગા! વૉલગા! હું આજે એક દરિદ્રી છું, નિરાધાર છું, નિઃસહાય છું. અત્યારે હું અઢળક ધનનો અધિકારી નથી."

ત્યારપછી પાંચ વરસ પહેલાંની વાતનું તેને સ્મરણ થઇ આવ્યું. તે વખતે કેટલો બધો આનંદ હતો, કેટલો બધો ઉત્સાહ હતો, કેટલી બધી આકાંક્ષાઓ તેના હૃદયમાં ઉત્પન્ન થતી હતી; તે વખતે રાજાના જેટલું સન્માન હતું અને રાજા કરતાં પણ વિશેષ સંપત્તિ હતી. અત્યારે તેમાંનું કશુંય નથી. ત્યારપછી રાજકાર્યને માટે આસ્ટ્રિયા દેશની રાજ્યધાની વીએના નગરીમાં તેને જવું પડયું હતું, તે તેને યાદ આવ્યું. તે નવપલ્લવ સુંદર બગીચો, તે નૃત્ય-ગીત, તે આનંદભરી પૂર્ણિમાની રજની, તે નૃત્ય-ગીતની સમાપ્તિ પછી તેનું બહાર આગમન, કામવિલાસી ઉપયાચિકા ડોલાની સાથેનો તેનો મેળાપ અને તેનું ઉન્મત્ત ચિત્ત, તે આનંદભર્યો સમય! તે સમયે એ ફ્રેંચ રમણીના હળાહળ વિષપૂર્ણ ઓષ્ટદ્વય ઉપર તેણે પોતાના ઓષ્ટ સ્થાપન કરીને જે ચુંબન લીધું હતું—જે ચુંબનના તીવ્ર વિષની જ્વાલાથી તે આજે પણ આ પૃથ્વી ઉપર દરિદ્રી અવસ્થામાં ભટકયા કરે છે, તેનું તેને સ્મરણ થઇ આવ્યું!

એલ્ડ્રેડ તે ફ્રેંચ રમણીને કદિ પણ ચાહતો નહોતો. તેના મુખેથી તેણે કદિ પણ તેને ચાહવા વિષેનો એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહોતો. તે પ્રમોદ બગીચામાં કેવળ એક ક્ષણની દુર્બળતાને માટે, એક ક્ષણના આત્મસંયમના અભાવે એ રમણીના ચુંબનથી તેનું સઘળું માન, આબરૂ, મર્યાદા, પોતાના જીવનનું સઘળું સુખ અને શાન્તિ વગેરે તે ગુમાવી બેઠો હતો!

# પ્રકરણ ૭ મું.

## જામાતા અને શ્વસુર.



આજે દિવસે પ્રભાતમાં ડયુક પોતાના ખાનગી દિવાનખાનામાં બેસીને તેના પ્રાઇવેટ સેક્રેટરી જિરાલ્ડ અટારહામને એક પત્ર લખવાની આજ્ઞા કરે છે. ડયુકનું હૃદય અત્યારે ચિન્તાથી ઘેરાઈ ગયું છે. તેનું વદનમંડળ અત્યારે બહુ જ ગંભીર જણાય છે. તેને હમણાં જ ઇંગ્લાંડથી એક તાર મળ્યો છે, તે તાર વાંચતાં જ તેનું હૃદય અસ્થિર બની ગયું છે.

વિદેશી શત્રુઓના આક્રમણથી ઇંગ્લાંડની કેવી રીતે રક્ષા કરવી, કેવી રીતે સૈન્યનો સંગ્રહ કરવાની ગોઠવણ કરવી વગેરે બાબતોનું વિવરણ તૈયાર કરવાને માટે અંગ્રેજ સરકારે કેટલાક લાયક માણસોની નિમણુંક કરી છે. તે સઘળું કાર્ય અમલમાં મૂકાઈ ગયું છે અને તે કાર્યના સઘળા કાગળપત્રો અને દસ્તાવેજો અત્યારે ડયુકની પાસે છે. અત્યારે તેને જે તાર મળ્યો છે, તેમાં એમ લખ્યું છે, કે તે સઘળા દસ્તાવેજો અને કાગળપત્રો હસ્તગત કરવાને કેટલાક વિદેશી ગુપ્તચરો ચારે તરફ ફરતા ફરે છે અને તેમાંના કેટલાક ટ્રીવારથીથ દુર્ગમાં પણ આવીને તેનો પત્તો મેળવવાના પ્રયત્નો કરે છે.

પ્રાઇવેટ સેક્રેટરીને પત્ર પૂરો લખાવી રહ્યા પછી ડયુક બોલ્યોઃ "જુઓ, અટારહામ! હવેથી મારે વધારે સાવધાનતાથી રહેવું પડશે, કારણકે આ દસ્તાવેજોના રક્ષણ ઉપર ઇંગ્લાંડનું ભાવી અવલંબી રહેલું છે."

"હા, કિન્તુ આપણે ભય રાખવાનું કાંઇ પણ પ્રયોજન નથી. મોટા ચતુર અને કુશળ ગુપ્તચરોની પણ તાકાત નથી કે તેઓ આપની લોહજડિત તિજોરીમાં રાખેલા દસ્તાવેજો મેળવી શકે." અટારહામે જણાવ્યું.

"હા, તે તમારૂં કહેવું વાજબી છે, કારણકે તમારા અને મારા સિવાય કોઇ ત્રીજું મનુષ્ય જાણતું નથી, કે તે દસ્તાવેજો ક્યાં મૂક્યા છે." ડયુક બોલ્યો.

"હું ધારૂં છું કે આપને મારા પર સંપૂર્ણ વિશ્વાસ હશે!" અટારહામે પૂછ્યું.

"હા, તમારા પર મને સંપૂર્ણ વિશ્વાસ જ છે. જો તેમ ન હોય તો એ દસ્તાવેજો વિષે હું તમને કાંઇ પણ વાત જ કરત નહિ. પરંતુ આજથી તમે પણ બહુ જ સાવધાનીથી રહેજો, તે બદમાશો તેઓનો ઉદ્દેશ પાર પાડવાને માટે સઘળી જાતના પ્રયત્નો કરવાને બિલકુલ પાછી પાની કરતા નથી. વારૂ, આજે તમારી તબિયત નરમ કેમ જણાય છે?" ડયુકે પ્રશ્ન કર્યો.

"ના, મારી તબિયત એટલી બધી નરમ નથી, ફક્ત ગઇ રાત્રે નિદ્રા નહિ આવવાથી મારૂં શરીર અત્યારે સ્હેજ અસ્વસ્થ જણાય છે." અટારહામે ઉત્તર આપ્યો.

"રાત્રે નિદ્રા શામાટે ન આવી?" ડયુકે પુનઃ પ્રશ્ન કર્યો.

" અટારહામ ડયુકના પ્રશ્નનો કશો પ્રત્યુત્તર આપી શક્યો નહિ. તે કેવી રીતે બોલી શકે, કે પોતે વૉલગાના સ્વરૂપમાં મોહ પામી ગયો છે અને પોતે વૉલગાને ચાહે છે. તે કેવી રીતે જણાવી શકે કે વૉલગાના વિચારમાં જ તેની નિદ્રા ઉડી ગઇ હતી?

અટારહામને નિરૂત્તર રહેલો જોઇને ડયુક બોલ્યો: "જાઓ, થોડી વાર ફરી આવો, પ્રાતઃકાળનો નિર્મળ વાયુ અત્યારે તમારા શરીરને વિશેષ ફાયદો કરશે. આપણે એ સંબંધી રાત્રે વાતચીત કરીશું."

અટારહામ તુર્ત જ ચાલ્યો ગયો.

ડયુક એકલો તેના દિવાનખાનામાં બેસી રહ્યો. તેણે તાર ફરી ફરીને બેત્રણ વખત વાંચી જોયો. તેના મુખ ઉપર ચિન્તાની રેખાઓ છવાઇ ગઇ. માત્ર આ વર્ષમાં જ તેને ઇંગ્લાંડનું મંત્રીપદ પ્રાપ્ત થયું હતું, તેથી કેમ કરવામાં આવે તો તે પદવીની મર્યાદા સચવાઇ રહે, એ ચિન્તામાં અત્યારે તે બહુ ઉદ્વિગ્ન જણાતો હતો, કારણકે તેની સાવધાનતા ઉપર—તે દસ્તાવેજોના રક્ષણ ઉપર ઇંગ્લાંડનું ભાવી અવલંબી રહ્યું હતું. વૃધ્ધે માનસચક્ષુંવડે દુર્ગની અંદર વસતાં સઘળાં મનુષ્યોપર દષ્ટિપાત કર્યો, તો તેને જણાયું કે જાણે સઘળા મનુષ્યો ગુપ્તચર જ હોયની! અને જાણે સઘળા તે દસ્તાવેજો હસ્તગત કરવાને પ્રયત્નો કરતા હોયની! તેમ તેને જણાયું. વૃદ્ધ મંદ હાસ્ય કરીને વિચાર કરવા લાગ્યો, કે હવેથી આ સ્થળના કોઇ પણ મનુષ્યપર ભરોસો

કરવો નહિ; કારણકે ક્યા મનુષ્યના હૃદયમાં કેવો ભાવ છે, તે ઈશ્વર સિવાય બીજું કોઇ જાણી શકતું નથી.

એટલામાં એકાએક દ્વારને ધક્કો વાગતાં જ ડયુક ચમકી ગયો. તેણે જોયું તો તેનો ચાકર દિવાનખાનામાં પ્રવેશ કરે છે. ચાકરે સલામ કરીને તેને જણાવ્યું, કે એલ્ડ્રેડ તેની મુલાકાત લેવાને માટે બહાર રાહ જોઈ રહ્યો છે.

ડયુક અત્યારે વિસરી ગયો છે કે તેણે પોતે જ એલ્ડ્રેડને અહીં બોલાવ્યો હતો. તેણે ચાકરને હુકમ કર્યો: "એલ્ડ્રેડને અહીં બોલાવી લાવ."

ચાકર ચાલ્યો ગયો. કેટલીક ક્ષણ પછી એલ્ડ્રેડે ડયુકના દિવાનખાનામાં ધીમે ધીમે પ્રવેશ કર્યો. તેનું ચિન્તાપૂર્ણ મુખ જોઇને ડયુક આશ્ચર્ય પામ્યો. એક રાત્રીની જ ચિન્તાથી એલ્ડ્રેડના ચહેરામાં કેટલોક ફેરફાર થઇ ગયો હતો. તેને જોતાં જ સાધારણ રીતે સર્વ કોઇને કરૂણા ઉત્પન્ન થાય, એવો તેનો ચહેરો અત્યારે થઇ ગયો હતો.

એલ્ડ્રેડ અભિવંદન કરીને બોલ્યો: "શું આપે જ મને બોલાવ્યો હતો ?"

ડયુક તેનો હાથ પકડીને બોલ્યો: "હા, એલ્ડ્રેડ! મેંજ તમને અહીં બોલાવ્યા હતા, મારી પુત્રીના સંબંધમાં તમારી સાથે મારે કાંઈ વાતચીત કરવાની છે."

એલ્ડ્રેડે લજ્જા પામી જઇને તેનું મુખ નીચું નમાવી દીધું. ડયુકે એક ખુરશી ખેંચીને તેપર બેસવાની એલ્ડ્રેડને ઈશારત કરી. એલ્ડ્રેડ બેઠા પછી તેણે ચિરૂટની એક પેટી તેને આપીને પોતે એક ચિરૂટ સળગાવતો સળગાવતો બોલ્યો: "એલ્ડ્રેડ! તમે જાણતા હશો કે, મારે એક માતૃહીના પુત્રી છે, અને તે મારા પ્રાણ કરતાં પણ અધિક વહાલી છે. કાલે મેં સાંભળ્યું કે તે તમને ચાહે છે અને મનથી તમને વરીને તમારૂં સુખ દુઃખ તેની જીંદગીની સાથે તેણે ગુંથી દીધું છે. તેથી હું કાંઇ નારાજ થયો નથી. હું પણ તમને બહુ ચાહું છું અને તમારા પર મારો સંપૂર્ણ વિશ્વાસ છે. તમને જમાઈ તરીકે મેળવતાં હું જરા પણ નાખુશ થતો નથી, પરંતુ એક વાતથી હું બહુ કષ્ટ પામું છું." એટલું બોલીને વૃદ્ધ ડયુક તેની અર્ધી બળી ગએલી ચિરૂટ એક વાર ખંખેરીને પુનઃ ફૂંકવા લાગ્યો.

એલ્ડ્રેડ દુઃખિત સ્વરે બોલ્યોઃ " આપ કષ્ટ પામો છો એમ સાંભળીને હું બહુ દુખી થયો છું, કિન્તુ જો તમે મારૂં કહેવું સત્ય માનતા હો, તો પ્રથમથી જ મેં વૅાલગાને મારા મનની વાત જાણવા દીધી નથી; મારા હૃદયનો ભાવ તેને મારી વાત નહિ જણાવવાનો હતો, કિન્તુ—"

ડયુક વચમાં જ બોલી ઉઠયોઃ " હા, મેં તે સઘળું સાંભળ્યું છે. વૅાલગાએ એ સંબંધી સઘળી હકીકત મને સ્પષ્ટ રીતે કહી સંભળાવી છે. તેને માટે હું તમને કશું કહેતો નથી; તોપણ જે દુઃખથી હું બહુ કષ્ટ પામું છું, તે દુઃખમાંથી તમે જો ધારો તો મને મુક્ત કરી શકો તેમ છો. "

" શું દુઃખ છે, મને ફરમાવો, જો મારાથી બની શકે તેવું હશે તો હું મારા જીવના જોખમે પણ આપનું કષ્ટ દૂર કરવાનો પ્રયત્ન કરીશ. " એલ્ડ્રેડ બોલ્યો.

" તમારી ગુપ્ત વાત શી છે? શામાટે તમે આટલી બધી માનસિક પિડાથી દુઃખ પામો છો ? અને શા કારણથી તમે દ્રી વારવીથ દુર્ગનો ત્યાગ કરી જવાને ઇચ્છો છો ? હું આશા રાખું છું કે તમે મારા આ પ્રશ્નોના યોગ્ય પ્રત્યુત્તરો આપીને મને સુખી કરશો. "

" જો કદિ સંભવિત હોત તો હું આપના પ્રશ્નોના પ્રત્યુત્તર આપવાને કદિ આનાકાની કરત નહિ, કિન્તુ ક્ષમા કરો, અત્યારે એ સઘળા પ્રશ્નોના પ્રત્યુત્તર આપવાને આ અધમ સંપૂર્ણ રીતે અશક્ત છે. જો કદિ મારાથી કહી શકાય એવી વાતો હોત, તો હું આપના ચરણમાં મારૂં મસ્તક નમાવીને તે સઘળી નિવેદન કરત, પરંતુ લાચાર છું, કે મારૂં મુખ તે કહેવાને તદ્દન બંધ થઇ ગયું છે. તે એટલે સુધી, કે જે બાલિકાને હું ચાહું છું અને જે બાલિકાને હું મારા હૃદયના અસ્થિ તુલ્ય ગણું છું, તે પણ જો મને પ્રાપ્ત થતી રહી જાય તોપણ તે સઘળી ગુપ્ત વાત હું પ્રકટ કરી શકું તેમ નથી. "

મંત્રીનું ગંભીર વદન વધારે ગંભીર બની ગયું. તેણે તીક્ષ્ણ દૃષ્ટિએ યુવક તરફ દૃષ્ટિપાત કર્યો, કિન્તુ અન્યાય અથવા પાપકાર્યની એક પણ રેષા યુવકના મુખ ઉપર દૃષ્ટિગોચર થઇ નહિ. કેવળ તેના હૃદયની પવિત્રતા, નિર્દોષિતા અને નિરાશાની તીવ્ર વેદના તેના વદનમંડળ ઉપર ભાસ્યમાન થવા લાગી. ડયુક મનમાં વિચાર કરવા લાગ્યો, કે ત્યારે એલ્ડ્રેડની ગુપ્ત વાત શી હશે ? તે વાત પ્રકટ

કરવામાં તેને શી અડચણુ હશે ? ત્યારે શું એલ્ફ્રેડનાં લગ્ન થએલાં હશે ? ગુપ્ત રાખવા જેવી બીજી કંઈ વાત તેની પાસે હશે ? એમ વિચાર કરીને તેણે પ્રશ્ન કર્યો: "એલ્ફ્રેડ ! શું તમારાં લગ્ન થએલાં છે ? શું તમે કોઇ અન્ય રમણી સાથે સ્નેહ બાંધ્યો છે ?"

"ના, મારાં લગ્ન થયાં નથી, તેમ આપની પુત્રીની મુલાકાત થયા પહેલાં મેં બીજી કોઈ પણ રમણીની સાથે સ્નેહ બાંધ્યો નથી, એ વાતનો હું ખુલ્લી રીતે સ્વીકાર કરૂં છું." એલ્ફ્રેડે જણાવ્યું.

"ત્યારે તમે વૅાલગાને ચાહો છો ?" ડયુકે પ્રશ્ન કર્યો.

"ઇશ્વર જાણે છે કે હું તેને કેટલી બધી ચાહું છું." એલ્ફ્રેડે ઉત્તર આપ્યો.

"તો પછી મારા પર તમે વિશ્વાસ રાખો, હું તમને હરેક પ્રકારે સહાય કરવાને તૈયાર છું. તમને હું સહાય કરીશ કે નહિ, એ વિષે તમે બિલકુલ સંદેહ રાખશો નહિ. હું મારી બાલિકાના સુખને માટે એ કાર્ય કરવાને બંધાએલો છું. તમે બાલિકાપર દયા કરો, શું તે તમારી દયાને પાત્ર નથી ? શું તે તમારી સાથે સ્નેહની ગાંઠથી જોડાઇને ચિરકાળસુધી રડયા કરે એ વાજબી કહેવાય ? તેનું પ્રણયરૂપી કુસુમ શું આમ અકાળે જ સકાઈ જાય ? શું તેને માટે કોઇ પણ રસ્તો નથી ? જુઓ, એલ્ફ્રેડ ! મેં આ મારી આખી જીંદગીમાં કદિ પણ કોઈની પાસે કૃપાની પ્રાર્થના કરી નથી, પરંતુ આજ હું તમારી પાસે કૃપાની માગણી કરૂં છું. તે માતૃહીના કન્યાને માટે આજ આ વૃદ્ધ મંત્રી કૃપાની ભિક્ષા માગે છે. કહો, તમે ટ્રી વારવીથ દુર્ગનો ત્યાગ શામાટે કરી જાઓ છો ? કહો, તમારા હૃદયમાં કઇ ગુપ્ત વાત છે ? કહો, કાંઈ પણ અનાકાની નહિ કરતાં સઘળી વાત મને સ્પષ્ટ રીતે કહી સંભળાવો."

ડયુકના પ્રત્યેક શબ્દથી એલ્ફ્રેડ ભય પામી ગયો ! તેનો ચહેરો ફિક્કો પડી ગયો ! તેના થરથર કંપતા હાથમાંથી ચિરૂટ નીચે પડી ગઇ ! ગંભીર વેદનાથી એક ક્ષણને માટે એલ્ફ્રેડે તેની બંને આંખો મીંચી વાળી ! ડયુકનું વાક્ય પૂરૂં થયું એટલે એલ્ફ્રેડ ભગ્ન સ્વરે બોલ્યો: "મને ક્ષમા કરો, તે સઘળી વાત પ્રકટ કરવાને આ આપનો દાસ સંપૂર્ણ રીતે અશક્ત છે."

મંત્રી ખુરશી પરથી ઉઠી ઊભો થઇને બોલ્યો: "એકાન્તમાં પણ તે તમારી ગુપ્ત વાત પ્રકટ કરી શકશો નહિ ?"

"આ દાસ કોઈ પણ રીતે એક શબ્દ પણ કહેવાને સંપૂર્ણ અશક્ત છે."

"ઠીક, જેવી તમારી ઈચ્છા. આ સરળ હૃદયની બાલિકા ઉપર જો કદિ તમને દયા ન આવતી હોય અને તેના કરૂણાજનક રોદનથી તમારૂં કઠીન હૃદય પાણી પાણી થઇ જતું ન હોય, તો અત્યારે ને અત્યારે આ દૂરી વારવીથ દુર્ગનો ત્યાગ કરીને ચાલ્યા જાઓ. હવે વધારે વિલંબ કરશો નહિ. વૅાલગાને હવે તમે ફરીથી મળશો પણ નહિ."

"હજી એક વાર મને તે બાલિકા સાથે મળવાનો અવકાશ આપો. ત્યારપછી હું આ સ્થળનો ત્યાગ કરીને દૂર દેશાન્તરે ચાલ્યો જઇશ."

"હવે એક વાર પણ તેની સાથે તમારો મેળાપ ન થાય એમ હું ઈચ્છું છું."

"શું હવે એક વખતને માટે પણ તે બાલિકાને મળવાની મને રજા નહિ આપો? ના, ના, આ દાસને એવો કઠોર હુકમ ફરમાવો નહિ." એલ્ડ્રેડ બોલ્યો.

ડયુક એલ્ડ્રેડના ખભાપર હાથ મૂકીને બોલ્યો: "એલ્ડ્રેડ! હું તમને આવો કઠોર હુકમ શામાટે ફરમાવું છું, તે તમે જાણો છો? વૅાલગા તમને ચાહે છે, તેથી જેમ તે તમારા સહવાસમાં વિશેષ આવતી જાય, તેમ તમારા પરની તેની ચાહના વધારે પ્રબળ બનતી જાય અને પછી શું થાય? જ્યારે તમે નિર્દય થઇને એ સોનાની પ્રતિમાનો ત્યાગ કરીને ચાલ્યા જાઓ, ત્યારે તે આત્મહત્યા કરે! અથવા વિષપાન કરીને મહાદુઃખ ભોગવીને તેનો આત્મા વિસર્જન કરે! તે દુઃખ મારાથી સહન થઇ શકે નહિ. તે હૃદયભેદી દૃશ્ય મારાંથી જોયું જાય નહિ. તેટલા માટે મારે તમને કહેવાનું એ છે કે જો તમારે આ સ્થળનો ત્યાગ કરીને ચાલ્યા જ જવું હોય, તો અત્યારે જ ચાલ્યા જાઓ. તમારૂં મુખ તેને હવે ફરીથી તમે બતાવશો નહિ. અને જો કદિ તમારે અત્યારે જ ચાલ્યા જવું ન હોય, તો સઘળી તમારી ગુપ્ત વાત મને જણાવી દ્યો; તો પછી હું તમને જમાઈ કહીને સન્માનપૂર્વક આલિંગન કરીશ. વૅાલગા સાથે લગ્ન કરવામાં હું તમારી સ્થિતિ, તમારી મર્યાદા અને તમારી દરિદ્ર અવસ્થા તરફ બિલકુલ જોઈશ નહિ. કિન્તુ જો તમારી ગુપ્ત વાત જણાવવાનો તમારો વિચાર ન હોય, તો વિદ્યુતવેગે આ સ્થળેથી પલાયન કરી જાઓ.

હવે એક ક્ષણ પણ આ સ્થળે તમારે ઊભાં રહેવું નહિ. હજી પણ યોગ્ય સમય છે, હજી પણ બાલિકાના મનનું સમાધાન હું કરી શકીશ."

"જો મારી ગુપ્ત વાત હું તમને જણાવી આપું, તો તમે આ-પની કન્યા મને અર્પણ કરશો ?" એલ્ફ્રેડે પૂછયું.

"હા, તે વાત તો મેં તમને પ્રથમ જ કહી સંભળાવી છે, કે જો તેમ હોય તો હું તમને જમાઈ કહીને સન્માનપૂર્વક આલિંગન કરીશ." ડયુકે ઉત્તર આપ્યો.

એલ્ફ્રેડ એકાએક બોલી ઉઠયો: "તો પછી આપ મને થોડાક દિવસની મુદત આપો, એ દરમિયાન હું મારી ગુપ્ત વાત પ્રકટ કરવા-ની અડચણોને દૂર કરવાનો પ્રયત્ન કરીશ. વૅાલગાને પ્રાપ્ત કરવાને હું જીવને જોખમે પણ તે અડચણો દૂર કરવાનો પ્રયત્ન કરીશ. જો કદિ મારા તે પ્રયત્નમાં હું નિષ્ફળ નિવડીશ તો મારા તે નિષ્ફળ જીવનનો અંત લાવવાને હું મનમાં દુઃખ લાવીશ નહિ અને જો કદિ તેમાં મને સફળતા મળશે, તો—"

"જો તેમાં તમને સફળતા મળે—તમારૂં પૂર્વજીવન નિષ્કલંક છે, એવી તમે જો સાબિત આપી શકો, તો વૅાલગા તમારી જ છે: હું ઘણી ખુશીથી મારી કન્યા અને મારૂં સર્વસ્વ તમને અર્પણ કરીશ." ડયુકે જણાવ્યું.

"હાં, તો પછી એ વિષે વિવેચન કરવાને માટે મને થોડા દિવસની મુદત આપો. હું મારા દિલથી આપને ધન્યવાદ આપીશ, ચિરકાળને માટે હું આપનો ઋણી થઇને રહીશ. હું નિશ્ચય કરૂં છું, કે મારા પ્રત્યે આપની એ કૃપાને માટે આપને એક દિવસ પણ સં-તાપ કરવાનું કશું પ્રયોજન રહેશે નહિ. આ દુર્ગમાં એકએ વિદેશી વ્યક્તિઓ રહે છે, તેમની સાથે મારે એ સંબંધી વાતચીત કરવાની છે, એટલા માટે મારે થોડા સમયની જરૂર પડી છે." એલ્ફ્રેડ બોલ્યો.

"ઠીક, ત્યારે તમને એક અઠવાડીઆની મુદત આપું છું. એટ અઠવાડીઆ સુધી મારી કન્યા અને મારૂં આ અતુલ ઐશ્વર્ય તમારે માટે રાહ જોઈ રહેશે. એટલી મુદતમાં જો તમે તમારી ગુપ્ત વાત મને જણાવી દેશો, તો આ સઘળી સંપત્તિ તમને અર્પણ કરીશ અને નહિતો તમારે આ સ્થળનો ત્યાગ કરીને અહીંથી ચાલ્યા જવું પડશે." ડયુક બોલ્યો.

" આપની આજ્ઞા શિરે ચડાવું છું. હું આપનો ચિરકાળસુધી ઋણી થઈને રહીશ. હવે આપની પાસેથી રજા માગું છું, એક અઠવાડીઆ પછી હું આપને મળીશ. " એમ બોલીને યુવક ચાલ્યો ગયો.

યુવકના ગયા પછી ડયુક એક બીજી ચિરૂટ સળગાવીને વિચાર કરવા લાગ્યો. એલ્ફ્રેડના સંબંધમાં શું કરવું વાજબી છે ? વૉલગા એલ્ફ્રેડને ચાહે છે, તેનું પરિણામ શું આવશે? શું વૉલગા પરિણામે સુખી થશે, કે દુઃખરૂપી અંધકારમાં ચિરકાળસુધી સબડયાં કરશે? એ પ્રમાણે વિચાર કરતો કરતો ડયુક ટેબલ પાસે જઈને કાગળો ફીંદવા લાગ્યો. એટલામાં પેલો તાર તેની દૃષ્ટિએ પડ્યો કે તુર્તજ તેને વહેમ આવ્યો, કદાચ એલ્ફ્રેડ ગુપ્તચર તો નહિ હોય ? વૃદ્ધનું આખું શરીર કંપવા લાગ્યું, મુખ નિસ્તેજ થઈ ગયું. તે એકાએક ચિત્કાર કરીને બોલી ઉઠ્યો. " ના, ના, એલ્ફ્રેડને જમાઈ તરીકે તો હું સ્વીકારી નહિ જ શકું, વૉલગાને માટે પણ નહિ. જો તેથી કદાચ વૉલગા સદાને માટે દુઃખિણી થઈ જાય તોપણ થવા દેવી, તેથી જો કદાચ વૉલગાનું ભવિષ્ય અંધકારમાં આવૃત્ત થઇ જાય, તોપણ શી હરકત છે? એક ગુપ્તચારને જામાતાની પદવી હું કદિ આપી શકીશ નહિ. ઇંગ્લાંડનું સત્યાનાશ વાળવાને હું કદિપણ સાધનભૂત થઇશ નહિ ".

---

# પ્રકરણ ૮ મું.

## પવિત્ર સ્થળમાં પ્રેમી જોડાનું પ્રગાઢ ચુંબન.



ત્યારે પ્રાતઃકાળનો સમય ચાલે છે. નિર્મળ આકાશમાં બાલ સૂર્યનાં ચકચકિત કિરણો ચારે તરફ ઉજ્જવલ પ્રકાશ અર્પી રહ્યાં છે. તે વખતે ડયુક તેના ખાનગી દિવાનખાનામાં બેસીને એક પત્ર લખે છે. તેણે તેના દિવાનખાનાની બારીમાંથી જોયું, તો વૉલગા ઉષારાણીની માફક દુર્ગની અંદર આવેલા બગીચામાં અહીંથી તહીં પરિભ્રમણ કરી રહી છે. બાલિકાના મુખ ઉપર હજી પણ વિષાદની છાયા અને ચિન્તાની રેખાઓ દૃષ્ટિગોચર થાય છે. બાલિકા બેચાર ગુલાબનાં પુષ્પ લઇને ગજરો બાંધતી બાંધતી ઉદ્યાનમાંથી બહાર નીકળી. વૃદ્ધ ડયુક પણ એક દીર્ઘ નિઃશ્વાસ ત્યાગ કરીને તેનો બાકી રહેલો પત્ર પૂરો કરીને બેઠો છે. એટલામાં દ્વાર ઉપર ધીમે ધીમે કોઇનો કરાઘાત થવા લાગ્યો. તે સાંભળીને ડયુક બોલ્યોઃ "કોણ છે એ? જે હોય તે અંદર આવો."

એકાએક દ્વાર ઉઘડયું. ડયુકે આશ્ચર્ય પામીને જોયું, તો સન્મુખ ડોલા ઊભી છે!

ફ્રેંચ રમણી બોલીઃ "ક્ષમા કરો, મેં ભૂલથી આ આપના ખાનગી દિવાનખાનામાં પ્રવેશ કર્યો છે. મેં ધાર્યું કે વૉલગા આ ગૃહમાં હશે, તેની શોધ કરવાને આ ગૃહમાં પ્રવેશ કરીને મેં આપના કાર્યમાં ખલેલ પહોંચાડી."

"ના, ના, તેમાં વળી ખલેલ શાની? હું મારૂં લખવાનું કામ પૂરૂં જ કરી રહ્યો છું. આવો, અંદર આવીને બેસો, આ ગૃહમાં આપનો પ્રવેશ થવાથી હું ઘણો ખુશ થયો છું." ડયુક બોલ્યો.

યુવતી ઉત્સાહિત નયને ચારે તરફ દૃષ્ટિપાત કરતી અંદર પ્રવેશ કરીને બોલીઃ "આજે આપના ખાનગી દિવાનખાનામાં વગર રજાએ પ્રવેશ કરીને મેં મોટો અન્યાય કર્યો છે. આ આપના પવિત્ર દિવાનખાનામાં મારૂં આગમન તદ્દન અયોગ્ય જ છે. કોણ જાણે કદિ દિવાલને પણ બોલવાની શક્તિ હોય, તો કેટલીક ગુપ્ત વાત પણ ઉઘાડી પડી જાય."

ડ્યુક એક ખુરશી ખેંચી લાવીને મંદ હાસ્ય કરતો બોલ્યોઃ "ના, તેનો કશો ભય રાખશો નહિ. તમે સુખેથી બેસો. જો દિવાલને પણ વાક્‌શક્તિ હોય, તો આ ગૃહમાં વૅાલગાને પણ પ્રવેશ કરવાનું બંધ થાય."

યુવતી ઇષિત્ હાસ્ય કરીને બોલીઃ "આપ આપની કન્યાને આટલી બધી ચાહો છો, છતાં શું આપની ખાનગી વાત તેને જણાવતા નથી?"

"ખાનગી વાત તો બીજી શી હોય? આપ જો કદિ રાજ્યદ્વારી ખાનગી વાત વિષે પૂછતાં હો, તો ના, હું કદિ તેને તે સંબંધી કશી વાત કહેતો નથી અને કદિ કહેવાને ઇચ્છિતો પણ નથી; કારણકે એ ખાનગી વાત અતિશય પવિત્ર ગણાય, પૃથ્વીના કોઇ પણ પ્રાણીને તે કહેવી યોગ્ય નથી; તે એટલે સુધી, કે પોતાની સ્ત્રીને પણ તે કહેવી યોગ્ય નથી." ડ્યુકે જણાવ્યું.

ફ્રેંચ રમણી આશ્ચર્ય પામીને બોલીઃ "પોતાની સ્ત્રીને પણ તે કહેવાય નહિ? ત્યારે શું મંત્રીપત્ની સાધારણ સ્ત્રીની માફક સ્વામીની ખાનગી વાત સાંભળવાને અધિકારિણી હોઇ શકે નહિં?"

"ના, બિલકુલ નહિ." ડ્યુકે જણાવ્યું.

"હું જો કોઇ રાજનીતિજ્ઞ કુશળ મંત્રીની સાથે લગ્ન કરૂં, તો શું મારા સ્વામીની ગુપ્ત ચિન્તાની ભાગિએણ હું થઇ શકું નહિ? હું એવી ટેવ પસંદ કરતી નથી. હું મારા સ્વામીનું સર્વસ્વ પ્રાપ્ત કરવા ઇચ્છા રાખું છું. સ્વામીનો સ્નેહ, સ્વામીની ચિન્તા અને સ્વામીના સઘળા દુઃખમાં પણ ભાગિએણ થવાનું હું પસંદ કરૂં છું, જો તેમ ન થાય તો પછી સ્નેહ શાનો કહેવાય?" ફ્રેંચ રમણી બોલી.

ડ્યુક ડોલાનાં ઉજ્જવલ નેત્ર તરફ દૃષ્ટિપાત કરીને બોલ્યોઃ "સ્નેહ રાખીને જ બેસી રહેવું, એ જ માત્ર મનુષ્યજીવનનો મુખ્ય ઉદ્દેશ છે, એમ ધારવું ભૂલભરેલું છે. મનુષ્યજીવનમાં કેટલાંક કર્તવ્યકર્મ પણ કરવાનાં હોય છે, તે કાળજીપૂર્વક કરવાં જોઇએ. સ્વામીને સ્નેહમાં અંધ બનાવી દઇને કર્તવ્યભ્રષ્ટ કરવો એ શું સદ્‌ગુણી સ્ત્રીનો ધર્મ છે? કે સ્વામીને કર્તવ્યપરાયણ કરીને તેનું સન્માન વધારવું એ સ્ત્રીનો ધર્મ છે?"

ડોલા પોતાની દૃષ્ટિ નીચી કરીને બોલીઃ "આપે તો મને બહુ શરમાવી દીધી? મારૂં ધારવું તો એથી તદ્દન ઉલટું જ છે. હું

તો એમ ધારતી હતી કે સ્નેહ સિવાય સ્વામીને બીજું કાંઈ પણ કર્તવ્ય હશે જ નહિ. એવું શિક્ષણ મને મળ્યા કર્યું છે અને તેથી જ એવી વિકૃત ધારણાને વશ થઈને મેં મારા જીવનનું સઘળું સુખ નષ્ટ કર્યું છે. તેટલા માટે જ હું મારી આખી જીંદગીમાં એક દિવસ પણ સુખી થઇ શકી નથી. વાસ્તવિક રીતે જ હું બહુ દુઃખિણી અને હતભાગિની છું."

વૃદ્ધ ડયુક તેને શોક કરતી અટકાવીને બોલ્યો: "ના, ના, આપ તો એક સુંદરી છો. આપને દુઃખ લગાડવાનું કારણ શું? આપની પાસે અઢળક લક્ષ્મી છે, અપૂર્વ સૌન્દર્ય છે અને નિષ્કલંક જીવન છે. તો પછી આપ હતભાગિની કેમ કહેવાઓ?"

યુવતી ગદ્‌ગદ્ કંઠે બોલી: "મારે સઘળું છે, કિન્તુ રમણી-જીવનને જે સુખ પ્રાપ્ત થવું જોઈએ, તે મારે નથી. આ વિશાળ બ્રહ્માંડની અંદર વસતા લાખો પરિચિત યુવકોમાં એવો કોઈ પણ નથી, કે જે મને ચાહતો હોય, કે જે મારો પતિ તરિકે ઓળખાતો હોય અને જેની પાસે હું મારૂં હૃદય ખોલીને વાતચીત કરી શકું. આપ મારા સૌન્દર્યની વાત કરો છો, કિન્તુ એ સૌન્દર્યે તો મને કોઈ પણ પતિ મેળવી આપ્યો જ નથી અને મારા હૃદયનું દુઃખ જાણવાને કોઇ પણ યુવકને તે મેળવી શક્યું જ નથી. જેની જેની પાસે મેં તે બાબતની માગણી કરી તે સઘળાએ મારી તે માગણી-નો અસ્વીકાર કર્યો છે; તો પછી આ સૌન્દર્ય શા કામનું?" એટલું બોલીને યુવતીએ તેની આંખો આડો રૂમાલ ઢાંકી દીધો!

તેના દુઃખની વાત સાંભળીને-તેની આંખોમાં જળ જોઈને વૃદ્ધને બહુ દુઃખ થયું. તેના હૃદયમાં દયા ઉત્પન્ન થઇ. તે બોલ્યો: "જોકે તમારી સાથે પ્રથમ મારે કોઇ વખત આ બાબત વિષે વાતચીત થઈ નથી, તોપણ આપ જો મારી સાથે બંધુભાવ રાખશો, તો હું ઘણો ખુશ થઇશ. આપના પર કોઈ પણ પ્રકા-રનો ઉપકાર કરવાનો જો તમે અવકાશ આપશો, તો હું ઘણો આ-નંદ માનીશ."

યુવતી વૃદ્ધનો હાથ પકડીને બોલી: "હું આપની ચિરકાળ સુધી કૃતજ્ઞ રહીશ. આજે આપે મારા પર ઘણો ઉપકાર કર્યો છે; હું આજ ઘણો આનંદ પામી છું. આવો આનંદ મેં મારી આખી જીંદગીમાં કદિ પણ અનુભવ્યો નથી. આ દુર્ગની અંદર રહીને હું

કોઈ કોઈ વખત મારા હૃદયની વ્યથા આપને જણાવવા આવીશ. હું આશા રાખું છું, કે આપ ગુસ્સે થશો નહિ."

"વૃદ્ધાવસ્થામાં આપના જેવી યુવાન સંગિની પ્રાપ્ત થવાથી, હું ગુસ્સે શામાટે થાઉં? જ્યારે જ્યારે આપને ઇચ્છા થાય, ત્યારે આપ સુખેથી આવજો. હું સત્ય કહું છું કે આપના જેવા અતિથિ મને મળવાથી હું ઘણો રાજી થયો છું. મારી પુત્રી પણ આપને જોઇને બહુ સંતોષ પામી છે. તે આપનાં બહુ વખાણ કરે છે." ડ્યુકે જણાવ્યું.

"આપ આપની પુત્રીને બહુ ચાહતા નથી?" ફ્રેંચ રમણીએ પૂછ્યું.

ડ્યુક એક દીર્ઘ નિઃશ્વાસ ત્યાગ કરીને બોલ્યો:—

"હું તેને એટલી બધી શી રીતે ચાહી શકું? તે બાલ્યાવસ્થાથી જ મા વગરની બની ગઈ છે. તેની માનો સ્નેહ તો તેણે તેની જીંદગીમાં કદિ જોયો જ નથી—માતાના સ્નેહનો આસ્વાદ તો તેણે બિલકુલ ચાખ્યો જ નથી. હું તે સઘળું સુખ શી રીતે આપી શકું?"

યુવતી સહાનુભૂતિ સહિત દૃષ્ટિપાત કરીને બોલી: "હા, ખરેખર તે બહુ દુઃખની વાત છે, આપની સ્ત્રીના અકાળ મૃત્યુથી આપને પણ બહુ કષ્ટ અનુભવવું પડતું હશે. વારૂ, આપની સ્ત્રી શું વૉલગાના જેવી સુંદર હતી?"

વૃદ્ધ ડ્યુક એક દીર્ઘ નિઃશ્વાસ છોડીને બોલ્યો: "તેના જેવું સુંદર મુખ તો હું હવે કદિ પણ જોઈ શકીશ જ નહિ. વૉલ્ગા જોકે ઘણે ભાગે તેના જેવી છે; તોપણ તેમાં કેટલોક ફરક છે."

"આપની સ્ત્રીનો કોઇ પણ ફોટો આપની પાસે છે કે?"

"હા, એક નાનો સરખો ફોટો છે ખરો, લ્યો તે ફોટો હું લાવી આપું. આપ કૃપા કરીને હું આવું ત્યાંસુધી અહીં બેસજો. તે માળ ઉપરના મારા દિવાનખાનામાં છે." એમ બોલીને વૃદ્ધ ચાલ્યો ગયો. યુવતી મનમાં હસવા લાગી. એક ક્ષણની અંદર તેના મુખ ઉપરની કોમળતા દૂર થઈ ગઇ. તુર્ત જ તેણે ખુરશીપરથી ઊભાં થઇને ચારે તરફ દૃષ્ટિપાત કર્યો, તો દિવાલ પાસે ચાર કબાટો ગોઠવેલાં તેની નજરે પડ્યાં, તે પ્રત્યેક કબાટનાં બારણાં બંધ કરેલાં હતાં. યુવતી ઊભી થઇને દિવાલની પાસે જઇને ઊભી રહી અને એક

પછી એક કબાટ ખોલીને તે જોવા લાગી. પ્રત્યેક કબાટ કાગળોથી ભરેલાં તેની નજરે પડયાં; ત્યારપછી ચોથું કબાટ ખોલીને જુએ છે, તો તેમાં એક નાની સરખી લોહજડિત તીજોરી તેની દૃષ્ટિએ પડી. યુવતી ઘણો હર્ષ પામી ને એકદમ ઉતાવળી ઉતાવળી તેનું દ્વાર બંધ કરવા જાય છે, એટલામાં વિસ્મયપૂર્વક આંખો વિકસાવતી વૉલગા બારણામાં ઊભેલી તેની નજરે પડી!

ફ્રેંચ રમણીના હૃદયમાં એકાએક વિજળીનો આંચકો લાગ્યો. તે એક ક્ષણ વાર તો કશું બોલી શકી નહિ, પરંતુ તુર્ત જ પોતે સ્વસ્થ બનીને બારણું બંધ કરતી કરતી દૃઢતાપૂર્વક બોલીઃ "આવોને, આપ તો મને અહીં આપના પિતાના ખાનગી દિવાનખાનામાં જોઈને ઘણું આશ્ચર્ય પામતાં હશો. અત્યારસુધી આપના પિતા મને તમારી સ્વર્ગસ્થ માતાની વાત કરતા હતા, તે હમણાં જ આપની માતાનો ફોટો લાવવાને ઉપર ગયા છે. બેસોને હમણાં જ પાછા આવશે."

ફ્રેંચ રમણીને એ પ્રમાણે દિવાલમાં ગોઠવેલાં કબાટો ખોલતી જોઈને બાલિકા બહુ આશ્ચર્ય પામી હતી, પરંતુ પાછળથી તે પિશાચિનીનું મધુર ભાષણ સાંભળીને તે સરળ હૃદયની બાલિકાના મનનું આશ્ચર્ય એકાએક દૂર થઈ ગયું. વિશેષે કરીને તો ડોલાના મુખમાં કોઇ પણ પ્રકારનો ભીતિભાવ નહિ જણાયાથી વૉલગાને સંદેહ કરવાનું કશું પ્રયોજન રહ્યું નહિ. બગીચામાંથી ગુલાબનો જે ગજરો ગુંથી લાવી હતી, તે તેના પિતાના ટેબલપર મૂકીને તેના આગમનની અપેક્ષા કરવા લાગી.

ફ્રેંચ રમણીએ બાલિકા તરફ દૃષ્ટિપાત કર્યો, તો તેના મુખ ઉપર કોઈ પણ પ્રકારના સંદેહનું ચિન્હ જોવામાં આવ્યું નહિ. તેથી તે મનમાં આનંદ પામીને બાલિકાનું ધ્યાન બીજી બાજુએ દોરવાના ઉદ્દેશથી બોલીઃ "આપનો ચહેરો કાંઇક ચિંતાતુર જણાય છે, તેથી શું આપની તબિયત આજે કાંઇ નરમ છે? તે દિવસ રાત્રે એલ્ફ્રેડ સંબંધી મેં તમને જે વાત કરી હતી, તે બાબત આપ મારા પર કશું ખોટું નહિ લગાડશો, એવી હું આશા રાખું છું."

બાલિકા કશો પ્રત્યુત્તર આપે તે પ્હેલાં તો ફોટો લઈને ડયુક ત્યાં આવી પહોંચ્યો. તે વૉલગાને પોતાના ગૃહમાં આવેલી જોઇને

બોલ્યોઃ "વૉલગા! તારી માતાની તસબીર જોવાને ડોલા ઇચ્છે છે." એમ બોલીને વૃદ્ધ ડયુકે તે તસબીર ફ્રેંચ રમણીના હાથમાં મૂકી.

યુવતી તસબીર હાથમાં લઇને સારી રીતે નિરીક્ષણુ કરતી કરતી બોલીઃ "વાહ! કેવું તેનું સુંદર મુખ જણાય છે! પરંતુ દુઃખની વાત એ છે કે તે આટલી નાની ઉમરમાં જ કાળના મુખમાં જઈ પડ્યાં!"

ડયુક આદરપૂર્વક પુત્રીનો હાથ પકડીને બોલ્યોઃ "જુઓને, વૉલગાની સાથે તેનું સૌન્દર્ય કેવું મળતું આવે છે?" ત્યારપછી પુત્રીની તરફ દૃષ્ટિપાત કરીને બોલ્યોઃ "મારી સામે ફરીને એક વાર તારૂં મુખ બતાવ જોઉં બ્હેન?"

બાલિકા તેના પિતા તરફ મોં ફેરવીને ઉભી રહી. ફ્રેંચ રમણી એક વાર ફોટાની તરફ અને એક વાર બાલિકા તરફ ગંભીર ભાવથી દૃષ્ટિપાત કરીને બોલીઃ "હા, કેટલીક વાતે બંનેનો ચહેરો મળતો આવે છે ખરો, તોપણુ તેમાં કેટલોક ફરક જણાય છે. આપની સ્ત્રી વિશેષ સુંદર હતી. વૉલગા પણુ બહુ સુંદર છે, પરંતુ કેટલાક દિવસથી તેનો ચહેરો મને ફિક્કો જણાય છે, કાંઇક રોગ તેના શરીરમાં પેઠો હોય એમ મને લાગે છે."

બલિકા લજ્જા પામી ગઇ અને ત્યાંથી પ્રસ્થાન કરી જવાનો સુયોગ શોધવા લાગી. ડયુક જ્યારે ફ્રેંચ રમણીની સાથે ફોટાનું નિરીક્ષણ કરવામાં નિમગ્ન બન્યો હતો, તે અવકાશનો લાભ લઇને બાલિકા તે ગૃહનો ત્યાગ કરી જઈને જમ્યા પછી એલ્ફ્રેડની શોધ કરવાને દેવળમાં જઇ પહોંચી. ત્યાં જઇને જુએ છે, તો દેવળનું દ્વાર બંધ હતું અને વાજીંત્રનો શબ્દ પણુ કર્ણગોચર થતો નહોતો. બાલિકા દ્વારને ઠેલીને દેવળમાં દાખલ થઈ. ત્યાં જુએ છે તો, એલ્ફ્રેડ દેવળની એક બાજુમાં ઘૂંટણીએ બેસીને પ્રાર્થના કરતો હતો. તેની બંને આંખો મીંચેલી હતી અને પવિત્ર અજવાળામાં તેનું મુખ અત્યંત તેજસ્વી ભાસતું હતું. બાલિકા પણુ ધીમે ધીમે તે યુવકની પડખે ઘૂંટણીએ બેસીને પ્રાર્થના કરવા લાગી. કેટલીક ક્ષણો પછી યુવક તેની ચક્ષુઓ ઉઘાડીને જુએ છે, તો તેની બાજુમાં જ તેની માનસપ્રતિમા બેઠેલી હતી. બાલિકાએ પ્રાર્થના સમાપ્ત કરીને યુવક તરફ કટાક્ષ કર્યો. તે કટાક્ષથી મુગ્ધ બનીને યુવકે બાલિકાને ધીમે ધીમે પોતાની નજીક ખેંચી લઇને તેનાં ગુલાબી ગાલપર પોતાના ઓષ્ટ સ્થાપન કરીને એક પ્રગાઢ ચુંબન કર્યું! બંને મુખોનું પરસ્પર મિ-

સન થવાથી બાલિકાના સુંદર કેશકલાપની એક બે લટો યુવકના મુખ ઉપર જઈ પડી ! યુવક તે બાલિકાને, તે પવિત્ર સ્થળમાં તે પવિત્ર બંધનથી બાંધીને બાહુપાશમાં દબાવીને શાન્તિથી આલિંગન કરવા લાગ્યો-બાલિકાના સ્પર્શનું સુખ અનુભવવા લાગ્યો !

દેવળની બારીએ જડેલા કાચમાં થઈને પડતા સૂર્યના પ્રતિબિંબથી પ્રેમપાશબદ્ધ યુવક યુવતીનાં વદનમંડળો અપૂર્વ સૌન્દર્ય ઉત્પાદન કરવા લાગ્યાં !

કેટલીક ક્ષણ એ પ્રમાણે શાન્ત રહ્યા પછી યુવક બોલ્યો: "વૉલગા !"

"કહો, શું છે પ્રિયતમ ?"

"આ સુખ કેટલા દિવસસુધી રહેશે ? મારા ધારવા પ્રમાણે એક અઠવાડીઆને અન્તે મારા ભાગ્યને સાથે લઈને, તમારી આ પવિત્ર સ્મૃતિ હૃદયમાં લઈને, આ સ્થળનો ત્યાગ કરીને મારે ચાલ્યાં જવું પડશે." યુવક બોલ્યો.

"તમારે જવાનું નક્કી થયું ? મારા પિતાને તમે મળ્યા, ત્યારે તેમણે શું કહ્યું ?" વૉલગાએ પૂછ્યું.

"તમારા પિતાએ મને એક અઠવાડીઆની મુદત આપી છે. એક અઠવાડીઆની અંદર મારી સઘળી ગુપ્ત વાત તેમને જણાવી દેવી, નહિતો આ ટ્રી વારવીથ દુર્ગનો ત્યાગ કરીને આખી જીંદગીને માટે મારે ચાલ્યા જવું. પરંતુ વહાલી ! એ ગુપ્ત વાત પ્રકટ કરવામા મને અનેક અડચણો હોવા છતાં, હું તે જણાવવાને જીંદગીનું જોખમ વહોરીને પણ પ્રયત્ન કરીશ. કદિ તેમાં નિષ્ફળતા મળશે, તોપણ મને શાન્તિ થશે, કે મેં તેમ કરવાને અનેક પ્રયત્નો કર્યા હતા. કિન્તુ મારી પ્રાણેશ્વરી ! તે કાર્યમાં તમારા સ્નેહની કસોટી થશે. એ મુદત દરમિયાન મારે કેટલાંક એવાં કાર્યો કરવાનાં છે, કે જે જોવાથી તમને દુઃખ ઉત્પન્ન થશે અને મારા પર તમને અણવિશ્વાસ પણ ઉત્પન્ન થશે; કિન્તુ હું આશા રાખું છું, કે તમે તે સઘળું સહન કરીને મારા પર દૃઢ વિશ્વાસ રાખશો." યુવકે જણાવ્યું.

"તો પછી હું ધારૂં છું, કે તમે હજી પણ મને સંપૂર્ણ રીતે ઓળખી શક્યા નથી. મારી આ જીંદગીમાં મને કદિ પણ તમારા પર અણવિશ્વાસ આવશે જ નહિ અને આવી શકશે પણ નહિ. પૂ-

થ્થીની અંદર એવી કોઇ પણ શક્તિ નથી, કે જે તમારા પર અણુ-વિશ્વાસ લાવવાની મને પ્રેરણા કરી શકે—કે જે તમારા પર અણુવિ-શ્વાસનું એક બિંદુ પણ છાયાપાત કરી શકે." વૉલ્ગાએ જણાવ્યું.

"જો કદિ તમે સાંભળો, કે એલ્ફ્રેડ તે નિર્જન પહાડ ઉપર કોઇ સુંદર રમણીને લઈને પરિભ્રમણ કરે છે, તે વખત તમારા મનમાં શી અસર થાય?"

"હું જાણી ગઇ છું, કે તમે ડોલાની વાત કરો છો."

"શું તે હકીકત તમે સાંભળી છે? શું ડોલાએ તમને સઘળી વાત કહી દીધી છે?" એલ્ફ્રેડે પૂછ્યું.

"તે સઘળી વાત કહેવા જતી હતી, પરંતુ મેં તે સાંભળી જ નહિ. જો કદિ મારે તે સાંભળવાની ઇચ્છા હશે, તો હું તમારા જ મુખેથી સાંભળીશ. તે ફ્રેંચ રમણીના મુખેથી તમારી વાત શામાટે હું સાંભળું? તમે મારા સ્વામી છો, તમે મારૂં સર્વસ્વ છો અને તમે મારા જીવનની સુખ શાન્તિ છો. તમારી જ વાત કોઇ બીજી રમણી શામાટે મને કહે? તે તમારા સંબંધમાં શું જાણે? તે રમણી એક દિવસ તમારી હતી ખરી, કિન્તુ આજ તમે તેના નથી, આજ તો તમે મારા છો." વૉલ્ગાએ કહ્યું.

"હું જે કોઈને પવિત્ર માનું છું, તેના સોગન ખાઇને કહું છું, કે તે ફ્રેંચ રમણી કોઇ દિવસ પણ મારી હતી જ નહિ, એક દિવ-સને માટે પણ તે રમણી મારી પાસેથી એક કિંચિત્ માત્ર પણ પ્રેમ સંપાદન કરી શકી નથી. ફક્ત એક દુર્બળ ક્ષણને માટે, એક નિમિષ માત્રને માટે હું તેના સૌન્દર્યમાં મુગ્ધ બની ગયો હતો, તે વાત સાચી છે, કિન્તુ આ મારી જીંદગીમાં કદિ પણ તેની સાથે મેં સ્નેહ બાંધ્યો નથી. તેટલા માટે જ તે આજ મારો મુખ્ય શત્રુ થઇને રહી છે—તેટલા માટે જ તે આજ વૈરરૂપી ખડ્ગ લઈને મારા જીવનનો રસ્તો રોકીને ઊભી છે. આ સંગ્રામમાં જય કોનો થશે, તે જગદીશ્વર જાણે!" યુવક બોલ્યો.

"જય મારો જ થશે. મારો એ ખરા અંતઃકરણનો સ્નેહ કદિ પણ વ્યર્થ જશે નહિ. તે રમણી તમારૂં અમંગળ કરવાને ગમે તેટ-લા પ્રયત્નો કરે, તોપણ તમે નિશ્ચય જાણજો, કે તેના સઘળા પ્રયત્નો નિષ્ફળ જશે. તમારા કેશના અગ્ર ભાગને પણ તે વિષમયી પિશા-

ચિની સ્પર્શ કરી શકશે નહિ. મારો એ ગાઢ સ્નેહ એક અભેદ્ય બખ્તરની માફક શત્રુના આક્રમણથી તમારૂં રક્ષણ કરશે." વૉલગા બોલી.

"હા, ખરેખર તેમ જ બનશે વૉલગા! તમારો અટલ વિશ્વાસ તમારાં સઘળાં કષ્ટનો નાશ કરશે. ભગવાનને કાયા, મન અને વચનથી હું પ્રાર્થના કરૂં છું, કે મારા ભાગ્યાકાશમાં આ નિબિડ અંધકારનો નાશ કરીને ફરીથી ચંદ્રનો ઉદય કરે. ચાલો, હવે આપણે પોતપોતાને ઘેર જઇએ. જ્યાંસુધી હું આ સ્થળે રહું, ત્યાંસુધી હંમેશાં એક વખત દર્શનનો લાભ આપીને મારા દુઃખી હૃદયને શાન્ત કરશો, એ મારી તમને પ્રાર્થના છે." એલ્ડ્રેડ બોલ્યો.

બંને જણાં દેવળમાંથી બહાર નીકળીને કેટલેક દૂર ગયા પછી એલ્ડ્રેડ બોલ્યોઃ "વૉલગા! જો તમને પ્રસંગ મળે તો તે ફ્રેંચ રમણીને મારી પાસે મોકલજો, કાંઇક અગત્યના કામને માટે મારે તેને એક વાર મળવાની જરૂર છે."

"બહુ સારૂં, હું દુર્ગમાં જઇને તમારો સંદેશો કહીશ અને બનતાંસુધી આજે જ તે આપને મળે એવો આગ્રહ કરીશ." વૉલગાએ જણાવ્યું.

ત્યારપછી ચુંબન, આલિંગન વગેરેમાંથી પરવારીને પરસ્પર એક બીજાની વિદાયગિરી લઇને તે બંને પોતપોતાનાં ગૃહ તરફ ચાલતાં થયાં.

વૉલગાએ દુર્ગમાં જઇને જોયું તો ફ્રેંચ રમણી તેના પિતાની સાથે વાર્ત્તાલાપ કરે છે. બાલિકા ત્યાં જઇને ડોલાની પાસે ઊભી રહી. બાલિકાના મુખનો હાવભાવ જોઇને ચતુર ફ્રેંચ રમણી જાણી ગઇ, કે તે પોતાને કાંઇક કહેવાને ઇચ્છે છે. ડોલા કુતૂહલપૂર્વક ખુરશીપરથી ઊભી થઇને બાલિકાનો હાથ પકડીને બહાર ગઇ. કેટલેક દૂર ગયા પછી બાલિકા બોલીઃ "મેડમ! મિ. એલ્ડ્રેડ આજે એક વાર આપને મળવાને ચાહે છે. તેમણે મને કહ્યું છે, કે જો એક વાર ડોલાને મળવાનો મને પ્રસંગ મળે, તો હું ઘણો સંતોષ માનીશ."

યુવતી આશ્ચર્ય પામીને બોલીઃ "શું એલ્ડ્રેડ મને મળવાને ચાહે છે? અહા! હતભાગ્ય યુવકે એક દિવસ કેટલી બધી આશા કરી હતી! મારી કિંચિત્ દયા પ્રાપ્ત કરવાને કેટલા બધા પ્રયત્નો

કર્યો હતા! તેથી કરીને આજે પણ તેણે મને મળવાની પ્રાર્થના કરી હોય, એમ માનવાયોગ્ય છે. ઠીક, ત્યારે તે કમનસીબ યુવક મારા એક વારના મેળાપથી જો સંતોષ માનતો હોય, તો હું તેના પ્રાણને કષ્ટ આપવાને ઇચ્છતી નથી. હું જરૂર એક વાર તેને મળીશ. કિન્તુ હું તેને મળવા જઉં તેથી તમે મારા પર અસંતુષ્ટ અથવા ગુસ્સે તો થશો નહિ કે?"

"મને તમે એટલી બધી સાંકડા મનની ધારશો નહિ, કે તમે એલ્ફ્રેડને મળવા જાઓ તેથી હું તમારા પર અસંતુષ્ટ અથવા ગુસ્સે થાઉં. જ્યારે આપની ઇચ્છા હોય, ત્યારે તેમની મુલાકાત લ્યો, તેમાં મારે કોઇ જાતનો વાંધો નથી." વૉલગાએ જણાવ્યું.

"વારૂ, ત્યારે પ્રસંગ મળેથી હું જરૂર તેની મુલાકાત લઇશ." ફ્રેંચ રમણી બોલી.

"હા, પરંતુ જેમ બને તેમ જલ્દી તેમની મુલાકાત લેવાનો પ્રયત્ન કરજો." એમ કહીને બાલિકા ત્યાંથી પ્રસ્થાન કરી ગઈ.

---

## પ્રકરણ ૯ મું.

---

### સાંકેતિક ટેલિગ્રામ.



ગથી એલ્ફ્રેડની પર્ણકુટિ બહુ દૂર નહોતી, માત્ર પંદર મિનિટનો રસ્તો હતો.

એલ્ફ્રેડની પર્ણકુટિ જોકે નાની હતી, તોપણ દેખાવમાં ઘણી સુંદર અને સ્વચ્છ હતી. તે પહાડના એક શિખરપર આવેલી હતી. પર્ણકુટિના આંગણામાં જ નાના પ્રકારનાં સુંદર ફૂલઝાડોથી પરિપૂર્ણ એક નાનો બગીચો અવર્ણનીય શોભા અર્પી રહ્યો હતો. અત્યારે દિવસનો બીજો પ્રહર ચાલતો હતો. બપોરનું ખાણું ખાધા પછી એલ્ફ્રેડ એકલો તેના નાના એવા સુંદર ગૃહમાં બેસીને વિચાર કરતો હતો, કે વૉલગા જેવી સુંદર નવયૌવના કોઈ ભાગ્યવાન પુરૂષને જ પ્રાપ્ત થઇ શકે! બાલિકાનો કેવો નિશ્ચલ પ્રેમ! કેવો નિઃસ્વાર્થ સ્નેહ! અને કેવો નમ્ર સ્વભાવ! અહા! તેના જેવી

અન્ય રમણી ભાગ્યે જ હશે ! અરે ! પણ હું કેવો કમનસીબ છું, કેવો મૂર્ખ છું કે અમૂલ્ય રત્નનો ત્યાગ કરીને કોઇ નિર્જન સ્થળમાં મારૂં જીવન દુઃખમાં વ્યતીત કરવાને ચાલ્યો જઉં છું, ! રાજ્યવૈભવનો ત્યાગ કરીને પાછો દારિદ્રયને આલિંગન કરવાને તૈયાર થયો છું! કિન્તુ શું કરૂં ? એ સિવાય બીજો કોઇ ઉપાય છે જ નહિ.

એવા સમયમાં બહારથી કોઈ રમણીનો કંઠધ્વનિ સંભળાયો: " એલ્ફ્રેડ! ગૃહની અંદર પ્રવેશ કરવાની રજા છે કે ? "

એલ્ફ્રેડ તુર્ત જ એ ફ્રેંચ રમણીનો કંઠસ્વર ઓળખી ગયો. તે બોલ્યો: " હા, અંદર આવ ડોલા ! તારે માટે તો સદાય રજા જ છે."

યુવતીએ પર્ણકુટિમાં પ્રવેશ કર્યો. તેને પોતાની પાસે બેસવાની ઇશારત કરતો યુવક બોલ્યો: " ડોલા ! તું જલ્દી આવીને શું?"

" હા, એલ્ફ્રેડ ! વૉલગાએ - મને સંદેશો આપ્યો કે તુર્ત જ જમીને હું અહીં આવી છું. તેં મારા પર દયા લાવીને મને બોલાવી, એ મારૂં પરમ સૌભાગ્ય; કિન્તુ હું જાણવા માગું છું કે શા કારણથી મને તેં અહીં બોલાવી છે?" ફ્રેંચ રમણી બોલી.

" મારે તને એક બે વાતો પૂછવાની છે, તેટલા માટે મેં તને બોલાવી છે."

" કઇ વાત પૂછવાની છે?"

" બીજું કાંઈ પૂછવાનું નથી, ફક્ત એટલું જ પૂછવાનું છે કે તું અને તારો ભાઇ આ ટ્રીવારવીય દુર્ગમાં શા ઉદ્દેશથી આવ્યાં છો અને ડયુકની સાથે તમારે કેવી રીતનો પરિચય છે ?"

" કેમ, એ સમાચાર જાણવાનું તારે કાંઈ પ્રયોજન છે ?"

" મને કાંઇ પ્રયોજન હોય કે ન હોય, તોપણ તે સમાચાર જણાવવાને તને શું કોઈ જાતની અડચણ છે ?"

" ના, અડચણ શી હોય ? તને કોઇ પણ વાત કહેવાને મને કશી અડચણ જ નથી; કિન્તુ એલ્ફ્રેડ ! તું તો મારો તિરસ્કાર કરીને ચાલ્યો જાય છે, પરંતુ હું તારા તે કાર્ય તરફ દૃષ્ટિ નહિ કરતાં ઉદાર દિલ રાખીને ડયુકની સાથે અમારે કેવી રીતનો પરિચય છે, તે કહું છું. સાંભળ: ડયુક થોડા સમય પહેલાં ઇંગ્લાંડ ગયા હતા, ત્યાંથી પાછા ફરતાં રસ્તામાં તેમને અમારી સાથે મેળાપ થયો, તે મેળાપ એ જ તેમનો અને અમારો મુખ્ય પરિચય છે. મારા

આઇ ફ્રેંસાયાની વાતચીતથી ડયુક મુગ્ધ બની જઇને ટ્રી વારવીથ દુર્ગ માં કેટલાક દિવસ રહેવાનો આગ્રહ કરીને અમને બોલાવ્યાં છે. કિન્તુ એલ્ફ્રેડ! હું ધારૂં છું કે ટ્રી વારવીથ દુર્ગમાં અમારૂં આગમન થવાથી તને ઘણું દુઃખ ઉત્પન્ન થયું હશે. તું જે ઉદ્દેશથી આ સ્થળે આવ્યો છે અને જે ઉદ્દેશથી આ નિર્જન સ્થાનમાં તારૂં દરિદ્ર જીવન ગુજારે છે, તેમાં અમારા આગમનથી તને ખલેલ પહોંચી હશે, એમ હું ધારૂં છું."

"મારૂં દુર્ભાગ્ય ઢાંકી રાખવા સિવાય બીજા કોઇ પણ ઉદ્દેશથી હું આ સ્થળે આવ્યો નથી."

"વૉલગાની સાથે લગ્ન કરીને આ ટ્રી વારવીથ દુર્ગને પ્રાપ્ત કરવો, એ તારો આ સ્થળે આવવાનો મુખ્ય ઉદ્દેશ નથી શું?"

"એ તારૂં ધારવું ભૂલભરેલું છે. જો કદિ મારો એવો ઉદ્દેશ હોત, તો મારી સંપત્તિ અને સુખવૈભવનો સ્વેચ્છાથી ત્યાગ કરીને આવી ભિખારી અવસ્થામાં હું અહીં શામાટે આવ્યો હોઉં?"

"વૉલગાની સાથે લગ્ન કરવાં, એ શું તારા આગમનનું મુખ્ય કારણ નથી? શું તું પ્રથમ જાણતો નહોતો કે વૃદ્ધ ડયુકને એક કુંવારી સુંદર કન્યા છે?"

"હા, જાણતો હતો ખરો, પરંતુ તેની સાથે અથવા બીજી કોઇ રમણી સાથે લગ્ન કરવાનો વિચાર કદિ પણ મારા હૃદયમાં ઉદ્ભૂત થવા પામ્યો નહોતો. વળી તે બાલિકાના પ્રેમની આકાંક્ષા કરવી, તે મારા જેવા કમનસીબ આગળ તો કેવળ મૃગજળ સમાન જ છે. જેનું જીવન કલંકિત થએલું છે અને જેનાં માન અને આબરૂ નષ્ટ થઈ ગયાં છે, તેની સાથે મંત્રીપુત્રીનાં લગ્ન થાય એ કદિ સંભવિત હોઈ શકે જ નહિ." એલ્ફ્રેડે જણાવ્યું.

"એ વાત વિષે વિવેચન કરવામાં સમય નષ્ટ કરવાનું હવે કશું પ્રયોજન નથી. ફક્ત મારે તને એક વાત પૂછવાની એ છે કે મારી સાથે તને પરિચય છે એ વાત વૉલગાને તેં જણાવી, એ તેં શું વાજબી કર્યું છે? વળી મનુષ્યોમાં મારી વાત ખુલ્લી કરીને મને હલકી પાડવાથી તને શું કાંઈ લાભ થયો?" ફ્રેંચ રમણી બોલી.

"મનુષ્યો આગળ તારી વાત ખુલ્લી કરીને મેં તને હલકી પાડવાનો બિલકુલ પ્રયત્ન કર્યો જ નથી, ફક્ત વૉલગાને મારી સાથે તારે પરિચય છે, એ વાત મેં કહી હતી, પરંતુ તે વાત તો મારી પહેલાં તેં જ તેને જણાવી દીધીહતી.!"

"ના, તે વાત મેં તેને જણાવી જ નહોતી, માત્ર અધ્યહાર શબ્દથી જ તેને આભાસ કરાવ્યો હતો. વારૂ, તે તો હવે થનારૂં થઈ ચૂક્યું, પરંતુ હવે મારે તને પૂછવાનું એ છે કે હવે પછી તારે શું કરવાનો વિચાર છે? હું ધારૂંછું કે તું ડુવાઇથ દુર્ગનો ત્યાગ કરીને ચાલ્યો જવાનો છે." ડોલાએ કહ્યું.

"અત્યારે એ બાબત વિષે હું કાંઇ પણ નક્કી કહી શકું તેમ નથી; તોપણ મારી ધારણા એવી છે કે મારા જીવનની ગુપ્ત વાત ડ્યુકને જણાવીને તેમની પાસે ક્ષમાની અને કૃપાની માગણી કરવી. તેમ કરવાથી મને કાંઇક સફળતા મળશે એમ હું ધારૂં છું." યુવક બોલ્યો.

એ સાંભળીને ફ્રેંચ રમણી ચમકી ગઈ! તે ધીમે ધીમે બોલીઃ "શું તું એમ ધારે છે, કે ડ્યુક તારી વાત સાચી માનીને તેમની કન્યાના લગ્ન તારી સાથે કરશે? તારા દુર્ભાગ્યે ડ્યુક તારી વાત સાચી જ માનશે નહિ, હું મારી સઘળી વાત ચતુરાઇથી અને ખુબીથી તેમને જણાવી દઇશ; ફ્રાંસાયા પણ તેની સઘળી વાત બહુ જ ખુબીપૂર્વક તેમને જણાવી દેશે. અમે એકી સાથે બંને જણાં તારી વિરૂદ્ધમાં સાક્ષી આપીશું, પછી તારી વાત શી અસર કરી શકશે.?"

એલ્ફ્રેડ ઉત્તેજિત કંઠે બોલ્યોઃ "સર્વનાશિની! પાપિણી! મારૂં આટલું બધું સત્યાનાશ વાળ્યું, તોપણ તને શું હજી તૃપ્તિ થઇ નહિ? મને રસ્તાનો ભિખારી કરી મૂક્યો, તોપણ તને હજી શાન્તિ વળી નહિ? હજી પણ મારૂં પૂર્વનું વેર તું વિસરી ગઇ નથી?"

"ના, હું મારૂં પૂર્વનું વૈર વિસરી ગઈ નથી અને કદિ વિસરી જઈશ પણ નહિ. હું મારી પ્રતિજ્ઞા કદિ પણ છોડવાની નથી. સાંભાળ, એલ્ફ્રેડ! જ્યાંસુધી તું જીવતો રહીશ, ત્યાંસુધી હું તારી આશા છોડી શકીશ નહી, મૃત્યુ પામ્યા પછી પણ હું તારી સાથે સાથે ભટક્યા કરીશ. જગતની અંદર મારે એવું કોઈ પણ કાર્ય નથી, કે એક ક્ષણ પણ તારો પ્રેમ મેળવવાનો પ્રયત્ન છોડી દઇને તેમાં મારે પ્રવૃત થવું પડે. જગતના લોકો જો મારી ધૃણા કરે, તો કરવા દે, અને સહસ્ત્ર મુખવડે મારી નિંદા કરે, તોપણ કરવા દે; પરંતુ તારા પ્રેમની પ્રાપ્તિને માટે છાયાની માફક હું મારી આખી જીંદગી સુધી તારી પાછળ પાછળ ફરીશ. એલ્ફ્રેડ! પ્રિયતમ! મારા

પર તું સ્નેહની લાગણી સ્ફુરાવ, હું તારા પગ પકડીને ભિક્ષા માગું છું, કે તું મારી સાથે પ્રેમની ગાંઠથી જોડા. હું તારી પાસે તારા પ્રેમની ભિક્ષા માગું છું; આ ભિખારિણીને તે ભિક્ષાનું દાન કર." કરૂણાજનક કંઠે ફ્રેંચ રમણી બોલી.

એલ્ફ્રેડે નિસ્તબ્ધતાથી સઘળું સાંભળી લીધું. ઘૃણાથી તેના મુખમંડળે વિકૃત ભાવ ધારણ કર્યો. તે તીવ્ર કંઠે બોલ્યો: "જેણે મારા પવિત્ર ચરિત્રને કલંકિત કર્યું છે, જેણે મારા નૈતિક જીવનની નિર્દયતાથી હત્યા કરી છે, તેને હું કદિ પણ મારા પ્રેમની ભિક્ષા આપી શકું નહિ. તથાપિ તારી પાસે હું એક ભિક્ષા માગું છું, એ ભિક્ષા મારે માટે નહિ, પરંતુ તે સરળ હૃદયની નિર્દોષી બાલિકાને માટે. જે બાલિકાએ આ સંસારમાં કોઇનું પણ નુકસાન કર્યું નથી અને જે બાલિકા સંસારનું દુઃખ હજી પણ સમજી શકતી નથી, તે પવિત્ર બાલિકાને માટે તારી પાસે બે હાથ જોડીને ભિક્ષા માગું છું. તેના પર દયા કરીને તેના પ્રાણને કષ્ટ દે નહિ, તેના જીવનની સુખ શાંતિનો નાશ કર નહિ. મને સત્ય વાત જણાવવા દે. જગતની સમક્ષ મને મારી નિર્દોષિતા સાબિત કરવા દે." એમ કહીને એલ્ફ્રેડ યુવતીના બંને હાથ પકડવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

યુવતી દૂર ખસી જઇને બોલી: "એ જુઠો પ્રેમ મારે જોઇતો નથી, તેના કરતાં તો તું આ સ્થળનો ત્યાગ કરીને ચાલ્યો જાય, એમાં જ હું ખુશી છું. તું બાલિકાને ચાહતો હોય, તો એક વખત તેના મુખનું દર્શન કરીને આ સ્થળનો ત્યાગ કરી જા, નહિ તો તું જ વૉલગાના દુઃખનું કારણ થઈ પડીશ. એલ્ફ્રેડ ! તું નક્કી જાણજે, કે તે બાલિકા તને કદાપિ પ્રાપ્ત થઈ શકશે નહિ. ચારે તરફ આગ લગાડીને હું જગતને બાળીને ભસ્મીભૂત કરી નાંખીશ, તે અગ્નિમાં તું બળી મરીશ અને હું પણ બળી મરીશ; વળી તારી પ્રાપ્તિની ઇચ્છાથી વૉલગા પણ બળીને ખાખ થઇ જશે. એટલા માટે જ હું તને કહું છું, કે હજી તું પલાયન કરી જા, હજી પણ સમય છે, હજી વૉલગાનું મન ઠેકાણે લાવી શકાશે, હજી પણ સમય હોવાથી અહીંથી પલાયન કરી જઇને વૉલગાની રક્ષા કર. નહિ તો સઘળાંનો નાશ થઇ જશે. જો કદિ એકલા જતાં તને કષ્ટ થતું હોય અને જો નિઃસંગ જીવન ગાળવાનું તને સારૂં લાગતું ન હોય, તો મને સાથે લઇ જા, હું છાયાની માફક મારૂં જીવન તારી સાથે ગુજારીશ. મારા પોતાના

જીવના જોખમે તારી રક્ષા કરીશ અને પ્રાણથી પણ અધિક તને પ્રિય ગણીશ." એટલું બોલતાં તો યુવતીની ચક્ષુ ઉજ્જ્વલ થઇ ઉઠી! નાસિકા કંપવા લાગી અને લલાટની રેષાઓ ફરકવા લાગી!

" ના, ના, તેમ કદિ પણ બનવાનું નથી. તું પિશાચિની છે, રાક્ષસી છે, વિષમયી છે, નરકની પ્રેતિની છે, તારી છાયાનો સ્પર્શ કરવાથી પણ ધૃણા ઉત્પન્ન થાય છે, તો પછી હું તને શી રીતે સાથે રાખી શકું ? "

" અરે ! નિષ્ઠુર ! તું એમ બોલ નહિ, એ બોલવું તારા મુખમાં શોભતું નથી, તેં જ મને પિશાચિની કરી છે, તેંજ મને રાક્ષસી કરી છે, તેં જ મને વિષમયી કરી છે અને તેંજ મને નરકની પ્રેતિની પણ કરી છે ! જો તું ધારે તો તુંજ મને સ્વર્ગની દેવી કરી શકે તેમ છે, તુંજ મારી સઘળી મતિ અને ગતિ ફેરવી શકે તેમ છે. હું બીજું કશું તારી પાસે માગતી નથી, કેવળ તારો એક બિંદુ માત્ર સ્નેહ માગું છું, તારી એક કિન્ચિત્ માત્ર દયા માગું છું. એલ્ફ્રેડ ! મારા પ્રિયતમ એલ્ફ્રેડ ! મારા પ્રાણેશ્વર એલ્ફ્રેડ ! એક વાર એમ બોલ, હું તારી સાથે સ્નેહ બાંધીશ, એકવાર સાચું જૂઠું બોલ, કે હું તારી સાથે સ્નેહ બાંધીશ. હું તે જુઠાને પણ સત્ય તરીકે માની લઇશ. તું એક વાર મારા મુખ સામે નીરખીને નજર કર, કે શું હું સુંદરી નથી? શું મારા સૌન્દર્યમાં માદકતા નથી ? શું મારાં નયનમાં વિદ્યુતના જેવી કટાક્ષ શક્તિ નથી ? ત્યારે કેમ તું મને આ પ્રમાણે નિષ્ઠુર ભાવથી તિરસ્કારે છે ? કેમ તું મારી ઉપેક્ષા કરે છે ? હું તારા બંને પગ પકડીને ફરીથી યાચના કરૂં છું, કે મને પત્ની કહીને ગ્રહણ કર. "

એમ બોલીને યુવતી યુવકના પગમાં પડી ગઇ. પડતાં વાર જ યુવતીએ પહેરેલા બદનના ખિસામાંથી એક લાલ રંગનો કાગળનો કકડો નીચે પડી ગયો ! યુવતી જેવી ઉતાવળી ઉતાવળી એ કાગળ ઉપાડી લેવાનો પ્રયત્ન કરવા જતી હતી, એટલામાં તુર્તજ તેની પહેલાં યુવકે તે ઉપાડી લીધો અને આશ્ચર્ય પામીને જોયું તો તે એક સાંકેતિક ટેલિગ્રામ-તાર જણાયો.

ટેલિગ્રામ એલ્ફ્રેડના હાથમાં જવાથી યુવતીનું મુખમંડળ મ્લાન થઇ ગયું. તેના પ્રેમનો જે હાવભાવ હતો, તે એકાએક ઉડી ગયો. તે કાતર કંઠે બોલી: " એલ્ફ્રેડ ! મારો કાગળ મને પાછો સોંપી દે, તે મારા ભાઇનો એક ખાનગી તાર છે. "

યુવક મંદ હાસ્ય કરીને બોલ્યોઃ " શું હું તારો વિશ્વાસુ મિત્ર નથી ? તું જ્યારે મારા પર આટલો બધો પ્રેમ રાખે છે, ત્યારે એ તારો સાંકેતિક ટેલિગ્રામ મારી પાસે રહેવા દેવામાં તને શું નુકસાન છે ?"

ડોલા કંપિત સ્વરે બોલીઃ " ના, ના, એ મારો બહુ જરૂરી તાર છે. એ અત્યારે હું કોઇ પણ રીતે તારી પાસે રહેવા દઇ શકું તેમ નથી, વળી તે રાખીને તેની સાથે તારે શું પ્રયોજન છે ? તું મારો એ તાર મને પાછો સોંપી દે, હું મારા બંને હાથ જોડીને પ્રાર્થના કરૂં છું, કે તું મારો તાર મને પાછો સોંપી દે. "

યુવતીનો અતિશય આગ્રહ જોઇને એલ્ફ્રેડના મનમાં સંદેહ ઉત્પન્ન થયો. તે બોલ્યોઃ "જો ડોલા ! જ્યારે એ તાર મારા હાથમાં આવ્યો છે, ત્યારે વાંચ્યા વિના હું કદિ પણ તને પાછો સોંપીશ નહિ. વળી હું વાંચું તેમાં તને નુકસાન શું છે ?"

" તને વાંચવા દેવામાં ઘણું નુકસાન છે. જો તને વાંચવા દીધા જેવો હોત, તો કદિ હું તને ના કહેત જ નહિ. તેમાં મારી કેટલીક ખાનગી હકીકત છે. પારકી ખાનગી હકીકત વાંચવી, એ શું સારા માણસનું લક્ષણ છે ? "

" સારા માણસનું લક્ષણ કે નરસા માણસનું લક્ષણ એ મારે જોવાનું કશું પ્રયોજન નથી. તું મારી સાથે કદિ પણ ભલાઇથી વર્તી છે, કે મારી પાસે તું ભલાઇથી વર્તવાની માગણી કરે છે ? "

ફ્રેંચ રમણી કેટલીક ક્ષણ સુધી નિસ્તબ્ધ બનીને ઉભી રહી. તેનાં વક્ષઃ સ્થળ કંપવા લાગ્યાં. તે વ્યાકુળ કંઠે બોલીઃ " શું ત્યારે મારો તાર તું મને પાછો નહિ સોંપી દે ?"

" ના. " યુવકે સ્પષ્ટ ના કહી.

યુવતી મનમાં વિચાર કરવા લાગી, કે જો કદિ તારના સમાચાર સઘળે ફેલાઈ જશે, તો મારી સઘળી મતલબ ઉંધી વળી જશે. મારા અને મારા ભાઇના અપમાનની પરિસીમા જ રહેશે નહિ અને આખરે ઇંગ્લાંડના ભયંકર કેદખાનામાં ચિરકાળને માટે સબડાવું પડશે; વળી આ જીંદગીમાં કદિ પણ પાછાં ફ્રાન્સમાં જઈ શકાશે નહિ. સગાં વહાલાંનાં મુખ કદિ જોઈ શકાશે નહિ. એક ક્ષણ વારની મારી બેદરકારીથી અમારા સુખસ્વપ્નનો એકાએક નાશ થઇ જશે. યુવતીનું મસ્તક ભમવા લાગ્યું. તે ઘૂંટણીએ બેસીને પાછી એલ્ફ્રેડના

પગમાં પડી ગઇ. તે વ્યાકુળ કંઠે બોલી: "એલ્ફ્રેડ ! મારા પર દયા કરીને તાર મને પાછો સોંપી દે. જો કદિ આ તારની વાત બીજાના જાણવામાં આવી જશે, તો મારે માથે ભયંકર વિપત્તિ આવી પડશે. તેમાંથી મારૂં મૃત્યુ પણ કદાચ થાય ખરૂં. મને હવે વધારે સતાવ નહિ. મારા પર કૃપા કર. પગ પાસે બેસીને બંને હાથ જોડીને હું તારી પાસે કૃપાની યાચના કરૂં છું. કે એ તાર મને પાછો સોંપી દે."

'આજે તું મારી પાસે કૃપાની માગણી કરે છે, પરંતુ હું જ્યારે તારી પાસે કાતર કંઠે કૃપાની યાચના કરતો હતો, ત્યારે તેં શું મારા પર એક બિંદુ માત્ર પણ કૃપા દર્શાવી હતી? તેં નિર્દયતાથી મારી સઘળી પ્રાર્થનાનો અનાદર કર્યો નહોતો કે? ત્યારે હવે તું મારી પાસેથી શી રીતે કૃપાની આશા રાખી શકે? કેવા પ્રકારના વ્યવહારથી તારે મારી પાસેથી આશા રાખવી જોઇએ? નિર્દયતાનો બદલો તો નિર્દયતાના રૂપમાં જ મળવો જોઇએની?"

યુવતી નિસ્તબ્ધ બનીને ઉભી રહી. તેના ઓષ્ટદ્વય થરથર કંપવા લાગ્યાં! ક્રોધથી, ક્ષોભથી અને ભાવીમાં આવી પડેલી વિપત્તિની આશંકાથી તેની નાસિકામાંથી ઉપરા ઉપરી શ્વાસ નિઃશ્વાસ નીકળવા લાગ્યા! તે વ્યાકુળ કંઠે બોલી: "વારૂ, ત્યારે હું શપથ લઇને કહું છું, કે તારી ગુપ્ત વાત હું કોઇને કહીશ નહિ, તું સ્વેચ્છાપૂર્વક વૉલગાની સાથે લગ્ન કર. તમારાં બંનેનાં લગ્નને માટે હું એક કિન્ચિત્ માત્ર પણ અડચણ કરીશ નહિ; કિન્તુ મારો તાર મને પાછો સોંપી દે."

"હું ફ્રેંચ રમણીના બોલવાપર વિશ્વાસ રાખી શકતો નથી. તારા મુખની વાત અને તારા પ્રતિજ્ઞા સંબંધે કાંઇ પણ ધારણા રાખી શકાય નહિ. સાંભળ ડોલા! જ્યારે પાંચ વરસે મારાં સદ્‌ભાગ્યે તારાપર દબાણ કરવાનો મને સુયોગ પ્રાપ્ત થયો છે, ત્યારે આમ સહજમાં હું તે સુયોગ ગુમાવીશ નહી, તોપણ છેવટે તારે માટે એટલું તો કબૂલ કરૂં છું, કે જો કદિ તું અથવા તારો ભાઇ મારી વિરૂદ્ધમાં કોઇને કાંઇ પણ ન કહો, તો હું પણ આ તારની વાત કોઇને પણ જણાવીશ નહિ. તે માટે હું સોગન ખાઉં છું. મારા પર વિશ્વાસ રાખ."

યુવતીની સઘળી આશા નાશ પામી! તેણે જાણ્યું કે તાર આમ સહજમાં પાછો મળી શકશે નહિ. તેથી વૃથા વાદવિવાદ કરવો બંધ

કરીને યુવતી બોલી: "હું તારા બોલવાપર વિશ્વાસ રાખું છું, કિન્તુ જો કદિ તું મારો એ વિશ્વાસ ભંગ કરીશ, તો મારા હાથે કરીને તારા રક્તથી પૃથ્વીને કલંકિત કરવામાં હું જરા પણ પાછી પાની કરીશ નહિ."

"હા, એ વાત હું સારી રીતે સ્મરણમાં રાખીશ. મારૂં જીવન અને મરણ આ તારા સુંદર હાથમાં મેં અર્પણ કર્યું છે. વારૂ, હવે જો તારે જવું હોય તો જા."

યુવતી નિરાશાજનક હૃદયે અને કંપિત કલેવરે ત્યાંથી પ્રસ્થાન કરી ગઇ.

## પ્રકરણ ૧૦ મું.

### ગત્ પ્રણયનું પુનઃ સ્મરણ.



તે જ દિવસે સંધ્યા સમયે સાંજનું જમણ જમવાને વૉલગા સુંદર પોષાક ધારણ કરીને જેવી નીચે ઉતરી કે તુર્ત જ તેણે તેના પિતાને ભોજનશાળામાં ચાકરોને કેટલીક સૂચના આપતો જોયો. બાલિકા તેના પિતાની પાસે જઇને ઉભી રહી, એટલે ડ્યુક તેનો હાથ પકડીને એક ઓરડામાં તેને લઇ ગયો અને મંદ હાસ્ય કરીને બોલ્યો: "પુત્રી! આજે એક આનંદના સમાચાર તને આપવાના છે."

"ક્યા સમાચાર પિતાજી?" વૉલગા બોલી.

"મિ. એલ્ફ્રેડને અત્યારે અહીં જમવાનું આપણે નિમંત્રણ કર્યું છે." ડ્યુક બોલ્યો.

બાલિકાએ સહેજ લજ્જા પામીને પોતાનું મુખ નીચું નમાવી દીધું. ડ્યુક આગળ બોલવા લાગ્યો: "શામાટે તેને નિમંત્રણ કર્યું છે, તે તું જાણે છે? તેની ગુપ્ત વાત પ્રકટ કરવાને એલ્ફ્રેડને કેટલાક દિવસની મુદત આપી છે, એ મુદત દરમિયાન તે તને મળવાનું ખચિત સાહસ કરી શકશે નહિ, કિન્તુ પુત્રી! તું તેને બહુ ચાહે છે,

તેથી તેના મેળાપ વિના તું બહુ દુઃખ પામે અને તારૂં સુંદર મુખ નિસ્તેજ બની જાય, એટલા માટે એલ્ફ્રેડને નિમંત્રણ કરીને આ સ્થળે જમવા બોલાવ્યો છે. માત્ર ઉદ્દેશ એટલો જ છે, કે તમારા બંને જણાંનો પરસ્પર મેળાપ થવાનો અવકાશ તમને પ્રાપ્ત થાય."

"પિતાજી ! મારૂં સદ્ભાગ્ય, કે હું આપના જેવા કોમળ હૃદયના પિતાની પુત્રી થઈ છું. બીજી કોઇ પણ કન્યાને તેના પિતા તરફથી આટલો બધો સ્નેહ, આટલો બધો આદરભાવ અને આટલી બધી લાગણી ભાગ્યે જ પ્રાપ્ત થતી હશે."

"વારૂ, પુત્રી ! એલ્ફ્રેડની સાથે વાતચીત કરવાથી તેની ગુપ્ત વાત વિષે કાંઇ પણ તારા જાણવામાં આવ્યું છે ?"

"ના, પિતાજી ! તે બાબત હું કાંઇ પણ જાણી શકી નથી, તેમ તે જાણવાનો મેં કોઇ પણ પ્રકારનો પ્રયત્ન પણ કર્યો નથી. એ વિષે બિલકુલ કાળજી પણ હું રાખતી નથી, તોપણ એટલું તો મારા જાણવામાં આવ્યું છે, કે એલ્ફ્રેડની ગુપ્ત વાતમાં ડોલા અને તેનો ભાઇ ફ્રૅંસાયા પણ સામેલ છે."

"શું ડોલા એ વાતમાં સામેલ છે? ના, ના. હું ધારૂં છું કે તારા સમજવામાં ભૂલ થઇ છે."

"ના, પિતાજી ! મારા સમજવામાં કશી ભૂલ થઈ નથી. એલ્ફ્રેડે પોતે જ મને એક દિવસ તે વાત કરી હતી. ગમે તેમ હોય તો પણ તમે એ વાત કોઇને જણાવશો નહિ, થોડા દિવસ રાહ તો જુઓ એટલે એલ્ફ્રેડ પોતે જ તે સઘળી વાત આપને કહેશે."

"પુત્રી ! તને સુખી જોઇને હું આનંદ પામું, એ સિવાય આ વૃદ્ધના હૃદયમાં બીજી કોઈ પણ જાતની આકાંક્ષા છે જ નહિ."

જમવાનો સમય થતાંજ નિમંત્રિત વ્યક્તિઓ ત્યાં આવી પહોંચી. એલ્ફ્રેડ પણ તેઓની અંદર હતો. સૌ પોતપોતાના ટેબલ ખુરશીના નીમેલા આસને ગોઠવાઇ ગયાં, એટલે ભાણું પીરસાયાં. ભાણાં પીરસાઈ રહ્યા પછી જમવાની શરૂઆત થઇ. જમતાં જમતાં ડયુક બોલ્યો: "ફ્રૅંસાયા ! હું ધારૂં છું કે આપને એલ્ફ્રેડની સાથે બિલકુલ પરિચય નહિ હોય, જો આપની રજા હોય, તો અત્યારે આપની સાથે એલ્ફ્રેડને પરિચય કરાવી આપું."

એ સાંભળીને એલ્ફ્રેડ મંદ હાસ્ય કરીને વચમાં બોલી ઉઠયો:

"કેમ, અમારે તો એક બીજાને પરસ્પર ઘાટો પરિચય છે, ઘણી મુદત પહેલાં મારો ને એમનો પરિચય થએલો છે. કેમ ખરૂંની ડોલા?" એમ કહીને તેણે ડોલા તરફ દૃષ્ટિ કરી. ત્યારપછી ફ્રૅંકાસાયા તરફ નજર કરીને તે પુનઃ બોલ્યોઃ "કેમ, મિ. ફ્રૅંકાસાયા! કેમ છે? ઘણી મુદત પછી આજે આપણી મુલાકાત થઇ છે, કેમ છો તો સારાની? આ સ્થળે તમે ક્યારે આવ્યા? અને વીએના શહેરના શા સમાચાર છે?"

એલ્ફ્રેડને આ પ્રમાણે સ્વાધીન ભાવે વાતચીત કરતો સાંભળીને ફ્રૅંકાસાયા અત્યંત ભય પામીને સ્તંભિત બની ગયો! ફ્રેંચ યુવકે કદિ પણ ધાર્યું નહોતું, કે એલ્ફ્રેડ ડ્યુકની હાજરીમાં પોતાની સાથે આ પ્રમાણે નિઃસંકોચે વાતચીત કરવાની હિંમત કરી શકશે. ફ્રૅંકાસાયા બહુ ગભરાઇ ગયો! તે વિચાર કરવા લાગ્યો, કે એલ્ફ્રેડ કયા સાહસથી આજ મારી સાથે આ પ્રમાણે વાક્યાલાપ કરે છે? કઇ હિંમતથી તે મને આજે આવા પ્રકારના પ્રશ્નો પૂછે છે? શું તે વિસરી ગયો હશે, કે હજી પણ સંપૂર્ણ રીતે તે અમારે આધીન છે? જો અમે ધારીએ તો તેનું સત્યાનાશ વાળી દઇએ! આ પ્રમાણે વિચાર કરતો કરતો ફ્રેંચ યુવક બીન કાળજીથી ખોખરે અવાજે એલ્ફ્રેડના એક બે પ્રશ્નોના પ્રત્યુતર આપવા લાગ્યો.

ફ્રેંચ રમણી ડોલા પણ પોતાની વિસ્મયતા દબાવી દેવાનો પ્રયત્ન કરતી કરતી ધીમે ધીમે જમવા લાગી, પરંતુ તેનું પણ મન સ્થિર રહી શક્યું નહિ. તે તુર્તજ સમજી ગઈ, કે તાર હાથમાં આવવાથી એલ્ફ્રેડનું આટલું સાહસ વધવા પામ્યું છે. પરંતુ ફ્રૅંકાસાયા કશું જાણી શક્યો નહિ. તેના હૃદયમાં એક ભયંકર ચાંચલ્ય ઉત્પન્ન થયું. તે વિચાર કરવા લાગ્યો કે, એલ્ફ્રેડને આજે જમવાનું નિમંત્રણ આપવાનું કારણ શું? એલ્ફ્રેડની સાથે વૅાલગાના લગ્ન સંબંધી વાતચીત કરવાના હેતુથી તો શું ડ્યુકે તેને નિમંત્રણ નહિ આપ્યું હોય? ફ્રેંચ યુવક કાંઈ પણ નક્કી કરી શક્યો નહિ. તે મહા મુશિબતે ભોજનના ગ્રાસો ગળે ઉતારવા લાગ્યો!

ડ્યુક આશ્ચર્ય પામીને એ દૃશ્ય જોવા લાગ્યો. તે જાણી ગયો, કે એલ્ફ્રેડની વાતચીતથી તેઓ ઉભય ભય પામીને સ્તંભિત બની ગયાં છે!

સાંજના ખાણામાંથી પરવાર્યા પછી ફ્રૅંકાસાયા પ્રથમના કરતાં કાંઇક સ્વસ્થ બન્યો. ફ્રેંચ યુવક અત્યારસુધી બહુ ગભરાઇ ગયો

હતો, પરંતુ હવે એ વિપત્તિમાંથી મુક્ત થવાથી તે તુર્તજ માળપર ચડી ગયો. કેટલીક ક્ષણ પછી ડોલા પણ ત્યાં પહોંચી. તેને જોઇને ફ્રૅંકસાયા બોલ્યો: " શી હકીકત બની છે ડોલા ? એલ્ડ્રેડે આજે ક્યા સાહસથી મારી સાથે એ પ્રકારની વાતચીત કરવાની હિંમત કરી ? શું તે જાણતો નથી, કે તે હજી મારી મૂઠીમાં સમાએલો છે ? હું જો ધારૂં તો—"

ડોલા તેને બોલતો અટકાવીને વચમાં બોલી ઉઠી: " ચૂપ કર, અત્યારે મારૂં જીવન-મરણ તેના હાથમાં છે. તું તેને કશું કહીશ નહિ. અત્યારે જો આપણે તેની વિરૂદ્ધમાં કાંઈ પણ બોલીશું, તો નક્કી જાણજે, કે તે આપણું સત્યાનાશ વાળવાને જરા પણ વિલંબ કરશે નહિ."

" કેમ, શાર્થા તે આપણું સત્યાનાશ વાળવાને હિંમત ધરી શકશે ?" ફ્રૅંકસાયા બોલ્યો.

" આજે આપણી ગુપ્ત સમિતિ તરફથી જે તાર આપણને મળ્યો હતો, તે આજ મધ્યાન્હે એલ્ડ્રેડના હાથમાં જઇ પડ્યો છે." ડોલા અત્યંત ધીમેથી બોલી.

તે સાંભળીને ફ્રૅંકસાયા ચમકી જઇને બોલ્યો: " અરે જા, આવી મશ્કરી તું કદિ પણ મારી આગળ કરીશ નહિ."

" ના, ફ્રૅંકસાયા ! હું મશ્કરી કરતી નથી, ખરેખર તે તાર અત્યારે એલ્ડ્રેડની પાસે છે." ત્યારપછી તેણે સઘળી બનેલી હકીકત તેને કહી સંભળાવી. પ્રેમની માગણી કરવાને માટે એલ્ડ્રેડના પગમાં પડતી વખતે ખિસ્સામાંથી તે કાગળ નીચે પડી ગયો હતો, તે વાત માત્ર તેણે છુપાવી રાખી. તેના બદલામાં તેણે કહ્યું કે: " મારા બદનના ખિસ્સામાંથી તે તાર એકાએક પડી ગયો હતો."

ફ્રૅંકસાયા નિસ્તબ્ધ બની જઇને શૂન્ય દૃષ્ટે તેની તરફ જોઇ રહ્યો. તે હવે આગળ કશું બોલી શક્યો નહિ!

આ જોઇને ડોલા બોલી: " તારે ચિન્તા કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી. એલ્ડ્રેડ તે તારનો અર્થ જલ્દી બેસારી શકશે નહિ. તેમાંના અક્ષરોને યોગ્ય સ્થળે ગોઠવીને તેનો અર્થ બેસારતાં, તેને ઘણો વખત લાગશે."

" શું તું દીવાની બની ગઇ છે! એલ્ડ્રેડ જો કદિ એ તાર

ડ્યુકને બતાવે, તો પછી આપણે કેવી વિપત્તિમાં આવી પડીએ, એનો તેં કશો વિચાર કર્યો છે ?"

"ના, તે ડ્યુકને બતાવશે નહિ, હું એલ્ફ્રેડનું ચરિત્ર સારી રીતે જાણું છું. તે કોઇ પણ પ્રકારે તેની પ્રતિજ્ઞાનો ભંગ કરશે નહિ. જ્યાંસુધી આપણે તેની ગુપ્ત વાત ઉઘાડી કરીશું નહિ, ત્યાંસુધી તે તાર કોઇને તે બતાવશે નહિ."

"એ તો ઠીક, પરંતુ તેં મારા કટ્ટા શત્રુના હાથમાં તે તાર જવા દીધો, એ બહુ અઘટિત કાર્ય કર્યું છે, આપણા સત્યાનાશને આપણા હાથે જ બોલાવી મંગાવ્યું છે."

"તે માટે તારે આટલી ચિન્તા કરવાની કશી જરૂર નથી. મારા પર વિશ્વાસ રાખ, હું ગમે તે પ્રકારે તે તાર પાછો મેળવીશ." ફ્રેંચ રમણી બોલી.

"તે તાર પાછો મેળવવામાં જો તેનું ખૂન કરવું પડે, તોપણ ખુશીથી કરજે." એમ કહીને ક્રોધથી કંપતો કંપતો ફ્રૅાસાયા ત્યાંથી પ્રસ્થાન કરી ગયો.

ફ્રેંચ રમણી એકલી તે નિર્જન સ્થળમાં બેસી રહી. તેની ચિન્તાની અત્યારે કાંઇ પરિસીમા જ રહી નહોતી. ડોલા બહુ ચતુર હોવા છતાં અત્યારે તેને માથે મોટી વિપત્તિ આવી પડી હતી, તેની જીંદગીમાં આવી વિપત્તિ કદિ પણ તેને માથે પડવા પામી નહોતી. યુવતી વિચાર કરવા લાગી, કે હવે શું કરવું ? અત્યારસુધી બનેલી સઘળી હકીકત વિસારી દઇને એલ્ફ્રેડને રસ્તો મોકળો કરી આપવો અને તેની પ્રાપ્તિની આશાનો સદંતરને માટે ત્યાગ કરવો. તે જો કદિ ડ્યુકકન્યાની સાથે લગ્ન કરશે, તો તેમાં મને શું નુકસાન થશે. ? પરંતુ તુર્તજ વૈરાગ્નિની ભયંકર જ્વાલા તેના હૃદયમાં પ્રકટી ઉઠી ! તેના સદ્દ્વિચારો એકાએક નાશ પામ્યા. તે અસ્ફુટ સ્વરે બોલી: "ના, ના, તેમ તો કદિ નહિ જ થવા દઉં. એલ્ફ્રેડને બીજી રમણીની સાથે લગ્ન કરીને હું કદિ પણ સુખી થવા દઇશ જ નહિ. તે વૅાલગાને લઇને સુખ-વૈભવ ભોગવે અને હું મારૂં અપમાનિત જીવન વહન કરીને તિરસ્કારી કાઢેલી કુતરીની માફક તૃષિત નેત્રે તે નવ-દંપતીના સુખ સામે જોઇને બેસી રહું ? ના, તેમ કદિ પણ બનવા દઇશ નહિ. તેમ કરવામાં જો કદિ મારૂં મૃત્યુ થાય, અથવા તો કરોડો વરસ મારે

નરકમાં વાસ કરવો પડે, તોપણ હું ડરતી નથી. પરંતુ જેને માટે હું આ ટ્રીવારનીથ દુર્ગમાં આવી છું અને જેને માટે ડયુકને ઘેર મેમાન થઇને રહી છું, તે કાર્ય પ્રથમ કરીશ. ગમે તે પ્રકારે ઇંગ્લાંડની ગુપ્ત મંત્રણા ફ્રાન્સના રાજાને પહોંચાડયા પછી, દેશપર ઉપકાર કર્યા પછી કદાચ મરવું પડશે તો મરીશ. પરંતુ એકલી મરીશ નહિ, એલ્ડ્રેડને સાથે લઇને મરીશ; તેને જીવતો રહેવા દઇશ નહિ. પરંતુ શો ઉપાય કરીશ? કેવા ઉપાયથી એલ્ડ્રેડનું સત્યાનાશ વાળી શકીશ? કેવી રીતે ઇંગ્લાંડની ગુપ્ત મંત્રણા ફ્રાન્સના રાજાને પહોંચાડી શકીશ? શું કોઇ પણ ઉપાય નથી? છે, એક ઉપાય છે. વૃદ્ધ મંત્રીની સાથે લગ્ન કરવાની ગોઠવણ કરૂં, પત્ની વગરના વૃદ્ધની તૃષિત આંખોની સામે કટાક્ષ કરીને તેને મુગ્ધ કરૂં અને પ્રેમ દર્શાવીને તે વૃદ્ધનું હૃદય ઉન્મત્ત કરી નાંખું. મારા આ સૌન્દર્યમાં કોણ મુગ્ધ ન બની શકે? મારા આ આકર્ષક ઉજ્જવલ નેત્રની વિદ્યુતના જેવી જ્યોતિમાં કઇ વ્યક્તિ મોહિત થયા વિના રહી શકે? વૃદ્ધ તો મારી આગળ એક તુચ્છ માત્ર છે. તેને તો હું એક જ દિવસમાં મોહિત કરી નાંખીશ. ત્યાર પછી જ્યારે હું મંત્રીપત્નીની પદવી પ્રાપ્ત કરીશ અને જ્યારે વૃદ્ધને માત્ર એક કટાક્ષથી જ અંધ બનાવી મૂકીશ, ત્યારે મારૂં ધારેલું કાર્ય પાર પાડવાને મને બિલકુલ વાર લાગશે નહિ. તે વખતે ઇંગ્લાંડની સઘળી ગુપ્ત મંત્રણા મારા જાણવામાં આવશે અને સાથે સાથે એલ્ડ્રેડના સત્યાનાશનો રસ્તો પણ મોકળો થશે."

એ પ્રમાણે વિચાર કરતી કરતી યુવતી નીલ આકાશ તરફ દૃષ્ટિપાત કરવા લાગી. ત્યાં સંપૂર્ણ કળાથી ખીલી રહેલો ચંદ્ર તેની દૃષ્ટિએ પડયો. ચંદ્રની પુષ્કળ જ્યોત્સનાઓ આકાશમાંથી ઉતરી આવીને જળ, સ્થળ અને આકાશને એક રંગ કરી નાંખવા લાગી. એટલામાં ડોલાએ એકાએક એલ્ડ્રેડને વૉલગાની સાથે ચંદ્રના ઉજ્જવલ પ્રકાશમાં અગાશીપર આમ તેમ ફરતો જોયો. તેને એ સુખ–વૈભવમાં મહાલતો જોતાં જ તેના હૃદયમાં ઇર્ષાગ્નિ પ્રકટી ઉઠયો. તે મનમાં બોલવા લાગીઃ "ઉભો રહે, તારા આજના સુખમાં હળાહળ વિષ મેળવી આપું." એમ બોલીને પાપિણી ફ્રેંચ રમણી પોતાના હૃદયની જવાલા છુપાવી દઇને હાસ્ય કરતી કરતી બોલીઃ "પ્રિય એલ્ડ્રેડ! ચંદ્રના ઉજ્જવલ પ્રકાશવાળી આ રમણીય રજનીમાં પોતાની પ્રેમી પ્રિયાને સાથે લઇને આવા સુશોભિત સ્થળમાં પરિભ્રમણ કરવાથી

સ્વર્ગીય સુખનો અનુભવ થતો હશે નહિ વારૂ ?"

એ સાંભળીને તે બંને જણાંએ ચમકી જઇને જોયું તો અગાશીની એક બાજુએ બેઠેલી ડોલા તેઓની દૃષ્ટિએ પડી. ચંદ્રના ઉજ્જવલ પ્રકાશમાં તેના મુખની શોભા બમણી વધી ગઇ હતી. એલ્ડ્રેડે આશ્ચર્ય પામીને તેને પ્રશ્ન કર્યો: "કેમ ડોલા ? તું આ સ્થળે એકલી કેમ બેઠી છે ?"

"એકલી કેમ એલ્ડ્રેડ! મેં જે સુખ ભોગવ્યું છે તેની સ્મૃતિ તો હજી મારી સાથે મારા હૃદયમાં છે જ તો ? આગળ ભોગવેલા સુખનો વિચાર કરતી કરતી આ વિલાસી ચંદ્રના મુખ સામે જોઈ રહીને હું આનંદનો ઉપભોગ કરૂં છું. પ્રિય એલ્ડ્રેડ! વીએના શહેરની તે વાત તને યાદ છે કે ? ત્યાં કેવો આપણે વૈભવ ભોગવ્યો હતો ? પરંતુ તે સુખ આજે ક્યાં છે ? તે સુખ તો અત્યારે ચાલ્યું ગયું છે. આજ તો માત્ર તે સુખનું સ્મરણ કરીને જ શાંતિ મેળવવાની છે." ફ્રેંચ રમણી જાણે વૉલગા એલ્ડ્રેડની સાથે છે, તે પોતે વિસરી જ ગઈ હોય એવો દેખાવ કરીને બોલી.

"ડોલા! તું પૂર્વની ઘટના હવે ભૂલી જા, તે કલંકિત સ્મૃતિને હવે તારા હૃદયમાં સ્થાન આપ નહિ." એલ્ડ્રેડ બોલ્યો.

ડોલા દુઃખ પામીને બોલી: "એલ્ડ્રેડ! નિર્દય! તેં મારૂં સર્વસ્વ લૂંટી લીધું છે. નિષ્ઠુર બનીને મારા એ સુખની સ્મૃતિપર તું હવે દોષારોપણ કર નહિ. બની ગએલી ઘટનાની એ મધુર સ્મૃતિપર નિર્દય બનીને તું પદાઘાત કર નહિ."

વૉલગા અત્યારસુધી થોડે દૂર ઉભી હતી. ફ્રેંચ* રમણીની આવી વાતચીત સાંભળીને તેનું વદનમંડળ લજ્જાથી લાલચોળ થઈ ગયું. બાલિકાએ બોલવાનો કાંઈક પ્રયત્ન કર્યો, કિન્તુ તે બોલી શકી નહિ. કાષ્ટની પુતળીની માફક નીરવતાથી તે એકને એક સ્થળે ઉભી રહી.

એવા સમયમાં નીચેના ઓરડામાંથી સંગીતનો ધ્વનિ ત્યાં આવવા લાગ્યો. તે જ્યોત્સ્નામયી સુંદર રજનીમાં દૂરથી આવતો તે સંગીતધ્વનિ બહુ મધુર લાગતો હતો !

ડોલા સંગીતસૌન્દર્યમાં મુગ્ધ બનીને બોલી: "આ મધુર સંગીત સાંભળીને આપણાં બંને વચ્ચે બનેલી કેટલીક વાતો મને યાદ

આવે છે. એલ્ફ્રેડ ! તે પૂર્ણિમાની સુશોભિત રજની યાદ આવે છે, તે સુંદર નવ-પલ્લવ બગીચો યાદ આવે છે અને તે બગીચામાં આપણુ બંનેના વિલાસી જોડલાનું પરિભ્રમણ પણ યાદ આવે છે! તે વખતના આનંદની વાત જ શી કરવી ?"

એલ્ફ્રેડ ગુસ્સે થઇને બોલ્યો: "બની ગએલા બનાવોની વાત મેં મારા સ્મૃતિપટમાંથી ભૂંસી નાંખી છે, તે વાતનો હવે તુ કશો ઉલ્લેખ કર નહિ."

"એલ્ફ્રેડ! પ્રિયતમ! તુ તે વાતનો ઉલ્લેખ કરવાનો મને નિષેધ કરે છે. કિન્તુ હું તો તે વાત મારા હૃદયમાંથી ભુંસી શકતી નથી—હુ તો તે વાત ભૂલી શકતી નથી. હુ મારી આ જીંદગીમાં તે વાત કદિ પણ ભૂલી શકીશ જ નહિ. તે વાત ભૂલી જઇને મારે બીજી કઇ વાત યાદ કરીને આનંદ લેવો ? તે વાતનું સ્મરણ કરીને હુ નિરંતર શાંતિ મેળવું છું. જો કે તું તે દિવસની વાત ભૂલી ગયો છે અને અત્યારે બીજી રમણીના પ્રેમમાં મુગ્ધ બનીને તે વાતની સ્મૃતિને તેં તિલાંજલી આપી છે, તથાપિ હું તારૂં સુખ ભૂલી શકતી નથી. મારે તે માત્ર એક જ દિવસની સ્મૃતિ છે, કે જે દિવસે તું મારો હતો, તે સ્મૃતિ-પ્રણય ચુંબનની તે અમર સ્મૃતિ આ મારી જીંદગીમાં હું કેવી રીતે ભૂલી શકું એલ્ફ્રેડ ?!"

અકસ્માત્ એક નિરાશાજનક નિઃશ્વાસનો શબ્દ સાંભળીને એલ્ફ્રેડ ચમકી ગયો ! તેણે પાછળ ફરીને જોયું, તો બાલિકા વક્ષઃસ્થળ ઉપર હાથ મૂકીને ધીમે ધીમે અગાશીપરથી નીચે ઉતરી જતી હતી. તે જોઇને યુવકના હૃદયમાં ચૈતન્ય આવ્યું. તે સૂકાએલા કંઠે બોલ્યો: "તેં આ શું કર્યું રમણી ? આ તેં શું કર્યું ?"

ડોલા તેની ચક્ષુઓને વિકસાવીને આશ્ચર્ય દર્શાવતી બોલી: "અરે એલ્ફ્રેડ! બાલિકા આ સ્થળે હતી, તે વાતનું તો મને બિલકુલ સ્મરણ જ રહ્યું નહિ! અહા! મારી મોટી ભૂલ થઇ? કેમ ખરૂં કે ?"

"તારી મોટી ભૂલ થઈ કે નહિ એ વળી તું મને પૂછે છે? એક સરળ હૃદયની બાળાના અંતઃકરણમાં તીક્ષ્ણ બાણ ફેંકીને-બની ગએલા બનાવની ઘટના સુંદર વર્ણન સાથે બાલિકાને જણાવી દઇને તુ મને તારી ભૂલ વિષે ઉલટી પૂછે છે? જો ડોલા ! તુ જે બોલી છે, તે ફેરવીને ખરી હકીકત શી બની છે, તે બાલિકા આગળ જો

તું પ્રકટ નહિ કરે, તો હું તારૂં સત્યાનાશ વાળવાને જરા પણ વિલંબ કરીશ નહિ. ” એમ કહીને યુવક ઉતાવળે પગલે ત્યાંથી પ્રસ્થાન કરી ગયો. યુવતી પણ ઘૃણાથી હાસ્ય કરતી કરતી નીચે ઉતરી ગઈ.

એલ્ફ્રેડ નીચે આવીને જુએ છે, તો એક ઓરડામાં બાલિકા પિયાનો નામના વાજીંત્રની પાસે ઉભી રહીને ગાયન સાંભળતી હતી. એલ્ફ્રેડને જોઇને બાલિકાએ મંદ હાસ્ય કર્યું. તે હાસ્ય માત્ર દુઃખનું અને અભિયોગનું હતું–અણવિશ્વાસનું નહોતું.

---

## પ્રકરણ ૧૧ મું.

### લોહજડિત તીજોરી.




ડયુકને ત્યાં જમવા આવનાર વ્યક્તિઓમાં તેનો પ્રાઇવેટ સેક્રેટરી અટારહામ પણ હતો. અત્યારે તે અને ફ્રૅાસાયા એક ખાનગી દિવાનખાનામાં બેસીને વાર્તાલાપ કરતા હતા. ફ્રૅાસાયા અટારહામની સાથે વાત શરૂ કરતો બોલ્યોઃ “ આજે આપનો ચહેરો કાંઇક શોકાતુર અને ચિન્તાગ્રસ્ત જણાય છે. ચાલોની અત્યારે એકાદ સેત્રંજની–પાસાની રમત ખેલીએ, તેમ કરવાથી આપનો શોક અને ચિન્તા દૂર થશે.”

આજ રાત્રે જમ્યા પછી ખરેખર અટારહામના ચહેરાપર ચિન્તાની રેષાઓ છવાઈ ગઈ હતી. તે ઘણા દિવસથી વૅાલગાને ચાહતો હતો, કિન્તુ તેની તે આકાંક્ષા દુરાકાંક્ષા જણાવાથી તે વાત કોઇની પાસે તે પ્રગટ કરી શકતો નહિ. અટારહામ જાણતો હતો, કે આ જીંદગીમાં કદિ પણ તેની પ્રાપ્તિ થઇ શકશે નહિ. તેની આશા સુફળ કદિ પણ થઈ શકશે નહિ, છતાં તે બાલિકાને નીરવતાથી ચાહતો હતો; કિન્તુ હવે અટારહામે જ્યારે જાણ્યું કે એલ્ફ્રેડ જેવા નિઃસહાય અને ગરીબ માણસની સાથે તે બાલિકાનાં લગ્ન થવાનાં છે, ત્યારે તેને ઘણું દુઃખ ઉત્પન્ન થયું; તોપણ તેણે તે વાત એકાએક

સાચી માની નહિ. જેને પોતે ચાહે છે, તે બીજા કોઈની શયાસંગિની થશે, તે વાત તેના માનવામાં આવી શકી નહિ.

વૅાલગાનાં લગ્ન સંબંધી વાત સાંભળીને તેના મનમાં બહુ ચિંતા ઉત્પન્ન થઈ હતી. વળી તે સિવાય ડયુકના જરૂરી દસ્તાવેજોની ચિંતા પણ તેના મનમાં ઘોળાયાંજ કરતી હતી. ડયુકના ખાનગી દસ્તાવેજો વિષે ડયુક અને અટારહામ એ બે જ જાણતા હતા. તેથી જો કોઈ તેની ચોરી કરી જાય, તો તે ચોરીનો સંદેહ પોતાના પર જ આવી પડે, એ ભયથી તે ઘણો શોકાતુર જણાતો હતો. એવામાં ફ્રૅાસાયાની વાત સાંભળીને તે એકાએક ચમકી જઈને બોલ્યો: "જો કે સેત્રંજની રમત મને બરાબર આવડતી નથી, તોપણ જો તમારી ઇચ્છા હોય, તો હું તમારી સાથે રમવાને તૈયાર છું." એમ કહીને તે બંને જણા સેત્રંજ ખેલવાના ઓરડામાં ગયા.

ફ્રૅાસાયા બોલ્યો: "અટારહામ! ડયુક તેની કન્યાને અત્યારે તો બહુ ચાહે છે, કિન્તુ તે બાલિકાનાં લગ્ન થયા પછી તેને ઘણું કષ્ટ સહન કરવું પડશે."

વૅાલગાનાં લગ્નની વાત સાંભળીને અટારહામનું હૃદય કંપી ઉઠયું. તે બોલ્યો: "તેનાં લગ્ન સંબંધી કોઈ પણ વાત શું તમારા સાંભળવામાં આવી છે?"

"હા, તે વિષે એક વાત મેં સાંભળી છે. મેં જે વાત સાંભળી છે, તે જો કદિ સત્ય હોય, તો તે બહુ દુઃખની વાત કહેવાય." ફ્રૅાસાયા ગંભીર ભાવ ધારણ કરીને બોલ્યો.

"તમે તે વિષે શું સાંભળ્યું છે?" અટારહામે પ્રશ્ન કર્યો.

"એક નીચ અને હતભાગ્ય પુરૂષની સાથે તે બાલિકાનાં લગ્ન થવા સંબંધી મેં સાંભળ્યું છે. એવી સોનાની પુતળી જેવી કન્યા એક દરિદ્રી પુરૂષની અંકશાયિની થાય, એ એક અત્યંત દુઃખજનક વાત કહેવાય."

"શું તમે એલ્ફ્રેડ વિષે વાત કરો છો?"

"હા, અત્યારે અહીં જે વ્યક્તિ મિ. એલ્ફ્રેડના નામથી ઓળખાય છે, તેની સાથે તે બાલિકાનાં લગ્ન થવા વિષે મેં સાંભળ્યું છે."

એલ્ફ્રેડના નામથી ઓળખાય છે? ત્યારે શું તે વ્યક્તિનું ખરૂં નામ એલ્ફ્રેડ નથી?"

" ના, હું એ માણુસને બહુ સારી રીતે પિછાણું છું. મારે એની સાથે ઘણા દિવસથી પરિચય છે. વીએના અને પારિસના સઘળા લોકો તેનું ચરિત્ર સારી રીતે જાણે છે. હૂં તેને આ સ્થળે જોઇને બહુ આશ્ચર્ય પામ્યો છું અને ડયુકના સંસર્ગમાં તેને આવતો જોઇને હું બહુ ઉદ્વિગ્ન થયો છું "

" મિ. ત્રણ વરસથી આ સ્થળે આવેલા છે, હું ધારૂં છું કે તમે તેમને બરાબર ઓળખતા નહિ હો."

" અરે! બહુ જ સારી રીતે હું તેને ઓળખું છું. તે દિવસે મારે એની સાથે વાતચીત પણ થઈ હતી. એલ્ફ્રેડને પૂછવાથી આપની ખાતરી થશે. વારૂ, એ વાત તો હવે જવા દો, પરંતુ હું અત્યારે એક મોટી વિપત્તિમાં આવી પડયો છું, તે વિપત્તિમાંથી મારે કેવી રીતે નીકળવું, તે હું કશું સમજી શકતો નથી. એ બાબત વિષે જો આપ મને કાંઇ સલાહ આપશો, તો હું આપનો ઘણો આભાર માનીશ."

"કહોની કઇ વિપત્તિ આપને માથે આવી પડી છે? મારાથી બનશે તેટલી હું આપને સહાય કરીશ."

" પ્રથમ તો એ કે તે માણુસ નામ છુપાવીને આ સ્થળે રહે છે. જો કે તેથી તેથી આપણને કશું નુકસાન થતું નથી, તોપણ તેમ કરવામાં તેનો કાંઈ ખરાબ હેતુ હોવો જોઇએ એમ ધારી શકાય. બીજું તેનું ચરિત્ર અત્યંત ખરાબ છે. ત્રીજું એ માણુસ કાંઇક વિશેષ મતલબથી આ સ્થળે આવ્યો છે. જો કે અત્યારે હું તેની સાબિતી કરવાને અશક્ત છું, તોપણ તે હકીકત મારે આપને ખાનગીમાં જણાવવી જોઇએ. જો કદિ તે વાત હું આપને ન જણાવું તો તેથી કદાચ ડયુકનું અમંગળ થવાનો સંભવ રહે છે."

" અટારહામ ચમકી જઇને બોલ્યો: " શી હકીકત છે, કહોની?"

ફ્રેંચ યુવકે પાસા ખેલવાના ઓરડાની ચારે તરફ દૃષ્ટિપાત કર્યો અને પછી તેના કાન આગળ પોતાનું મુખ લઈ જઇને તે અત્યંત ધીમેથી બોલ્યો: " એ માણુસ તો વિદેશી શત્રુઓનો ગુપ્તચાર છે. જો ડયુકની પાસે કાંઈ પણ ખાનગી કાગળીઆ હોય, તો તેને સાવધાનતાથી સાચવી રાખશો. જો એક ક્ષણ વાર પણ તે બાબતમાં બેદરકારી રાખશો, તો મહા અમંગળ ઘટના બની જશે. સાવચેત રહેનારને કશું નુકસાન થતું નથી."

ગુપ્તચારનું નામ સાંભળીને અબ્રાહામનું શરીર કંપી ઉઠયું. તે બોલ્યો: "ત્યારે આ સમાચાર તો આજે રાત્રે ને રાત્રે જ ડયુકને પહોંચાડવા જોઇએ. એક રાત્રિનો વિલંબ કરવાથી મહા અનિષ્ટ પરિણામ આવી જાય."

ફ્રૅંસાયા બોલ્યો: "જો કે મારે પોતાને જ આ વાત ડયુકને જણાવવી હતી, પરંતુ કાંઈ વિશેષ સાબિતી મારી પાસે નહિ હોવાથી, હું પોતે તે વાત જણાવવાને સાહસ કરી શક્યો નથી. તોપણ એટલું તો નિ:સંકોચે કહી શકું કે એ વ્યક્તિ પ્રથમ ફ્રાન્સના ગુપ્તચારનું કામ કરતી હતી; પરંતુ અત્યારે તે કામમાં જોડાએલો છે કે નહિ, એ હું બરાબર કહી શકતો નથી."

અબ્રાહામ બોલ્યો: "તોપણ તેના વિષે સંદેહ લાવવાનું કારણ વાજબી છે. તમે એલ્ફ્રેડ વિષે હજી પણ જો કાંઈ વધારે જાણતા હો, તો મને કહી દેજો, કાંઈ પણ ગુપ્ત રાખશો નહિ. આ સઘળી વાત મારે ડયુકને જણાવવી છે, કારણકે તે માણસ તેની ઇચ્છા પ્રમાણે દુર્ગમાં આવ-જા કરે છે અને સઘળા તેને સારો માણસ ધારે છે."

ફ્રૅંસાયા એક દીર્ઘ નિ:શ્વાસ ત્યાગ કરીને બોલ્યો: "પરંતુ એ વિષે આપણે શું કરી શકીએ કહોની? ડયુક પોતે જ તેને અત્યંત ચાહે છે અને તેના કોઇ પણ કાર્યમાં તે કશો વાંધો લેતા નથી. તે એટલે સુધી કે, પોતાની કન્યા પણ તેને અર્પણ કરવાને તૈયાર થયા છે. આવી સ્થિતિમાં તમે એકલા શું કરી શકશો? તમે કોઈ પણ પ્રકારે આ સઘળી વાત ડયુકને સારી રીતે સમજાવી દ્યો અને પછી તેનું શું કરવું એ વિષે આપને જે યોગ્ય લાગે તે રસ્તો ગ્રહણ કરો; કિન્તુ આજ રાત્રે તેમને તમે કશું કહેશો નહિ, કાલે પ્રભાતમાં એ સંબંધી હું કેટલીક આપને સલાહ આપીશ, ત્યારપછી આ સઘળી વાત તમે ડયુકને જણાવજો."

"આજ રાત્રે જ કહેવામાં લાભ છે, કારણકે હમણાં જ અમોને ઇંગ્લાંડથી એક તાર મળ્યો છે, તેમાં જણાવે છે કે કેટલાક ફ્રાન્સના ગુપ્તચારો અમારા કેટલાક ખાનગી દસ્તાવેજો અને કાગળ-પત્રો હસ્તગત કરવાના પ્રયત્નો કરે છે અને તેમાંના કેટલાક ટ્રીવારવીથ દુર્ગમાં પણ આવીને તે દસ્તાવેજોની શોધ કરે છે. આ પ્રમાણે ડયુકને જણાવીને અંગ્રેજ સરકારે તેમને વધારે સાવચેતીથી રહેવાની ભલામણ કરી છે."

ફ્રેંચ યુવક આ સમાચાર સાંભળીને ચમકી ગયો, કિન્તુ તુર્ત જ પોતાનો મનોભાવ દબાવી દઇને બોલ્યો: "તોપણ આજ રાત્રે ડ્યુકને તમે કાંઈ પણ કહેશો નહિ. હું મારી બહેનની સાથે એ વિષે વાતચીત કરીશ, તે પણ એલ્ડ્રેડ સંબંધી અનેક વાતો જાણે છે; તેને પૂછીને એલ્ડ્રેડ સંબંધી બીજા પણ કેટલાક સમાચાર હું આપને જણાવીશ. તેટલા માટે જ આજે તે વાત ડ્યુકને નહિ કહેવાનો હું આપને આગ્રહ કરૂં છું."

"વારૂ, ત્યારે જો એમ હોય તો તે વાત આજે હું ડ્યુકને જણાવીશ નહિ, પરંતુ આજે મારૂં શરીર સારૂં નહિ હોવાથી હવે હું જઇશ. ઇશ્વર આપનું મંગળ કરશે." એમ બોલીને ડ્યુકનો પ્રાઇવેટ સેક્રેટરી ત્યાંથી પ્રસ્થાન કરી ગયો.

અટારહામનાં ગયા પછી ફ્રેંચ યુવક ઘૃણાનું હાસ્ય સ્ફુરાવતો બોલ્યો: "ઇંગ્લાંડના લોકો કેવા બુદ્ધિ વિનાના છે? હું જે બોલું છું તે સઘળું સાચું જ માને છે. ઠીક છે, તેઓ બુદ્ધિ વિનાના હોવાથી મારા હકમાં લાભ થશે; અટારહામને કબજામાં લેવાથી મારૂં ધારેલું કાર્ય મને વિશેષ સરળ થઇ પડશે."

પછી ફ્રૅંસાયા તેના શયનભવનમાં જઇને મનિદ્રાદેવીની આરાધના કરવા લાગ્યો, કિન્તુ તે તેની કૃપા પ્રાપ્ત કરી શક્યો નહિ. જ્યારથી તેનો તાર એલ્ડ્રેડના હાથમાં ગયો હતો, ત્યારથી તેને ખાવું ભાવતું નહોતું—નિદ્રા આવતી નહોતી અને મનની અંદર શાન્તિ પણ નહોતી; તેમાં વળી આજ રાત્રે એલ્ડ્રેડે ડ્યુકની હાજરીમાં તેને જે પ્રશ્નો પૂછ્યા હતા, તેથી તે વધારે ભયભીત બની ગયો હતો. તે જાણતો હતો, કે એલ્ડ્રેડ જેવા ચતુર માણસને તે સાંકેતિક તારનો અર્થ બેસારવાને જરા પણ વાર લાગશે નહિ. ફ્રેંચ યુવકે વિચાર્યું, કે જો કદિ એલ્ડ્રેડ તે તારનો અર્થ સમજી જઇને ડ્યુકને તે વાત જણાવી દેશે, તો મહા વિપત્તિ આવી પડશે. વધારામાં વળી ઇંગ્લાંડથી ડ્યુકને સમાચાર મળ્યા છે, કે ફ્રેંચ ગુપ્તચારો ચારે તરફ ફરતા ફરે છે, તેમાં એલ્ડ્રેડ જો ડ્યુકને તે તારની વાત કરશે તો, ખચિત અમને જ તે ગુપ્તચાર ધારશે. આ પ્રમાણે ચિન્તા કરતો કરતો ફ્રૅંસાયા વિહ્વળ બની ગયો. તે હવે નિદ્રા લઇ શક્યો નહિ. શય્યામાંથી ઉઠીને ઓરડાની અંદર આમતેમ ટહેલા દેતો તે વિચાર કરવા લાગ્યો. હવે વિલંબ કરવામાં કશો લાભ નથી. આજે જ તે દસ્તાવેજો હસ્તગત કરવા જો-

ઇએ, નહિતો પછી સઘળી બાજી ઉંધી વળી જશે. નક્કી એક દિવસની અંદર એલ્ફ્રેડ મારો સઘળો ભેદ ખુલ્લો કરી નાંખશે. ડોક્ષાની આગળ જોકે તેણે તારની વાત કોઇને નહિ જણાવવા માટે પ્રતિજ્ઞા લીધી છે, પરંતુ તેનો વિશ્વાસ રાખી :શકાય નહિ. જેમ જેમ તે વિષે ફ્રેંચ યુવક વધારે ને વધારે વિચાર કરવા લાગ્યો, તેમ તેમ તે અધિકાધિક વિહ્વળ બનતો ગયો. તેનું ઉષ્ણ મસ્તક અધિક ઉષ્ણ થઇ ગયું. મનમાં ને મનમાં તે વિચાર કરવા લાગ્યો, કે જો આજે જ તે દસ્તાવેજો હું હસ્તગત ન કરી શકુ, તો પછી આ આખી જીંદગીમાં તે પ્રાપ્ત થઈ શકશે નહિ. મારો સઘળો પ્રયત્ન ધૂળમાં મળી જશે, મારી સઘળી આશા નષ્ટ થઇ જશે. એ પ્રમાણે ચિન્તા કરતો કરતો ફ્રેંચ યુવક એકદમ ટેબલ પાસે ગયો. ટેબલપર એક હેન્ડબેગ પડી હતી તે ખોલીને તેમાંથી એક કુંચીઓનો ઝુમખો તેણે બહાર કહાડયો તેના કંપિત હાથમાંનો કુચીઓનો ઝુમખો ઝણુણુણુ શબ્દ કરતો ગાજી ઉઠયો, તેની સાથે તેનું હ્રદય પણ કંપી ઉઠયું, તેની જીભ પણ સુકાઇ જવા લાગી. તેણે ફરીથી બેગ ઉઘાડીને બ્રાંડિની એક બાટલી બહાર કહાડી, તેમાંની અર્ધી બ્રાન્ડી તેણે તેના ઉદરમાં ઠલવી દીધી. ત્યાર પછી ધીમે ધીમે બારણું ઉઘાડીને બહાર આવીને તેણે નજર કરી, તો સઘળાં મનુષ્યો ઉંધી ગએલાં તેની નજરે પડયાં. સર્વત્ર શાન્તિ અને નિઃસ્તબ્ધતા પ્રસરેલી તેના જોવામાં આવી. એટલામાં દેવળના ઘડીઆળમાં ટમ્ દઇને એક ટકોરો થયો. ફ્રેંચ યુવક તે શબ્દ સાંભળીને ચમકી ગયો. તે આમ તેમ જોઇને પગમાંથી જોડા કહાડી નાંખીને ધીમે પગલે દાદર નીચે ઉતરવા લાગ્યો. એવામાં ખટાક દઇને કમાડ ઉઘાડવાનો એક શબ્દ તેના સાંભળવામાં આવ્યો. તે એકાએક ચમકી જઇને ભય પામવા લાગ્યો. તેણે ચારે તરફ દ્રષ્ટિપાત કર્યો, તો કોઇ પણ મનુષ્ય તેના જોવામાં આવ્યું નહિ. તે શ્વાસ બંધ કરી કાન માંડીને સાંભળવા લાગ્યો, તો ફરીથી બીજો કશો પણ અવાજ તેના સાંભળવામા આવ્યો નહિ. તે ધીમે ધીમે ડયુકના ખાનગી દિવાનખાના પાસે ઉભો રહીને જોવા લાગ્યો, તો દિવાનખાનામાં લેમ્પ બળતો નહોતો, તેમ કોઈનો શબ્દ પણ કર્ણગોચર થતે નહોતો. ફ્રેંચ ગુપ્તચારે હિંમત લાવીને બારણાનું હેન્ડલ ખેંચીને દ્વાર ઉઘાડી નાંખ્યું. પછી તે ધીમે ધીમે અંધકારમય દિવાનખાનામાં પ્રવેશ કરીને જરા શાંત થયો. અનેક ક્ષણો સુધી તે અંધકારમય દિવાનખાનામાં નિસ્તબ્ધ રહ્યો, પરંતુ

કાંઈ પણ શબ્દ તેના સાંભળવામાં આવ્યો નહિ; ત્યારે તેણે એક ઇ-લેક્ટ્રિકની ચાંપ દબાવીને વિજળીક બત્તી કરી. ઓરડામાં વિજળીની બત્તીનો પ્રકાશ પડવાથી ડોલાના કહેવા મુજબ એક લોહજડિત તીજોરી તેની દૃષ્ટિએ પડી.

## પ્રકરણ ૧૨ મું.

### વિશ્વાસુ સેક્રેટરી.



પાસા ખેલવાના ઓરડામાંથી નીકળીને પોતાને ઘેર ગયા પછી અટારહામને પણ નિદ્રા આવી નહિ. ચિન્તાપર ચિન્તાના વિચારો તેના હૃદયમાં ઉભરાઇ નીકળવા લાગ્યા. ત્યારે એલ્ફ્રેડ એ કોણ હશે? તેનું મૂળ નામ શું હશે? શું તે ખરેખર ફ્રાન્સનો ગુપ્તચાર હશે? જો કદિ તે ગુપ્તચાર ન હોય, તો તે શામાટે આ નિર્જન સ્થળમાં સગાં સંબંધીઓને ત્યજીને એકલો રહેતો હશે? આજ લગભગ ત્રણ વર્ષ થયાં તે આ સ્થળે આવેલો છે, કિન્તુ તે એક દિવસ પણ અહીંથી બીજે કોઈ પણ સ્થળે જતો નથી. આવો ગુણવાન, સુંદર, યુવાન પુરૂષ શામાટે આટલા ઓછા પગારમાં અહીં રહીને ઉદર-નિર્વાહ કરતો હશે? આવી દરિદ્રી અવસ્થામાં શું તેનો બીજો કંઇ ઉદ્દેશ નહિ હોય? નક્કી બીજો કાંઇક ઉદ્દેશ હોવો જ જોઇએ! નક્કી તે ગુપ્તચાર જ હોવો જોઇએ! અત્યારે મારી ફરજ શી છે? ડ્યુકને આ-જને આજ આ બાબતથી જાણીતા કરવા જોઇએ. જો કદિ આજ રાત્રે જ ખાનગી દસ્તાવેજો તે ચોરી જાય, જેને માટે અમે આટલી બધી સાવધાનતા રાખીએ છીએ, જેના રક્ષણ ઉપર ઇંગ્લાંડના રાજ્યનું મંગળામંગળ અવલંબી રહ્યું છે, તે દસ્તાવેજો જો તે ચોરી જાય, તો તેમાં મારોજ દોષ ગણાય. મારી બેદરકારીથી—મારી ફરજમાં ખામી આવવાથી ઇંગ્લાંડનું સત્યાનાશ વળી જાય! અટારહામ હવે વધારે વખત સ્થિર રહી શકયો નહિ, તેનું શરીર કંપવા લાગ્યું, લલાટમાં પ્રસ્વેદનાં બિંદુઓ જામી ગયાં. તેણે વિચાર્યું, કે જો આજ રાત્રે જ આ સમાચાર ડ્યુકને હું પહોંચાડીશ નહિ, તો મહા અનર્થ

બનવા પામશે. અટારહામ હવે વધારે વખત સ્થિર રહી શક્યો નહિ, તે એકાએક દિવાનાની માફક પોતાના દિવાનખાનામાંથી બહાર નીકળ્યો અને સીધો ડ્યુકના શયનભવનને બારણે જઇને કમાડને ટકોરા મારવા લાગ્યો.

કેટલીક ક્ષણ પછી અંદરથી જવાબ આવ્યો: "કોણ છે એ ?"

"એ તો હું અટારહામ છું. કૃપા કરીને મને એક વખત અંદર આવવાની રજા આપશો ?"

ડ્યુકે કમાડ ઉઘાડીને જોયું, તો અટારહામ શયન કરવાના પોશાક ઉપર એક કોટ ચડાવીને ત્યાં આવેલો હતો. તેની આંખો લાલ ચોળ થઈ ગઈ હતી અને તેની બાબરીનાં ઝુમખાં અસ્તવ્યસ્ત થઈ ગયાં હતાં. અટારહામની આવી સ્થિતિ જોઇને ડ્યુકે આશ્ચર્ય પામીને પ્રશ્ન કર્યો: "કેમ, શા સમાચાર છે અટારહામ ? આટલી મોડી રાત્રે આવી સ્થિતિમાં તમે અહીં કેમ આવ્યા છો ? તમારૂં શરીર તો સારૂં છે ની ?"

"અંદર ચાલોની, કાંઈ જરૂરી સમાચાર આપવાને માટે આ દાસે આપને આટલી મોડી રાત્રે તસ્દી આપવાનું સાહસ કર્યું છે. આશા રાખું છું, કે તસ્દી માફ કરશો."

શયનભવનમાં પ્રવેશ કરીને ડ્યુક અટારહામને બેસવાને એક ખુરશી ખેંચી લાવ્યો અને બીજીપર પોતે બેસતાં બોલ્યો: "શા સમાચાર છે? બોલો અટારહામ, તમને આટલી મોડી રાત્રે અને આવી સ્થિતિમાં જોઇને હું ઘણો વિસ્મય પામ્યો છું ?"

"આજે સંધ્યા સમયે એક ભીષણ સમાચાર સાંભળવાથી હું બહુ અસ્થિર બની ગયો છું અને ભય પામી ગયો છું. પ્રથમ મારો વિચાર આપને તે સમાચાર કાલે પ્રભાતમાં જણાવવાનો હતો, પરંતુ ત્યાંસુધી હું રાહ જોઈ શક્યો નહિ. એટલા માટે જ આ અંધારી મોડી રાત્રે આપને તસ્દી આપવાને આવ્યો છું."

"મને તસ્દી આપી તે માટે તમારે દુઃખ લગાડવાનું કશું પ્રયોજન નથી; શા સમાચાર આપવા છે, તે જલ્દી મને જણાવો, હું તે સાંભળવાને ઘણો આતુર થયો છું."

"મિ. એલ્ફ્રેડ સંબંધી મારે કાંઇક કહેવાનું છે. તે આજરાત્રે જમ્યા પછી અહીં દુર્ગમાં જ સુઈ રહ્યા છે, કે તેમને ઘેર ગયા છે ?" અટારહામે પ્રશ્નો કર્યો.

" જમ્યા પછી તે તેમની પર્ણકુટિમાં ગયા છે. કેમ, તેમના સંબંધમાં તમારે શું કહેવાનું છે ? " ડયુકે પૂછયું.

" આજ સંધ્યા સમયે પાસા ખેલવાના ઓરડામાં ફ્રાંસાયા પાસેથી સાંભળ્યું છે, કે તેની સાથે મિ. એલ્ડ્રેડને ઘાટો પરિચય છે."

" હા, તે વાત તો "હુ જાણું છું. આજે સંધ્યા સમયે મિ. એલ્ડ્રેડે પોતે જ એ વાતનો સ્વીકાર કર્યો છે. "

" ઠીક, ત્યારે તેમ હશે; હું તે વખતે હાજર નહિ હોઉં. વારૂ, તે વખતે એલ્ડ્રેડના મુખમાં કોઈ પણ પ્રકારના ભયનું અથવા ચંચળતાનું લક્ષણ તમારા જોવામાં આવ્યું હતું ? " અટારહામે પ્રશ્ન કર્યો.

" ના, એલ્ડ્રેડના મુખ ઉપર ભયનું કશું પણ ચિન્હ જણાયું નહોતું, પરંતુ ફ્રાંસાયા અને ડોલાના ચહેરા ઉપર તેવું કાંઇક ચિન્હ મારા જોવામાં આવ્યું હતું ખરૂં. " ડયુકે જણાવ્યું.

" તો તેમ હશે. " એમ કહીને અટારહામ માથું ખણવા લાગ્યો. કેટલીક ક્ષણ પછી ફરીથી તે બોલ્યો: " તો તેમ હશે, કિન્તુ તેમાં કાંઇક ભયનું કારણ છે. "

" શું ફ્રાંસાયાએ તે વિષે કાંઇક કહ્યું છે ? " ડયુકે પ્રશ્ન કર્યો.

" હા, કહ્યું છે, કે એ વ્યક્તિનું ખરૂં નામ એલ્ડ્રેડ નથી. તેનું ખરૂં નામ છુપાવીને તે અહીં રહેલો છે. " અટારહામે ઉત્તર આપ્યો.

ડયુક અત્યંત વિસ્મય પામીને બોલ્યો: " ત્યારે તેનું ખરૂં નામ શું ?"

" તે હું જાણતો નથી. ફ્રાંસાયાએ તેનું ખરૂં નામ મને જણાવ્યું નથી. "

" વારૂ, એ સિવાય તેણે બીજું કાંઈ તમને કહ્યું છે ? " ડયુકે પ્રશ્ન કર્યો.

" જી હા, ફ્રાંસાયા તેને એક ફરાસી ગુપ્તચાર કહીને સંદેહ કરે છે. "

એ સાંભળતાંજ ડયુક એકાએક ખુરશીપરથી ઉભો થઈ જઇને બોલ્યો: " ગુપ્તચાર ! શું એલ્ડ્રેડ ગુપ્તચાર છે ? નહિ, નહિ, હું એ વાત સાચી માની શકતો નથી. ફ્રાંસાયાના બોલવાપર વિશ્વાસ શો?" ડયુક વધારે કાંઇ પણ બોલી શકયો નહિ. તે ઉતાવળે પગલે આમ તેમ ટહેલવા લાગ્યો. ડયુકની આ સ્થિતિ જોઇને અટારહામ પણ

કશું બોલી શક્યો નહિ, કેટલીક ક્ષણ સુધી સર્વત્ર નિસ્તબ્ધતા પ્રસરી રહી. માત્ર દિવાલે લટકાવેલું ઘડીઆળ ટિકૂટિક્ શબ્દ કરીને તે ચિન્તાગ્રસ્ત નિસ્તબ્ધતાનો ભંગ કરતું હતું !

અટારહામ એક દૃષ્ટે ડ્યુકની તરફ જોઈ રહ્યો. આ વ્યક્તિ ડ્યુકના હાથ નીચે ઘણી મુદતથી કામ કરતી આવી છે, કિન્તુ તેણે ડ્યુકની આવી ચંચળતા કદિ પણ જોઇ ન હતી. અટારહામ તેનું મુખ જોઇને સારી રીતે જાણી ગયો, કે તે અત્યારે ભયાનક વેદના ભોગવેછે. તેનું હૃદય અત્યારે અત્યંત અસ્થિર જણાય છે. એ વેદના અને એ અસ્થિરતા દસ્તાવેજો ચોરાઇ જવાના ભયની ન હતી, તેની એ ચંચળતા ગુપ્તચારને માટે નહતી, પરંતુ એ ચિન્તા તેની પ્રાણાધિક પ્રિય કન્યાને માટે હતી. ડ્યુકે કલ્પનાનેત્રવડે જોયું, કે જો કદિ એલ્ડ્રેડ ગુપ્તચાર છે એવું સાબિત થાય, તો વૉલગાનું હૃદય સેંકડો શસ્ત્રોના ઘાથી વિદીર્ણ થઇ જશે અને તે આત્મહત્યા કરશે. તે પુનઃ બોલી ઉઠયો: "નહિ, નહિ, એલ્ડ્રેડ કોઇ પણ પ્રકારે ગુપ્તચાર હોઇ શકે નહિ, ગુપ્તચારનું લક્ષણ તેનામાં બિલકુલ જણાતું જ નથી."

" હું આપને નિવેદન કરૂં છું, કે મારા કહેવાપરથી આપ એટલી બધી ચિન્તા કરશો નહિ, કારણકે ફ્રૅાસાયા પણ માત્ર સંદેહ જ કરેછે, તે કાંઇ નક્કી કહી શકતો નથી." અટારહામે નમ્રતાથી જણાવ્યું.

ડ્યુક શયનભવનમાં આમ તેમ ટહેલતો ટહેલતો બોલ્યોઃ "જુઓ, અટારહામ ! તોપણ આપણે ભય રાખવાનુ કારણ વાજબી છે, હવેથી આપણે બહુ જ સાવધાનતા રાખવી જોઇશે."

" આપ કાલે ફ્રૅાસાયાને એલ્ડ્રેડ સંબંધી સઘળી વાત પૂછી તો જોજો. "

"હા, નક્કી પૂછી જોઇશ. હું તેને પૂછી જોઇશ, કે શા કારણથી તે એલ્ડ્રેડને ગુપ્તચાર હોવાનો સંદેહ કરેછે. વળી બીજું એકે એ દસ્તાવેજો હવે આ સ્થળે રાખવા હું ખુશી નથી. મારા સઘળા અતિથિઓ વિદાય થયા પછી તે દસ્તાવેજોને હું ઈંગ્લાંડ મૂકતો આવીશ. હવે સારી રીતે મારા સમજવામાં આવ્યું, કે ગુપ્તચારો દસ્તાવેજો અહીં છે, એમ જાણી ગયા છે. "

અટારહામ ખુરશીપરથી ઉભો થતો બોલ્યોઃ " હવે આપને હું વધારે વિરક્ત નહિ કરતાં રજા લઉં છું. આપને મેં જે તસ્દી આપી તેને માટે હું ઘણો દિલગિર છું. હું આશા રાખું છું, કે તે

માટે આપ મને ક્ષમા કરશો—"

ડ્યુક અટારહામને ખભે હાથ મૂકીને બોલ્યો: " ના, ના, તે માટે તમે કશું મનમાં લાવશો નહિ; તમે તો તમારી ખરી ફરજ બજાવી છે. હું મારૂં સદ્‌ભાગ્ય ગણું છું, કે આપના જેવા વિશ્વાસુ સેક્રેટરી મને પ્રાપ્ત થયા. છે "

" આ દાસ નિરંતર આપનો વિશ્વાસુજ રહેશે, આપના કાર્યમાં જો કદાચ પ્રાણ અર્પણ કરવો પડે તોપણ આ દાસ કિન્ચિત્ માત્ર પણ ડરે એવો નથી."

ત્યારપછી સલામ કરીને અટારહામ ત્યાંથી વિદાય થયો.

અટારહામના ગયા પછી ડ્યુક દિગ્મૂઢ બની જઇને તે ને તે જ સ્થળે ઉભો રહ્યો. તે વિચાર કરવા લાગ્યો, કે એલ્ફ્રેડ હવે એક બે દિવસમાં તેની ગુપ્ત વાત મને જણાવી દઇને સન્માનપૂર્વક વૉલગાને પત્ની તરીકે ગ્રહણ કરશે. હું પણ તેને મારા પુત્ર સમાન ગણીને તેના પર અત્યંત વહાલ રાખીશ. મારી માતૃહીના કન્યા સુખ વૈભવમાં જીંદગી ગુજારશે, તેની ઇચ્છા પ્રમાણે વર મળેલો હોવાથી તે ઘણી સુખી થશે. એ પ્રમાણે સુખની કેટલીક આશાઓ વૃદ્ધના વિશાળ હૃદયમાં ઉદ્‌ભૂત થવા લાગી. ત્યારપછી વૃદ્ધને તેની પોતાની પણ કેટલીક વાતોનું સ્મરણ થઇ આવ્યું. તેના પોતાનાં થએલાં લગ્ન, લગ્ન પછીનું તેનું નૂતન આનંદિત જીવન, અને તે જીવનમા નવ–દંપતીનો પરસ્પર ગાઢ પ્રેમ; એ સર્વ એક પછી એક વાતનું તેને સ્મરણ થઇ આવ્યું, પરંતુ એવામાં અટારહામની વાત એકાએક સ્મરણમાં આવી જવાથી તેના સઘળા સુખસ્વપ્નનો નાશ થઇ ગયો! તેની સઘળી આશા એકાએક નિરાશામાં ફેરવાઇ ગઇ!

ડ્યુકે વિચાર્યું, કે અત્યારે તેના મુખ આગળ એક ભીષણ કાર્ય ઉપસ્થિત થએલું છે. જો કદિ એલ્ફ્રેડ ગુપ્તચાર છે એમ સાબિત થાય તો કાલે જ તે સઘળી વાત કન્યાને જણાવીને એલ્ફ્રેડને સદાને માટે આ સ્થળેથી રજા આપી દેવી પડશે પ્રાણાધિક પ્રિય કન્યાની અશ્રુધારાઓ- તેનું કરૂણાજનક રૂદન મારે નીરવતાથી સહન કરવું પડશે. બાલિકા બાણથી વિંધાએલી હરિણીની માફક તેના પ્રિય પતિના વિરહ દુઃખમાં અત્યંત કલ્પાંત કરશે, તે મારે એક નિર્દય પારધીની માફક તેની પાસે ઉભા રહીને જોવું પડશે ! ડ્યુક હવે સ્થિર ઉભો રહી શક્યો નહિ, તુર્ત જ તે નીચે શયનભવનને ભોંયતળિએ બેસી ગયો!



# પ્રકરણ ૧૩ મું.

## મનુષ્યહત્યા.



ફ્રેંચ ગુપ્તચારે તીજોરી પાસે જઇને તેના ખિસામાંથી કુંચીઓનો એક ઝુડો બહાર કહાડયો અને તેમાંની એક પછી એક કુંચી તે તીજોરીને ચડાવવા લાગ્યો. ઝુડામાંની અર્ધી કુંચીઓ તેણે ચડાવી જોઇ કિન્તુ તેમાંની એક પણ તેને લાગુ પડી નહિ. યુવક તેથી નિરૂત્સાહી નહિ બનતાં બમણા ઉત્સાહથી બાકીની કુંચીઓ વડે તીજોરી ઉઘાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ જ્યારે થોડી વાર પછી તેને જણાયું, કે સઘળી કુંચીઓ નિષ્ફળ નીવડી છે અને ફક્ત એક કુંચી બાકી રહી છે, ત્યારે તેનો ઉત્સાહ ઓછો થવા લાગ્યો. તે અસ્ફુટ સ્વરે બોલ્યો: "મારી આ કુંચીઓ ગમે તેવી તીજોરીઓને ઉઘાડવામાં કદિ પણ નિષ્ફળ નીવડી નથી, છતાં આ સાધારણ કામમાં મને આમ નિષ્ફળતા કેમ મળે છે? નક્કી આ મારી છેલ્લી ચાવીથી મારૂં કાર્ય સિદ્ધ થશે, એમ બોલીને તે એકદમ ચાવી ફેરવવા લાગ્યો; તુર્તજ ખટ દઇને એક શબ્દ થયો. ફ્રેંચ યુવકે અત્યંત આનંદમાં આવી જઇને જોયું તો તીજોરી ઉઘડી ગઈ છે. તેણે ધીમેથી હેન્ડલ ખેંચીને તેનું બારણું ઉઘાડયું, તો અગણિત કાગળો તેની અંદર પડેલા તેના જોવામાં આવ્યા. તોપણ તેને કાંઇ વધારે કષ્ટ પડયું નહિ, સહેજ વધુ તપાસ કરતાં એક ડિસ્પેચબેગ તેના હાથમાં આવી. તે બેગ તેણે બહાર કહાડીને એક બીજી ચાવીવડે તેને ઉઘાડીને જોયું તો કેટલાક દસ્તાવેજો તેની અંદર હતા. જે દસ્તાવેજોને માટે તેને આ ટૂંકી વારવીથ દુર્ગમાં આવવાની જરૂર પડી હતી, તે જ દસ્તાવેજો તેના હાથમાં આવવાથી ફ્રેંચ ગુપ્તચારના આનંદની પરિસીમા જ રહી નહિ.

બાકીના કાગળો યોગ્ય સ્થળે–જેમ હતા તેમ પાછા મૂકી દઇને ફ્રેંચ ગુપ્તચારે તીજોરીને બંધ કરી દીધી અને તે બેગ લઇને જેવો તે પાછો ફરવા જાય છે, એટલામાં જ અટારહામ તે ઓરડામાં

પ્રવેશ કરતો તેની દષ્ટિએ પડ્યો. અટારહામની રૂદ્રમૂર્તિ જોઇને ફ્રેંચ ગુપ્તચારનું શરીર કંપી ઉઠ્યું.

આવી ભયંકર અંધારી રાત્રે ફ્રેંચ યુવકને ડયુકના ખાનગી ઓરડામાં આવેલો જોઇને અટારહામ અત્યંત વિસ્મય પામ્યો. વળી તેના હાથમાં ડિસ્પેચબેગ લટકતી જોઇને તેની વિસ્મયતાની પરિસીમા જ રહી નહિ. તેણે તીવ્ર સ્વરે પ્રશ્ન કર્યો: " આવી અંધારી રાત્રે આ પ્રમાણે આપને આ ખાનગી ઓરડામાં પ્રવેશ કરવાનું કારણ શું ? "

ફ્રૅંસાયા ઘણી મહેનતે હાસ્ય સ્ફુરાવીને બોલ્યો: "કારણ બીજું કશું નહિ, ફક્ત કુતુહલને માટે જ હું આ ઓરડામાં દાખલ થયો હતો. "

અટારહામ બારણાને અઢેલીને ઉભો રહેતો બોલ્યો: " આપના એ પ્રત્યુત્તરથી હું સંતોષ પામી શકતો નથી. હું હજી પણ તમારી પાસેથી કાંઇક વિશેષ સંતોષકારક પ્રત્યુત્તરની આશા રાખું છું. "

" કેવી બેઅદબી ! તમે જાણતા નથી કે હું કોણ છું ? તમે એક સાધારણ નોકર થઇને મારી પાસેથી સંતોષકારક કેફિયત ચાહો છો ! યાદ રાખો, કાલે પ્રભાતમાં તમારી આ બેઅદબીની વાત ડયુકને જણાવીને અતિથિનું અપમાન કરવા માટે તમને યોગ્ય શિક્ષા કરાવીશ."

ત્યારે તમે જાણો છો, કે હું ડયુકનો પ્રાઇવેટ સેક્રેટરી છું ! તેમની ગેરહાજરીમાં ચોરની માફક ખાનગી ઓરડામાં પ્રવેશ કરવાને માટે આપની પાસેથી સંતોષકારક કેફિયત મેળવવાને મને સંપૂર્ણ અધિકાર છે ! વળી આપની પાસે જે આ ડિસ્પેચબેગ છે, તે માન્યવર ડયુકની છે. જ્યાંસુધી એ બેગ મને તમે સોંપશો નહિ, ત્યાંસુધી આ ઘરમાંથી હું તમને કોઈ પણ રીતે બહાર નીકળવા દઈશ નહિ. "

" તમારૂં બોલવું તદ્દન જુઠું છે, આ બેગ મારી છે. જો હજી તમે તમારૂં મંગળ ચાહતા હો, તો મને જલ્દી બહાર નીકળવા દો."

અટારહામ ઘૃણાનું હાસ્ય સ્ફુરાવતો બોલ્યો: " શું એ બેગ તમારી છે ? ઘોર અંધારી રાત્રીના એક વાગ્યા પછી ઉઘાડે પગે ચોરની માફક ડયુકના ખાનગી ઓરડામાંથી બેગ ચોરી લઇને કહો છો કે બેગ મારી છે, શું તે તમારી છે ? "

" વારૂ, હવે મને જવા દો છો કે નહિ ? "

અટારહામ બળપૂર્વક તેનો હાથ પકડી રાખીને બોલ્યોઃ "બેગ મારા હાથમાં સોંપી દઇને આપ સુખેથી બહાર નીકળો. જો બેગ મને સોંપી દેશો, તો હું તમને બિલકુલ રોકીશ નહિ—"

બીજે હાથે બેગને દૂર ફેંકી દઇને ફ્રેંચ યુવક બોલ્યોઃ "જુઓ, આ બેગ તમારી નથી."

તે બેગ પોતાના કબજામાં લેવાને અટારહામ જેવો વાંકો વળ્યો, કે તુર્ત જ ફ્રેંચ ગુપ્તચારે તેને એકાએક ધક્કો માર્યો. ફ્રૅાસાયાનો ઓચિંતો બળપૂર્વક ધક્કો વાગવાથી અટારહામ એકાએક તે ઓરડામાં પડી ગયો. તે સમયનો લાભ લઇને ફ્રેંચ યુવકે પોતાના ખિસ્સામાંથી એક તીક્ષ્ણ ધારવાળી છરી બહાર કહાડીને તેના પૃષ્ટ ભાગમાં, વક્ષસ્થળમાં અને મસ્તકમાં અનેક જખમો કર્યા. અગણિત ભયંકર જખમો લાગવાથી અટારહામના શરીરમાંથી રૂધિરની ધારાઓ વહેવા લાગી. એક ક્ષણ વારમાં તે ચૈતન્ય રહિત બની ગયો.

અટારહામને સંજ્ઞાહીન બની ગએલો જોઇને પાપિષ્ટે છરીને પોતાના ખિસ્સામાં મૂકી દઇને તે ડિસ્પેચ બેગ ઉપાડી લીધી. ત્યારપછી તેણે જોયું, કે અટારહામનો દેહ ચલન વલન થયા વિના શાંત પડી રહેલો છે અને તેનો પ્રાણવાયુ તેના દેહનો ત્યાગ કરીને ચાલ્યો ગયો છે; એટલે તુર્ત જ તેણે ગૃહમાંથી નીકળી જઇને પોતાના ગૃહમાં પ્રવેશ કરીને બારણાની સાંકળ ચડાવી દીધી.

હજી પણ તેના હાથ પગ થરથર કંપતા હતા અને મુખ નિસ્તેજ થઈ ગયું હતું. કંપિત પગે ટેબલની પાસે જઇને જુએ છે, તો બાટલીની અંદર બિલકુલ દારૂ નહોતો. તે ઉતાવળો અંદર દાખલ થવાથી પગની ઠેસ વાગવાથી બાટલી પડી જઈ ને તેમાંનો દારૂ ઢળી ગયો હતો. ફ્રૅાસાયા ખાલી બાટલીને દૂર ફેંકી દઇને ઘણી વાર સુધી એકને એક સ્થળે ઉભો રહ્યો

એકાએક બહાર કોઇનો પગરવ સંભળાવાથી પાપિષ્ટ ફ્રૅાસાયાએ તુર્ત જ બેગને પોતાના બિછાનાની નીચે સંતાડી દઇને બત્તી હોલવી નાંખી. ધીમે ધીમે તે પગરવ તેના બારણાની પાસે આવીને અટક્યો અને કોઇએ બહારથી કમાડને આઘાત કર્યો. ફ્રૅાસાયા કશો પ્રત્યુત્તર નહિ આપતાં નિસ્તબ્ધ ઉભો રહ્યો. વળી ફરીથી કોઇએ કમાડને આઘાત કર્યો, તોપણ તે કશું બોલ્યો નહિ. ત્યારે બહારથી કોઇનો સ્વર આવ્યો ? "ફ્રૅાસાયા! જલ્દી બારણું ઉઘાડ." ડોલાનો કંઠસ્વર

ઓળખવાથી ફ્રૅંસાયાએ તુર્ત જ બારણું ઉઘાડ્યું અને વિસ્મય પામીને પ્રશ્ન કર્યો: " કેમ, શી હકીકત છે ડોલા ? " ડોલાએ અત્યારે શયન કરવાનો પોષાક પરિધાન કરેલો હતો અને તેનું મુખમંડળ ભિતી-ગ્રસ્ત જણાતું હતું.

ફ્રૅંસાયાએ પુનઃ વ્યાકુળ ભાવે પ્રશ્ન કર્યો: " શા સમાચાર છે ડોલા ? " આવી સ્થિતિમાં અહીં કેમ આવી છે ? તને જોઇને મને બહુ ભય લાગે છે. "

" નિદ્રામાં એક ભયંકર સ્વપ્ન જોવાથી હું મારા શયનભવનમાં સ્થિર રહી શકી નહિ. સ્વપ્નમાં કેવો દેખાવ જોવામાં આવ્યો, તે તું જાણે છે ? જાણે કોઇએ તને મારી નાંખ્યો છે ! જાણે તારા દેહમાંથી રૂધિરની એક મોટી નદી વહેવા લાગી છે અને તે રક્તના પ્રવાહમાં તારૂં શબ તણાઇ જાય છે ! જાણે તું તે લોહીની નદીમાં તણાતો તણાતો કોણ જાણે ક્યાંઇ ચાલ્યો ગયો. તને પકડવાનો પ્રયત્ન કરતાં જાણે હું પણ તે ઉષ્ણ શોણિત પ્રવાહમાં તણાઈ જઉં છું,–તેમાંથી બચવાને માટે જેવી હું તરફડીઆં મારવા જઉં છું, કે તુર્ત જ ઉંઘમાંથી જાગી ઉઠી. પછી ફરીથી ઉંઘ નહિ આવવાથી હું શય્યામાં ઘણી વાર સુધી બેસી રહી. બેસવાથી પણ શાન્તિ થઈ નહિ, તેથી ફરીથી સુઇ ગઈ, વળી ઉઠીને જોઉં છું, તો હજી પણ ચારે તરફ તે ભયંકર દેખાવ મારી ચક્ષુ આગળ જાણે નૃત્ય કરતો હોઇની એમ મને લાગ્યું. પછી હું એકલી તે ગૃહમાં શયન કરી નહિ શકવાથી, તને જોવાને અહીં આવી છું. કૃપા કરીને મને એક દારૂની બાટલી આપીશ ? "

ડોલાની વાત સાંભળવાથી ફ્રૅંસાયા કાષ્ટની પુતળીની માફક દિઙ્મૂઢ બની ગયો. તેનું મસ્તક ભમવા લાગ્યું, એક ક્ષણ વારમાં મૃત્યુ-ના ભયથી તેનું હૃદય થરથર કંપવા લાગ્યું.

ડોલા પુનઃ બોલી: " કૃપા કરીને મને એક દારૂની બાટલી આપ. મારૂં આખું અંગ હજી પણ કંપે છે, જલ્દી મને દારૂની એક બાટલી આપ. "

ફ્રૅંસાયા અત્યંત દુઃખી થઇને બોલ્યો: " મારી પાસે એક બિંદુ પણ દારૂ નથી, જો હોત, તો તારા કરતાં મને તે વિશેષ ઉપ-યોગી થઈ પડત. "

ફ્રેંચ રમણીએ જોયું, કે ફ્રૅંસાયાએ હજી પણ સંધ્યાસમયનો

પોષાક ધારણ કરેલો છે. તેણે પ્રશ્ન કર્યો: "શું તેં હજી પણ ઉંઘ લીધી નથી ?"

"ના, હું એક ખાસ અગત્યના કાર્યમાં રોકાએલો હતો, તેટલા માટે ઉંઘી શક્યો નથી."

"અત્યાર સુધી તું ક્યું અગત્યનું કાર્ય કરતો હતો ?"

"એક બહુ જ જરૂરી કામ કરતો હતો."

ફ્રેંચ રમણી સ્થિર દષ્ટે તેની સામે જોઇ રહી. પછી તે બોલી: "ફ્રાંસાયા ! તને જોઇને મને બહુ ભય ઉત્પન્ન થાય છે, સાચે સાચું કહી દે, કે તું અત્યાર સુધી શું કરતો હતો ?"

ફ્રેંચ યુવક હાસ્ય કરીને ગુપ્ત સ્થળેથી સંતાડી રાખેલી ડિસ્પેચ બેગ બહાર કહાડીને બોલ્યો: "આને માટે હું અત્યાર સુધી ઉંઘી શક્યો નથી."

ફ્રેંચ રમણીએ આશ્ચર્ય પામીને પ્રશ્ન કર્યો: "એ શું છે ?"

ફ્રાંસાયા હાસ્ય કરતો બોલ્યો: "ડ્યુકની ડિસ્પેચબેગ."

તેનો સઘળો ભય દૂર થઇ ગયો. અત્યંત હર્ષમાં આવી જઇને તે બેગની તરફ દષ્ટિપાત કરીને તે બોલી: "શું તેં આટલી બધી ઉતાવળથી તે કામ પાર પાડયું ? જે દસ્તાવેજોને માટે આટલો બધો પરિશ્રમ લઇને આપણે અહીં આવ્યાં છીએ, તે દસ્તાવેજો આમાં છે કે ?"

"હા, ખચિત છે, પરંતુ તે તને બતાવવાનો અત્યારે મને અવકાશ નથી."

"ત્યારે શું નક્કી આપણું કાર્ય સંપૂર્ણ થઇ ગયું છે ?"

"હા, આપણું સઘળું કાર્ય હવે સંપૂર્ણ થઇ ગયું છે."

ફ્રેંચ રમણી ચિન્તાકુલ વદને બોલી: "પરંતુ તેં આ ઠીક કર્યું નથી. પ્રથમ એલ્ફ્રેડની પાસેથી આપણો ગુપ્ત તાર આપણે પાછો મેળવવો જોઇતો હતો."

"તેં કહ્યું હતું, કે એલ્ફ્રેડે પ્રતિજ્ઞા લીધી છે, જે તારની વાત કોઇને પણ તે કહેશે નહિ. તેથી જ મેં આ કામ જલ્દી કર્યું છે."

"હા, પ્રતિજ્ઞા લીધી છે ખરી, કિન્તુ અત્યારે ઘટના વિપરીત બને એમ જણાય છે. દસ્તાવેજો ચોરાયાની વાત જ્યારે પ્રકટ થશે, ત્યારે એલ્ફ્રેડ આપણી સઘળી બાજી સમજી જશે અને તેમ થવાથી તેનામાં જોર પણ વધારે આવશે. ઘટના બહુ ચિન્તા કરવા જેવી

બની છે. ફસાયા! એક અસાવધાનપણાથી કરેલા કામની ભૂલથી આપણી સઘળી બાજી ઉંધી વળી જશે."

"વળી અહીં મુશ્કેલી એ છે, કે આ નરક જેવા સ્થાનમાંથી જલ્દી પલાયન કરવાનો પણ કશો ઉપાય નથી."

"કાંઇક બહાનું કહાડીને આ સ્થળેથી શું પલાયન કરી શકાય નહિ ?"

"ના, આટલી મોડી રાત્રે પલાયન કરી શકાય નહિ. તોપણ, જો એક કામ થાય તો, સઘળો ભય દૂર થઇ જાય."

"કયું કામ બોલ ?"

"જો કોઈ પણ પ્રકારે આ ડિસ્પેચબેગ એલ્ફ્રેડની ઝુંપડીમાં તું મૂકી આવે, તો આપણી સઘળી વિપત્તિ નષ્ટ થઈ જાય, તુ બુદ્ધિશાળી અને ચતુર છે, તેથી તારાથી એ કામ થઇ શકશે."

"હા, એ યુક્તિ તેં સરસ શોધી કહાડી. હું તે કામ કરી શકીશ અને ન કરી શકું તોપણ ગમે તે પ્રકારે કરેજ રહીશ. વારૂ, ત્યારે એ દસ્તાવેજોની નકલ કરતાં તને કેટલો સમય લાગશે ?"

"એની નકલ કરતાં તે વળી શી વાર ? એક બે કલાકમાં તે સઘળા દસ્તાવેજોની નકલ કરી નાંખીશ."

"સૂર્યોદય થયા પહેલાં તે કામ તું સંપૂર્ણ કરી શકીશ ?"

"હા, નક્કી કરી શકીશ, પરંતુ અત્યારે અહીં કાગળ અને કલમ એમાંનું કશું પણ નથી, વળી તે સિવાય મારૂં શરીર પણ અત્યારે સારૂં નથી. તોપણ એક કાલના દિવસની અંદર સઘળું ઠીકઠાક કરી નાંખીશ, એ હું નિશ્ચયપૂર્વક કહું છું."

"વારૂ, ત્યારે કાલે કરજે. એક દિવસના તફાવતમાં આપણને કશું નુકસાન થવાનું નથી. કાલે પ્રાતઃકાળમાં હું એલ્ફ્રેડને મળીશ અને ગમે તે પ્રકારે તેને સમજાવીને એક દિવસને માટે તેનું મુખ બંધ કરી દઈશ. ત્યારપછી આ ડિસ્પેચ બેગ તેની ઝુંપડીમાં મૂકી આવીને આ ચોરીનો આરોપ હું તેને માથે નાંખીશ."

એ પ્રમાણે પોતાનો વિચાર દર્શાવીને પાપિણી ડોલા શાન્તિનો અનુભવ કરવા લાગી. તેના મુખમાં આનંદની છાયા પ્રકટી ઉઠી. તે મનમાં મનમાં વિચાર કરવા લાગી, કે પ્રથમ આ કામમાં બહુ જ સાવધાનતા અને ચતુરાઇ વાપરવાની મારે જરૂર છે, ત્યારપછી હું નક્કી મારૂં કામ પાર પાડીશ"

તેને નીરવતાથી ઉભેલી જોઇને ફ્રૅાંસાયાએ વ્યાકુળ અને ભયભીત બનીને પ્રશ્ન કર્યો: " ડોલા ! તું નીરવતાથી શું સાંભળે છે ? શું બહાર કાંઈ ગરબડ થાય છે ? "

" ગરબડ વળી શાની થાય ? બહાર તો કશી ગરબડ થતી નથી. હું અત્યારસુધી નીરવતાથી પેલા સ્વપ્ન વિષે વિચાર કરતી હતી. અરે ! કેવું ભયાનક સ્વપ્ન ! તેનું સ્મરણ થતાં હજી પણ મારૂં અંગ કંપી ઉઠે છે. "

" તેં જે સ્વપ્ન જોયું છે, તે જો કદાપિ સાચું પડે, તો શું તું નક્કી કંપી ઉઠીશ ? "

ડોલા ભયથી કંપિત સ્વરે બોલી: " તું શું બોલે છે ? તારૂં બોલવું હું કાંઈ પણ સમજી શકતી નથી. "

" હું શું કહું છું, તે તારે સાંભળવું છે ? સાંભળીને તું ચમકી જઈશ નહિ હો ? ડયુકના ખાનગી ઓરડામાંથી દસ્તાવેજો ચોરી લાવતી વખતે તેના પ્રાઇવેટ સેક્રેટરી અટારહામને મારા કામમાં આડે આવવાથી મેં મારી નાંખ્યો છે. " રક્તપ્રવાહમાં તેનું મુડદું હજી પણ રગદોળાય છે ! "

---

# પ્રકરણ ૧૪ મું.

---

## ભયંકર સ્વપ્ન.

---



હજી પણ ડયુક તેના શયનભવનમાંથી બહાર નીકળ્યો નહોતો, એટલામાં તેનો એક ચાકર હાંફતો હાંફતો ત્યાં આવી પહોંચ્યો અને બોલ્યો: " ધર્માવતાર ! સત્યાનાશ વળી ગયું છે ! મિ. અટારહામનું મૃત્યુ થયું છે ! આપના ખાનગી દિવાનખાનામાં તેનું મડદું પડયું છે. "

એકાએક આ ભયંકર ખબર સાંભળીને ડયુક ચમકી જઇને તેના પલંગમાં બેઠો થઇ ગયો અને બોલ્યો: " શું અટારહામનું મૃત્યુ થયું છે ? મારસ્ટન ! શું તુ સાચેસાચું કહે છે ? "

" હા, નામવર ! એક ચાકરડી પ્રાતઃકાળમાં ઉઠીને આપના ખાનગી દિવાનખાનામા ઝાડુ કહાડવા ગઈ હતી, તેણે મને ખબર આપ્યા કે અટારહામનું મૃત્યુ થયું છે; તેનું મુડદું હજી ત્યાં જ પડ્યું છે. મેં જઇને તપાસ કરી તો તુર્ત જ મને જણાઇ આવ્યું, કે સ્વાભાવિક રીતે તેનું મૃત્યુ થએલું નથી, કિન્તુ કોઇ દુષ્ટે તેનું ખૂન કર્યું છે—નિર્દયતાથી તેનું ખૂન કર્યું છે; તેનું મુડદું રૂધિરમાં હજી પણ રગદોળાય છે. તેની પીઠમાં, વક્ષસ્થળમાં અને મસ્તકમાં કોઈ નરાધમે છરીવડે ભયંકર જખમો કર્યા છે."

ડયુકનું શરીર કંપી ઉઠ્યું. તે બોલ્યો: " ખૂન કર્યું છે ? અટારહામનું કોઇએ ખૂન કર્યું છે ? કેવા ભયંકર સમાચાર ! લાવ મારો પોષાક, હું હમણાં ત્યાં જઇને તપાસ કરૂં છું, કે કયા દુષ્ટે એ ભયંકર કૃત્ય કર્યું છે ! "

ડયુક પોષાક પરિધાન કરીને એકદમ દાદર નીચે ઉતરી આવ્યો એટલામાં આ ભયંકર ખૂનના સમાચાર આખા દુર્ગમાં ફેલાઇ જવાથી બ્હીકણુ ચાકરોની મંડળી ત્યાં એકઠી થઇને ભયંકર ગરબડ મચાવી રહી હતી; વળી એક બે ચાકરો તો અંદર પ્રવેશ કરવાનો પણ પ્રયત્ન કરતા હતા, કિન્તુ મુખ્ય ચાકર બારણા આડો ઉભો રહીને તેમને અંદર પેસવા દેતો નહોતો.

ડયુક તે સ્થળે આવીને બોલ્યો: " જાઓ, તમે સઘળા તમારૂં પોતપોતાનું કામ કરો. અહીં ભીડ કરવાનું કશું પ્રયોજન નથી. ધ્યાનમાં રાખજો, કે આ સમાચાર લેડિ વૅાલગાને કાને જવા પામે નહિ. "

ડયુકના મુખમાંથી જ્યાં છેલ્લો શબ્દ બહાર નીકળ્યો; એટલામાં તો વૅાલગા પોતે જ ત્યાં આવીને ઉભી રહી. તે તેના પિતાનો હાથ પકડીને બોલી: " પિતાજી ! શું થયું છે ? અહીં આટલાં બધાં માણસો શામાટે એકઠાં થયાં છે ? "

ડયુક આગળ ચાલતો અટકીપ ડીને, કન્યાના ખભાપર હાથ મૂકીને બોલ્યો: " પુત્રી તું મારી સાથે આવીશ નહિ. એ અતિશય ભયંકર દેખાવ તારાથી જોઇ શકાશે નહિ. જા, પુત્રી ! તું તારા દિવાનખાનામાં જા, હું હમણાં જ તારી પાસે આવું છું. "

બાલિકા તેના પિતાની આજ્ઞા ઉલ્લંઘન નહિ કરતાં ત્યાંથી ચાલી ગઇ.

ડ્યુકે ઘટનાસ્થળે આવીને જોયું કે ખરેખર અટારહામનું કોઇએ ખૂન કર્યું છે. ખૂન કરનારના ભયંકર ઘાનાં ચિન્હો પીઠમાં, છાતીમાં અને મસ્તકમાં ધારણ કરીને બિચારા અટારહામનું મુડદું રક્તમાં રગદોળાય છે. મૃત્યુ વખતનું તેનું થએલું વિકરાળ મુખ જોઇને ડ્યુક કંપી ઉઠયો. તેણે એકદમ પ્રથમ તીજોરી ખોલીને જોયું, તો સત્યાનાશ વળી ગએલું તેના જોવામાં આવ્યું! તેણે જોયું, કે ડિસ્પેચબેગ ચોરાઈ ગઈ છે! જે બેગને માટે આટલી બધી કાળજી રાખવામાં આવતી હતી, તે બેગ તીજોરીમાં નથી! પુનઃ પુનઃ કાગળો ઉથલપાથલ કરીને તપાસ કરતાં પણ જ્યારે તે બેગ તેના જોવામાં આવી નહિ, ત્યારે તે ભયથી દિગ્મૂઢ બની જઇને તે મુડદાની પાસે કાષ્ટની પુતળીની માફક ઉભો રહ્યો. તેનું મુખમંડળ નિસ્તેજ બની ગયું અને તેનું હૃદય જોસબંધ થડકવા લાગ્યું. તેને સ્મરણ થઇ આવ્યું, કે થોડાક કલાક પહેલાં આ બિચારો કમનસીબ મારી આગળ બોલ્યો હતો કેઃ “ આપના કાર્યમાં આ આપનો દાસ પ્રાણ પણ અર્પણ કરવાને જરા પણ આનાકાની કરશે નહિ.” હાય ! તેણે પ્રાણ દાન તો કર્યું ખરૂં, પરંતુ તે પ્રાણદાનમાં કશી પણ સફળતા મળી નહિ !

ડ્યુકે પુનઃ પોતાના કંપિત હાથે બીજોરી ખોલીને સઘળા કાગળો ફેંદીને પુનઃ તપાસ કરી, તોપણ ડિસ્પેચબેગનો કશો પત્તો લાગ્યો નહિ. ચોરીનું કાંઇ પણ ચિન્હ તેના જોવામાં આવ્યું નહિ, તીજોરી જેવી બંધ હતી તેવીને તેવી જ બંધ છે. તે વિચાર કરવા લાગ્યો કે ચાવી તો મારી પાસે છે અને તીજોરીને કેવી રીતે ઉઘાડો હશે ? કોણે ઉઘાડી હશે ? અટારહામના સિવાય બીજું કોઇ જાણતું નહોતું, જે ડિસ્પેચબેગની અંદર તે દસ્તાવેજો છે. ગમે તેમ બન્યું હોય, તોપણ સત્વર મારે તેની તપાસ કરવી. હજીસુધી તે ખૂન કરનાર પાપિષ્ટ સ્ત્રી વારવીથ દુર્ગનો ત્યાગ કરી પલાયન કરી જઇ શકયો નહિ હોય. હજી પણ પ્રયત્ન કરવાથી તેને પકડી શકાશે. એમ વિચારીને તેણે તુર્ત જ એક માણસને દાક્તરને બોલાવી લાવવાને મોકલ્યો અને પાસેના થાણામાં ખબર કહાવીને એક કુશળ ડિટેક્ટીવની મદદ મેળવવાની માગણી કરી.

ગઈ રાત્રે અટારહામની સાથે જે સઘળી વાતચીત થઇ હતી, તે એક પછી એક ડ્યુકના સ્મરણમાં આવવા લાગી. તે તીજોરી

તથા ખાનગી દિવાનખાનું બંધ કરી સીદ્ધો ફ્રૅાસાયા પાસે જઈ પહોંચ્યો.

ફ્રૅાસાયા તે વખતે બહાર જવાનો પોષાક ધારણ કરતો હતો. ડયુક ત્યાં જઈને બોલ્યોઃ " આજે પ્રાતઃકાળમાં જ હું આપને વિરક્ત કરવાને આવ્યો છું, આશા રાખું છું, કે તે માટે ક્ષમા કરશો. જો કાંઈ અગત્યનું કામ ન હોત, તો આમ અયોગ્ય સમયે હું આપને વિરક્ત કરવાને આવત નહિ. "

" પધારો, પધારો, તે ભયંકર સમાચાર મેં પણ સાંભળ્યા છે, તેટલા માટે જ હું હમણાં આપની પાસે જ આવતો હતો. અહા ! કેવું ભયંકર કૃત્ય ! દુર્ગની અંદર આવું અસીમ સાહસિક કર્મ—આવું પૈશાચિક કૃત્ય બનવા પામશે એ સ્વપ્નમાં પણ કોઇના ધારવામાં નહોતું. અહા! આવું ભયંકર કાર્ય કરવામાં કોણે સાહસ વાપર્યું ? બલિહારી છે તેના સાહસને ! આપને બહુ જ માનસિક આઘાત થયો હોય, એમ જણાય છે. "

વૃદ્ધના હજી પણ હાથ પગ કંપતા હતા, તે હવે ઉભો નહિ રહી શકતાં ખુરશીપર બેશી ગયો અને બોલ્યોઃ " મારા હૃદયમાં જે આઘાત થયો છે, તેની કલ્પના આપને સ્વપ્નમાં પણ થઇ શકશે નહિ. હશે હવે, એ વાતમાં સમય નષ્ટ કરવો વૃથા છે. આપને હું કેટલાક પ્રશ્નો પુછવાને આવ્યો છું, આશા રાખું છું, કે મારા પ્રશ્નોના યોગ્ય પ્રત્યુત્તર આપી ને તમે મને સંતોષ પમાડશો. "

" બોલોને ક્યા પ્રશ્નો ? મારાથી જે બની શકશે તે સહાય કરવાને હું તૈયાર છું. "

" ગઈ રાત્રે શેત્રંજ ખેલવાના ઓરડામાં આપની સાથે અટારહામને જે વાતચીત થઇ હતી, તે સઘળી વાત મને જણાવવાને એ બિચારો જુવાન રાત્રીના એક વાગ્યાને સુમારે મારી પાસે આવ્યો હતો. તે વખતે તેના મનની સ્થિતિ સારી નહોતી. "

" હા, હા, મને તે યાદ આવ્યું, ગઇ રાત્રે શેત્રંજ ખેલવાના ઓરડામાં મેં તેમની સાથે મિ. એલ્ફ્રેડ સંબંધી વાતચીત કરી હતી. "

" તેના વિષે આપ શું શું જાણો છો, તે હકીકત સાંભળવાને હું આપની પાસે આવ્યો છું. આપ ક્યા ક્યા કારણોથી મિ. એલ્ફ્રેડને ગુપ્તચાર કહીને સંદેહ કરો છો ? "

" તેની સાથે મારે પૂર્વનો પરિચય છે, એ આ સંદેહનું મુખ્ય કારણ છે. "

"કૃપા કરીને મને સઘળો વૃત્તાંત સ્પષ્ટ રીતે કહી સંભળાવશો?"

" જી હા, ઘણી ખુશીથી. " એમ બોલીને ફ્રૅંકાસાયા ડ્યુકની પાસે પડેલી એક ખુરશીપર બેસીને સઘળો વૃતાંત કહેવા લાગ્યો: " પાંચ વરસ પહેલાં વિએના નગરમાં એલ્ડ્રેની સાથે મારે પ્રથમ મુલાકાત થઇ હતી. બગીચાની અંદર આવેલા એક મહેલની અંદર તેની સાથે મારે અને મારી બ્હેનને મેળાપ થયો હતો. તે વખતે મેં સાંભળ્યું હતું, કે મિ. એલ્ડ્રેડ એક ખુબસુરત અંગ્રેજ લેડિ સાથે ત્યાં રહેતો હતો. વિએના શહેરમાં જ્યારે અમે રહેતાં હતાં, ત્યારે જ ફક્ત અમે તેને જોયો હતો. તે વખતે મારી બ્હેન તેને બહુ ચાહતી હતી, કોઇ કોઇ વખત નિમંત્રણ આપીને તે તેને જમવાને પણ બોલાવતી હતી, કિન્તુ વિએના શહેરનાં હવા પાણી અમને માફક નહિ આવવાથી અમે પારિસમાં આવીને રહ્યાં. પારિસમાં કેટલોક સમય રહ્યા પછી વિએના નગરનો મારો એક મિત્ર મને મળ્યો; મારો તે મિત્ર એલ્ડ્રેડને પણ ઓળખતો હતો. તેના મ્હોંએથી મેં જે સાંભળ્યું, તેથી હું તો, એકાએક આશ્ચર્ય જ પામી ગયો. તેણે મને કહ્યું, કે એલ્ડ્રેડ પોલિસના ભયથી આસ્ટ્રિઆ દેશમાંથી એકાએક ઇંગ્લાંડ પલાયન કરી ગયો છે. પોલિસના લોકોએ તેને ફ્રેંચ ગુપ્તચાર હોવાનું સાબિત કર્યું હતું. આસ્ટ્રિઆ દેશના એક બે રાજ્યદ્વારી ખબરો મેળવીને તણે ફ્રાન્સમાં મોકલાવ્યા હતા. આથી વિશેષ હું કાંઇ એના વિષે જાણતો નથી. તોપણ હું એમ ધારૂં છું, કે એ એલ્ડ્રેડ નામધારી પુરૂષ અહીં કાંઇક કારણસર આવ્યો છે."

ડ્યુક વિષણ્ણ વદને બોલ્યો: " આ સમાચાર આપે જો મને એક દિવસ આગળથી આપ્યા હોત, તો આ ભયંકર બનાવ બનવા પામત નહિ. "

" આજે જ એ સમાચાર આપને જણાવવાનો મેં વિચાર કરી રાખ્યો હતો, પરંતુ એટલામાં ગઇ કાલે સંધ્યાસમયે અટારહામના મુખેથી સાંભળ્યું, કે એ પુરૂષ ત્રણ વરસથી અહીં આવેલો છે, ત્યારે મેં તે હકીકત આપને જણાવવાનો વિચાર માંડી વાળ્યો."

" જે બનવાનું હતું તે બની ચૂક્યું છે, હવે તેને કોઇ પણ પ્રકારે શોધી કહાડવો જોઇએ, તેને આ સ્થળનો ત્યાગ કરીને પલા-

ચન કરી જવાનો અવકાશ આપવો જોઇએ નહિ."

ફ્રૅાસાયા ભ્રકુટી ચડાવીને બોલ્યો: "આપને શું તેના પર જ સંદેહ છે? આ ભયંકર ખૂન શું તેણે જ કર્યું એમ આપનું ધારવું છે?"

"આપે જે હકીકત કહી સંભળાવી, તે ઉપરથી કોના પર સંદેહ આવવો જોઇએ, એ આપ જ કહોની! માત્ર મારો સેક્રેટરી જ મરાયો છે એટલું જ નહિ, પરંતુ સાથે સાથે મારા કેટલાક ખાનગી દસ્તાવેજો પણ ચોરાયા છે."

ફ્રૅાસાયા આશ્ચર્ય પામતો બોલ્યો: "હેં! શું કહો છો? આ સમાચાર તો આપ કહો છો, ત્યારે જ હું જાણું છું! મારી કોઈ પણ પ્રકારની સહાયની આપને જરૂર છે? આપને માથે આવી પડેલા આ દુઃખમાં શું હું કાંઇ પણ ઉપકાર ન કરી શકું?"

"ના, આપને કષ્ટ આપવાનું કાંઇ પણ પ્રયોજન નથી. એ સઘળું કામ પોલિસનું છે, તેમનાથી જ મારૂં કામ સિદ્ધ થશે. આ ભયંકર સમાચાર સાંભળીને આપની બ્હેન બહુ જ દીલગીર થશે, આપ જઇને તેમને શાન્ત કરો. ભોજનને વખતે હવે આપણો પુનઃ મેળાપ થશે." એમ બોલીને ડયુક ત્યાંથી ચાલ્યો ગયો.

ડયુકના ગયા પછી ફ્રૅાસાયા તેની બ્હેનના ઓરડામાં ગયો. ત્યાં ડોલા હજી સુતી હતી. ફ્રૅાસાયાને જોઇને તે બોલી: "આજે મારૂં માથું બહુ દુઃખે છે, હું ધારૂં છું, કે હવે હું ઉઠી શકીશ નહિ."

"તે બહુ સારૂં થયું છે, આ વખતે તારી તબિયત નરમ રહે તેમાં જ આપણું મંગળ છે. હું ડયુકને કહીશ, કે મારી બ્હેન અચાનક ખૂનના સમાચાર સાંભળીને એટલી બધી હીબકી ખઇ ગઇ છે, કે તે આજ ઉઠી પણ શકતી નથી."

ડોલા બિછાનામાં બેઠી થઇને બોલી: "બીજા કાંઈ નવીન સમાચાર છે કે?"

"હા, સમાચાર બહુ સારા છે. આજ પ્રાતઃકાળમાં જ ડયુક મને મળ્યા હતા, તેમને પ્રથમથી જ એલ્ફ્રેડપર સંદેહ આવ્યો છે. મેં તેમના સંદેહમાં કેટલોક વધારો પણ કર્યો છે." એમ કહીને તેણે ડયુકની સાથે જે જે વાતચીત કરી હતી, તેનું સંપૂર્ણ વર્ણન કહી સંભળાવ્યું.

ડોલા હાસ્ય કરીને બોલી: "બહુ સારૂં કર્યું, આ વાતની સાથે તારો પુરાવો ઠીક બંધબેસતો આવી ગયો."

"ત્યારે હવે હું જઇશ. મારે અત્યારે એલ્ફ્રેડને મળવું પડશે. ડ્યુક તેના શોધ કરવાને માણસો મોકલ્યાં છે, તેઓના પહેલાં મારે

એલ્ડ્રેડને મળવું જોઇએ. હું એલ્ડ્રેડને કહીશ, કે હું સર્વ પ્રકારે તને સહાય કરવાને તૈયાર છું, એટલા માટે જ હું અત્યારે તારી પાસે આવ્યો છું.”

“ હા, તું જલ્દી જા અને કોઇ પણ પ્રકારે તેનું મુખ બંધ કરી દે, મારી પાસે આવતાં પહેલાં જ ત્યાં જવું જોઇતું હતું.”

“ તું તે વિષે બિલકુલ ચિન્તા કરીશ નહિ. એલ્ડ્રેડના બોલવાપર કોઈ વિશ્વાસ કરશે નહિ.”

“પરંતુ તે જો કદિ પેલોતાર ડયુકને બતાવશે, તો કેવું વિપરિત પરિણામ આવશે, તેનો એકવાર તું વિચાર કરી જો. તું એ કામ એટલું બધું સહેલું ધારીશ નહિ; ખૂનનો આરોપ તેને માથે આવતાં વાર જ તે ડયુકને એકદમ તાર બતાવી દેશે.”

“ ચૂપ રહે, કોઈ સાંભળી જશે. હું ધારૂં છું, કે તે કાંઈ પણ કરશે નહિ; કારણકે ચૂપ રહેવું એ જ તેના હકમાં હિતકારક છે. તે જાણે છે, કે ‘ તાર ડયુકને બતાવવાથી તેની પોતાની પણ સઘળી ગુપ્ત વાત ઉઘાડી પડી જશે; કિન્તુ ડયુકને તાર નહિ બતાવવાથી મારી વાત ઢાંકી રહેશે.’ આ ખૂન કાંઈ તેણે કર્યું નથી, તો પછી તે શામાટે ભય પામે ? એલ્ડ્રેડ એટલો બધો મૂર્ખ નથી, તે સારી રીતે સમજે છે, કે ગુન્હો સાબિત થયા વિના કોઇ તેને પકડી શકે તેમ નથી. તો પછી શામાટે ભય પામીને તે એટલી બધી ઉતાવળથી તાર ડયુકને બતાવી દે ? એકદમ ભય પામે તેવો તે નથી, સઘળી અવસ્થા જોઇને પછી તેની યોગ્ય વ્યવસ્થા તે કરશે. ગમે તે પ્રકારે આજને માટે તો તેનું મુખ બંધ કરી દઇશ, ત્યારપછી સવડ પ્રમાણે આજ રાત્રે અથવા કાલે આ સ્થળનો ત્યાગ કરીને આપણે પલાયન કરી જઇશું.”

ફ્રૅાસાયાના આટલા બધા વિવેચનથી પણ ડોલા સંતોષ પામી શકી નહિ. તે ભયથી વ્યાકુળ બનીને બિછાનામાં સૂઇ ગઇ અને અત્યંત ચિન્તા કરતી બોલી: “ તું ગમે તેમ બોલ, તોપણ ફ્રૅાસાયા ! એલ્ડ્રેડની પાસેથી તાર મેળવવાને પ્રયત્ન કર્યા પહેલાં, તેં જે આ દસ્તાવેજોની ચોરી કરી, તે બહુ અઘટિત કાર્ય કર્યું છે.”

“ તું પોતે બ્હીકણ હોવાથી સર્વત્ર ભયને જ દેખે છે, ઘટિત-અઘટિત કાર્યનો વિચાર કરવાનો અત્યારે સમય નથી. તું આવી નકામી ચિન્તા કરીને મને વૃથા ભયભીત કર નહિ.” એટલું બોલીને ફ્રૅાસાયા ત્યાંથી પ્રસ્થાન કરી ગયો.

# પ્રકરણ ૧૫ મું.

## સમુદ્રમાં ભયંકર તોફાન.





તે દિવસે એલ્ફ્રેડ પ્રભાતમાં બહુ જ વહેલો ઉઠ્યો હતો. આખી રાત્રી તેને નિદ્રા આવી નહોતી, માત્ર શય્યામાં તરફડીઆં જ માર્યાં હતાં. હવે શું કરવું તેનો કાંઇ પણ નિશ્ચય તે કરી શક્યો નહોતો. હવે હું શું કરીશ એના વિચારમાં જ તેણે આખી રાત્રી વ્યતીત કરી હતી. ખરી હકીકત ડ્યુકને જણાવી દઇને શું તેની કૃપાની માગણી કરવી, કે આ સ્થળનો અને વૅાલગા સુંદરીનો ત્યાગ કરીને સદાને માટે ચાલ્યા જવું? જો કદિ હું એ સઘળી વાત ડ્યુકને જણાવી દઉં, તો તેમાં મને શો લાભ થવાનો? ડોલા અને ફ્રૅાસાયા મારી વિરૂદ્ધમાં ઉભા રહીને સાક્ષી આપશે, તો પછી મારા બોલવાપર કોણ વિશ્વાસ રાખશે? કિન્તુ મારી પાસે જે સાંકેતિક તાર છે, તેનો શું કાંઇ પણ લાભ મને મળશે નહિ? એ તાર શાનો હશે? ડોલા અને ફ્રૅાસાયા શું ફ્રેંચ ગુપ્તચારની મંડળીના માણસો હશે? હા, કદિ તેમ પણ હોય; જો ખરેખર તેમ જ હોય તો તેઓ નક્કી કાંઇક વિશેષ અગત્યના કામ માટે આ સ્થળે આવેલાં હોવાં જોઇએ. જો કદિ આ સાંકેતિક તાર મારા ધારવા પ્રમાણેનો જ હોય, તો હું તેને મારી પાસે જ રાખીશ. આ તારની મદદથી તેમનું સઘળું બોલવું જુઠું ઠરાવીને જગતની સમક્ષ હું પોતે નિર્દોષ છું, એમ સાબિત કરી આપીશ. આ મને એક સોનેરી તક પ્રાપ્ત થઇ છે. આવી તક મારી આખી જીંદગીમાં મને મળવી મુશ્કેલ છે. એ પ્રમાણે વિચાર કરતાં કરતાં પ્રભાત થઈ ગયું. એલ્ફ્રેડ વહેલો ઉઠીને કાંઇક નાસ્તો કર્યા પછી ઝુંપડીમાંથી બહાર નીકળી પડીને સમુદ્રના કિનારાપર આવેલા પહાડપર ચાલ્યો ગયો. તે દિવસે પ્રાતઃકાળમાં વરસાદનું ઝાપટું પડ્યું હતું અને તેની સાથે વાવાઝોડાનું પણ કાંઇક ચિન્હ જોવામાં આવ્યું હતું.

એલ્ફ્રેડે પહાડપરથી દૂરી વારવીથ દુર્ગ તરફ દૃષ્ટિ કરી; તો વૅાલગાનું તેને સ્મરણ થઇ આવ્યું. પોતાના પ્રત્યેનો તેનો અવિચળ વિ-

શ્વાસ અને અગાધ પ્રેમનું તેને સ્મરણ થઈ આવ્યું. તે વિચાર કરવા લાગ્યો, કે લાખો અને કરોડો રમણીઓમાં એના જેવી સુંદર અને ગુણવાન રમણી અન્ય કોઇ ભાગ્યે જ હશે. એના જેવી સ્ત્રી રત્નની પ્રાપ્તિ થવી એ સદ્ભાગ્યની વાત છે. એક અઠવાડીઆ પહેલાં હું મારા હૃદયના ઉંડા પ્રદેશમાં તેને ચાહતો હતો અને તેનાથી પણ વધારે ઉંડા-ગુપ્ત પ્રદેશમાં એ સ્નેહને મેં ગુપ્ત રીતે સંતાડી રાખ્યો હતો. હું માનસિક પૂજાવડે તે મૂર્તિનું પૂજન કરતો હતો અને તે પૂજાની દક્ષિણામાં હું મારૂં સર્વસ્વ તેને અર્પણ કરી ચૂકયો હતો; પરંતુ તેના બદલામાં હું કાંઈ પણ આશા રાખતો નહોતો; કારણકે હું જાણતો હતો, કે મારી આખી જીંદગીમાં વૉલગાને હું કદિ પણ મેળવી શકીશ નહિ, પાંગળો મનુષ્ય પર્વતને ઉલંઘન કરી જવાની જેવી આશા રાખે, માત્ર તેવી જ આશાથી હું તેને ચાહતો હતો.

પરંતુ એક અઠવાડીઆની અંદર તે સઘળું ફેરવાઈ ગયું છે. હવે મારા જાણવામાં આવ્યું, કે વૉલગા મને પ્રાણ કરતાં પણ અધિક ચાહે છે. મારા પૂર્વ જીવનની ગુપ્ત વાત પ્રકટ કરવાથી વૉલગાનું લગ્ન મારી સાથે કરવાનું તેના પિતાએ પણ કબુલ કર્યું છે. તથાપિ જે કાંઇ આશા રાખી શકાય, તે માત્ર આ તારને લીધે જ છે. કોઇ પણ પ્રકારે આ સાંકેતિક તારનો અર્થ બેસારવો જોઇએ, જો તેમ ન થાય તો વૉલગા પ્રાપ્ત થઈ શકશે નહિ. જે તાર માનુષિક બુદ્ધિથી લખવામાં આવ્યો છે, તે તારનો અર્થ શું માનુષિક બુદ્ધિ કરી શકશે નહિ ?

આશાથી ઉત્સાહિત બનીને એલ્ફ્રેડ તે પહાડના એક નિર્જન સ્થળમાં એક પત્થરપર બેસીને એક ચિરૂટ સળગાવવાને માટે વારંવાર પ્રયત્ન કરવા લાગ્યો, કિન્તુ દરેક વખતે તે પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો; કારણકે તે વખતે જોસબંધ પવન ફુંકાતો હતો, મોટા પ્રબળ તરંગો સમુદ્રના વિશાળ પટ ઉપર ઉછાળા મારતા હતા. અનેક પ્રયત્નોથી ચિરૂટને સળગાવીને તે ધૂમ્રપાન કરતો કરતો ખિસામાંથી પેલો તાર બહાર કહાડીને ખોળામાં પહોળો કરીને તેનો અર્થ બેસારવાનો પ્રયત્ન કરવા લાગ્યો, પરંતુ તે તારના અક્ષરો એવા વિચિત્ર પ્રકારે ગોઠવ્યા હતા, કે તેની સઘળી આશા એક નિમિષ માત્રમાં નષ્ટ થઇ ગઈ. તોપણ નિરૂત્સાહી નહિ બનતાં હિંમત રાખીને તેનો અર્થ બેસારવાનો તે વારંવાર પ્રયત્ન કરવા લાગ્યો. છેવટે આશ્ચર્ય પામીને

તેણે જોયું, કે તે તારપર ઑક્સફર્ડ સ્ટ્રીટ પોસ્ટ ઑફીસની છાપ મારેલી છે; કિન્તુ કોઇનું પણ તાર લખનાર તરીકે નામ લખેલું નથી. માત્ર તાર પહોંચ્યાનો અને રવાના કર્યાનો ટાઇમ લખેલો છે. એ સિવાય બીજું કશું સમજી શકાતું નથી.

એલ્ફ્રેડ વિચાર કરવા લાગ્યો, કે તાર કોના તરફથી આવ્યો છે અને એનો ઉદ્દેશ શો છે? શું ડોલાના કોઇ મિત્રનો આ ગુપ્ત પત્ર હશે? હા, કદિ તેમ પણ હોય, તો પછી તે દિવસે ફ્રેંચ રમણી એટલી બધી ભય શામાટે પામી ગઇ હતી? તાર પાછો મેળવવા માટે પગમાં પડી જઇને દીન ભાવે તેણે પ્રાર્થના શામાટે કરી હતી? તેણે કોઇની સાથે પ્રેમ બાંધ્યો છે, તે વાત પ્રકટ થઈ જાય એ ભયથી શું તેણે તેમ કર્યું હતું? ના કદિ તેમ હોઈ શકે જ નહિ. ડોલા એવા પ્રકારની રમણી નથી. તેના પ્રેમની વાત ખુલ્લી થઇ જાય એવા ભયથી તે કદાપિ ધૂંટણીએ પડીને પ્રાર્થના કરે એવી તે નથી.

એલ્ફ્રેડ તારનો અર્થ બેસારવાને પુનઃ પ્રયત્ન કરવા લાગ્યો, કિન્તુ કાંઇ પણ સફળતા પ્રાપ્ત થઈ નહિ. તેથી તેણે મસ્તક ઉંચું કરીને નિરાશાજનક હૃદયે સમુદ્ર તરફ દૃષ્ટિપાત કર્યો. એવામાં પવનનું એક સખ્ત વાવાઝોડું આવવાથી તેના મસ્તકપરની ટોપી દૂર ઉડી પડી જેવો તે ઉતાવળો ઉતાવળો ઉઠીને વાવાઝોડાના સપાટામાંથી ટોપી પકડવા જાય છે, કે તુર્ત જ તે ક્રોધાતુર પવને ટોપી છોડી દઇને તારને પકડયો! હથેળી જેવડો વજન વગરનો—હલકો કાગળીઓ વાવાઝોડાના સખ્ત સપાટાએ ચડયો! તે ઉડતો ઉડતો સમુદ્રના અતુલ જલમાં જઇને પડયો! યુવકે કિંકર્તવ્યવિમૂઢ બની જઇને જોયું, કે તે લાલ રંગનો તાર નાચતો નાચતો, કૂદતો કૂદતો અને મુંદમંદ હાસ્ય કરતો કરતો ઉછાળા મારતા તરંગોની સાથે તણાતો જાય છે! એલ્ફ્રેડે જોયું, કે ડોલા રાક્ષસીનો પરાજય કરવાની મોહિની શક્તિ સમુદ્રમાં તણાતી ચાલી જાય છે અને સાથે વૉલગાને મેળવવાની આશા પણ સમુદ્રના અતળ ગર્ભમાં સદાને માટે ડૂબી જાય છે! તેણે વિચાર્યું, કે આ બનવાથી હવે પરાજય કોનો થશે? ડોલાનો કે મારો? નસીબની આ કસોટી શું મારે નીરવતાથી સહન કરી લેવી? આ સંસારમાં શું હવે ધર્મની જીત રહી નથી? જેઓ અધર્મના પુતળાં છે અને જેઓ નરકનાં જીવતાં પ્રેત છે, તેઓ શું આ સંસારમાં તાંડવ નૃત્ય કરતાં કરતાં ફરતાં જ ફરશે? નિર્દોષ

સ્નેહનું પરિણામ શું આવું દીલગિરીથી ભરેલું જ આવશે ? ના, હું તેમ કદાપિ થવા દેઈશ નહિ. હજી પણ સમય છે, હજી પણ પ્રયત્ન કરવાથી તાર પાછો મેળવી શકાય તેમ છે. એ કાગળીઓ પુનઃ પાછો મેળવ્યા સિવાય વૉલગા પ્રાપ્ત થઈ શકશે નહિ અને જો તે પ્રાપ્ત ન થાય તો પછી આ વ્યર્થ જીવન ટકાવી રાખવાનું પ્રયોજન શું છે ? તો પછી આ નિષ્ફળ જીવનનો અંત લાવીને સમુદ્રના ગર્ભમાં ચિરકાળને માટે સમાધિ કરવી એ જ શ્રેષ્ટ છે. યુવક હવે સમય નષ્ટ નહિ કરતાં એકદમ ઉતાવળો ઉતાવળો પહાડની નીચે ઉતરી આવ્યો. સમુદ્રને કિનારે બાંધેલી એક નૌકા તથા તેની પાસે બેસીને બે ત્રણ ખારવાઓ વાતો કરતા તેની નજરે પડયા, યુવકે ત્યાં જઇને તેઓને કહ્યું: " મારી ટોપી સમુદ્રમાં ઉડી પડી છે, તે પાછી મેળવવાને જો તમે તમારી નૌકા લઇને મને સહાય કરશો, તો હું તમારો અત્યંત ઉપકાર માનીશ. "

ખારવાઓમાંનો એક જણ બોલ્યો: " આવા ભયંકર તોફાનમાં સમુદ્રમાં ઉતરીને ટોપી પાછી મેળવવાની શું તમે ઇચ્છા કરો છો ? એવી સાધારણ ચીજને માટે આવું ભયંકર સાહસ ખેડવાનો તમે કદિ પણ વિચાર કરશો નહિ; જુઓ છોની અત્યારે કેવું ભયંકર વાવાઝોડું વાય છે ? "

" હા, તે હું જોઉં છું, પરંતુ તે તોફાન અહીં આવી પહોંચશે, તે પહેલાં તો આપણે કિનારા તરફ પાછા ફરીશું. "

" ક્ષમા કરો, એક નજીવી ટોપીને માટે અમે એવું જોખમ ભરેલું સાહસ કરવાને ઇચ્છતા નથી. નૌકા ચલાવતાં તો તમને પણ આવડતું હોય એમ જણાય છે, તેથી જો ઇચ્છા હોય, તો તમે એકલા જ જાઓ. "

યુવકે વિચાર્યું, કે આ લોકો પાસેથી સહાયની આશા રાખવી ફોગટ છે. તેથી તેણે નકામો વાક્યવ્યય નહિ કરતાં પોતે એકલો નૌકાને સમુદ્રમાં ચલાવવા લાગ્યો અને એક ક્ષણની અંદર તે ભયાનક જળમાં જઈ પહોંચ્યો. ત્યારપછી જે દિશા તરફ તાર તણાતો તણાતો ચાલ્યો જતો હતો, તે દિશા તરફ તેણે નૌકાનો દંડ જોરથી ફેરવ્યો.

તે દિશામાં ભયંકર તોફાનનું ચિન્હ જણાવા લાગ્યું. તોફાન નજીક જ આવતું જોઇને કિનારાપરના ખારવાઓએ તેને પાછા

ફરવાની બૂમ પાડી, કિન્તુ યુવક પાછો નહિ ફરતાં તોફાનની સામે અને સામે ધસમસ્યો જતો હતો. ખારવાઓએ કેટલીક બૂમો પાડી, કેટલીક વિનંતિઓ કરી તોપણ યુવકે તે તરફ બિલકુલ ધ્યાન આપ્યું નહિ. તેથી આખરે થાકીને તેઓ તેનો તિરસ્કાર કરવા લાગ્યા. યુવકે એક સરખી ઝડપથી નૌકાને આગળ ચલાવતાં સામે દૃષ્ટિ કરી તો જણાયું, કે ઘણે દૂરથી એક શ્વેત રંગની રેષા જોસબંધ કિનારા તરફ ધસી આવે છે, યુવક તુર્ત જ સમજી ગયો, કે તોફાન નજીક આવતું જાય છે, પરંતુ આશામાં ઉન્મત્ત બનીને, પ્રકૃતિની એ ઘટના તરફ લક્ષ નહિ આપતાં ઘણી ઝડપથી નૌકાને આગળ ચલાવવા લાગ્યો. હવે વાર નથી, તાર નજીક જ આવી પહોંચ્યો છે, હવે ફક્ત વીસ હાથ જેટલું જ અંતર છે, એ હવે પંદર હાથ–દસ હાથ અને પાંચ હાથ જેટલું જ અંતર રહ્યું છે. તેણે એકાએક દંડ પકડી રાખી નૌકાને ચાલતી અટકાવીને તારને એકવાર ફરીથી જોઇ લીધો. અહા! ધન્ય છે ભગવાન ! આ તાર નજીક જ મને તેં પહોંચાડ્યો છે. એમ વિચારીને એક જોસબંધ હલેસો મારીને તારની પાસે નૌકાને તે લાવ્યો અને મસ્તક નીચું નમાવીને જેવો તે તારને પકડવા જાય છે, કે તુર્ત જ સેંકડો દૈત્યની માફક ભયંકર ચિત્કાર કરતા એક વિકરાળ વંટોળીઆએ આવીને તેને ભયંકર જળમાં ફેંકી દીધો !

વાવાઝોડાનું તોફાન શાન્ત થયા પછી જ્યારે યુવક સમુદ્રના જળમાં તરવા લાગ્યો, ત્યારે તેના જોવામાં આવ્યું, કે તેની ક્ષુદ્ર નૌકા દૂર આવેલા પહાડની સાથે અથડાઇને ભાંગી ગઈ છે. એલ્ફ્રેડ એક મજબૂત બાંધાનો યુવાન પુરૂષ હતો, તેણે તુતુહલ દાખલ અનેકવાર આટ્લાંટિક મહાસાગરના પ્રબળ તરંગોની સાથેના યુદ્ધમાં તાલિમ લીધી હતી; પરંતુ તે વાત અત્યારે જુદી હતી, અત્યારના તરંગોની સાથે જે યુદ્ધ કરવું, તે કાંઇ સહેલ નહોતી. એક તરફ વાવાઝોડામાં ઉછાળા મારતાં તોફાની મોઝાં અને બીજી તરફ મ્હોટા વિકરાળ પહાડની હાર આવી રહી હતી. આવા સંજોગોમાં તેના જીવનની આશા શી રીતે રાખી શકાય ?

તોપણ યુવક આશાની કમ્મર કસીને છુટા હાથવડે તે તોફાની મોઝાંની સાથે દ્વન્દ્વ યુદ્ધ કરવા લાગ્યો. પરંતુ હાય! તે ઉન્મત્ત અને ભયંકર જળતરંગો તેને ધીમે ધીમે નર્દમ પર્વત તરફ જ ઘસડી જવા લાગ્યાં. હવે યુવકને જણાયું, કે બચવાની કોઇ પણ

આશા રહી નથી! હવે તો પહાડ સાથે અથડાઇને મારા દેહના ચૂરેચૂરા થઇ જવાના! છેવટનો સમય વર્ત્તીને બમણો ઉત્સાહ ધારણ કરીને પ્રભુનું સ્મરણ કરતો કરતો તે તરવા લાગ્યો, પરંતુ હાય! સન્મુખે એક ભયંકર સાંકડી ગુહા આવી રહી હતી. તે ગુહામાં જો એકવાર તે પ્રવેશ કરે, તો ખચિત તેનું મૃત્યુ જ થાય! યુવક તુર્ત જ તે ગુહાને જાણી ગયો અને પાછો ફરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ તે પાછો ફરે તે પહેલાં તો ગર્જના કરતાં લોઢના લોઢ મારતાં મોઝાંએ આવીને તેને કોઇ અંધકારમય મૃત્યુના મુખમાં ફેંકી દીધો!!!

## પ્રકરણ ૧૬ મું.

### સ્નેહમયીની દૃઢતા.



વૉલગા વિષાદ અને કરૂણાજનક નયને પિતાના મુખ સામે જોઇ રહીને બોલી: " ના, પિતાજી, હું તે સત્ય માનતી નથી, એ વાત કદિ પણ સાચી હોઇ શકે જ નહિ. " બાલિકાના હૃદયના ઉંડા પ્રદેશમાંથી એટલાં વચનો બહાર નીકળ્યાં.

ડ્યુકનું મુખમંડળ પણ ચિન્તાથી મ્લાન થઈ ગયું. તે ધીમે ધીમે બોલ્યો: " પુત્રી! તે સત્ય નહિ માનવાનું કારણ શું? જો કદિ તે નિર્દોષી હોય, તો આ સ્થળેથી વહેલો ઉઠીને તે પલાયન શા-માટે કરી જાય? "

" પલાયન કરી ગયા છે? શું એલ્ફ્રેડ પલાયન કરી ગયા છે? "

" હા, પુત્રી! તે પલાયન કરી ગયા છે, હું તને શી વાત કરૂં? હું જે તને કહીશ, તેથી તને અત્યંત કષ્ટ ઉત્પન્ન થશે અને તારૂં કષ્ટ જોઇને મારૂં હૃદય ચીરાઇ જશે, તોપણ કર્તવ્ય-કર્મના અનુરોધે કરીને મારે તને સઘળી હકીકત જણાવવી પડશે. મારે સંતાનમાં માત્ર તું એક જ છે, તું મારૂં સર્વસ્વ છે. તું નિરંતર કષ્ટ ભોગવે,

તે મારાથી સહન થઈ શકે નહિ; તેટલા માટે જ હું તને કહું છું, કે એલ્ફ્રેડને વિસારી મૂક અને તારા હૃદયમાંથી તેની સ્મૃતિ એકદમ ભુંસી નાંખ.”

“પિતાજી! એલ્ફ્રેડને આ જીંદગીમાં હું કદિ પણ ભૂલી શકીશ નહિ, તેની સ્મૃતિ મારા હૃદયમાંથી હું કદિ પણ દૂર કરી શકીશ નહિ. કારણકે તેની સ્મૃતિ મારા પ્રત્યેક અણું-પરમાણુંમાં મળી ગએલી છે.”

“સાંભળ પુત્રી! ટ્રી વારવીથ વંશમાં હું અને તું એ બે જ છીએ, પવિત્ર વંશની લાજ-મર્યાદાનું રક્ષણ કરવાનું અત્યારે આપણાં બંને ઉપર આવી પડેલું છે. હવે જો કદિ તું એલ્ફ્રેડની સાથે લગ્ન કરે, તો આ ટ્રી વારવીથ વંશને કપાળે કાળું કલંક ચોંટે, તે કલંક આખી જીંદગીમાં કદિ પણ ભુંસાઇ શકશે નહિ, સમુદ્રના સઘળા જળથી પણ તે ધોઇ શકાશે નહિ. પુત્રી! તારા કષ્ટની વાત મનમાં લાવવાથી આ વૃદ્ધનું હૃદય વિદીર્ણ થઇ જાય છે. જે એક દુષ્ટ ગુમચાર છે, જેના હાથ મનુષ્યના રૂધિરથી કલુષિત થયેલા છે, જેણે મારા સંતાન સ્વરૂપ વિશ્વાસુ અટારહામનું ખૂન કર્યું છે; તે નરાધમ-”

“હં, પિતાજી, ચૂપ રહો, હવે કાંઈ પણ બોલશો નહિ. આપના મુખેથી એ વાતનું ઉચ્ચારણ પણ હવે કરશો નહિ. આ આપની કન્યાના વિદીર્ણ થયેલા હૃદયમાં શાર પાડીને વધારે વ્યથા ઉત્પન્ન કરશો નહિ.”

વૃદ્ધ ડયુક હવે ઉભો રહી શકયો નહિ, તે એક ખુરશીપર બેસી ગયો. તેનું ગંભીર નિરાશાજનક મસ્તક નીચું નમી ગયું. બાલિકા પિતાની આ અવસ્થા જોઇને વધારે દુઃખ અનુભવવા લાગી. તે તેના પિતાના ખોળામાં બેસીને કંપિત હાથમાં તેનો હાથ પકડીને બોલી: “પિતાજી! આ ભયંકર કાર્ય એમણે કર્યું છે, એમ તમે માનશો નહિ. હું જાણું છું—મારો આત્મા કહે છે, કે એલ્ફ્રેડ તદ્દન નિર્દોષી છે. આખા જગતમાં નિર્દોષી તરીકે તે સત્વર જાહેર થશે. તે પહેલાં તેમના વિષે જે કોઇ કાંઇ બોલે, તે તેમને બોલવા દ્યો. ખાતરી કર્યા પહેલાં સમસ્ત જગત્ તેને દુષ્ટ કહે અથવા હત્યા કરનાર કહે તેમાં આપણને શું નુકસાન થવાનું? પરંતુ પિતાજી! આપ એવાં વચનો મુખેથી ઉચ્ચારશો નહિ. આપના મુખેથી જો હું એવાં વચનો સાંભળીશ, તો મારે આત્મહત્યા કરવી પડશે. આપ

આપની હતભાગિની કન્યાપર દયા લાવીને જગતના લોકની સાથે એવાં વચનો ઉચ્ચારીને મને આત્મઘાતિની બનાવશો નહિ. ” બાલિકાના નેત્રમાંથી અશ્રુધારા વહેવા લાગી. તેણે પિતાના સ્નેહમય અંકમાં પોતાનું મુખ સંતાડી દીધું.

કન્યાની આંખોમાં જળ જોઇને ડયુક પણ તેનાં અશ્રુઓને રોકી શક્યો નહિ! તેનું હૃદય પણ ભેદાઈ જવા લાગ્યું. તે મનમાં બોલવા લાગ્યો, કે અહા! કેવો નિશ્ચળ પ્રેમ! કેવો અટલ વિશ્વાસ!

કન્યાના મુખપર હાથ ફેરવતો ફેરવતો ડયુક બોલ્યો: “ હું તેમ જ કરીશ. પુત્રી! જ્યાંસુધી ખરી હકીકત મારા જાણવામાં આવશે નહિ અને જ્યાંસુધી તેને માથે ગુન્હો સાબિત થશે નહિ, ત્યાંસુધી હું તેને પ્રથમની માફક જ મારા પુત્ર તરીકે ગણીશ. ” ત્યારપછી જ એલ્ડ્રેડ કેવી રીતે ચાલ્યો ગયો છે, તે સઘળા સમાચાર કન્યાને કહી સંભળાવીને તેને શાંત કરીને તે ત્યાંથી પ્રસ્થાન કરી ગયો.

વૅાલગા એકલી તે ગૃહમાં બેસી રહી. અત્યારે પવનનું તોફાન કાંઇક ધીમું પડ્યું હતું; પરંતુ ટમ્ ટમ્ વરસાદ પડતો હતો. પ્રકૃતિ વિષાદમયી ભાસતી હતી અને દુર્ગમાં સર્વત્ર જાણે એક ગંભીર શોકની છાયા પ્રસરી રહી હોયની એવો ભાસ થતો હતો. હજી પણ ડ્યુકના અંધકારમય ખાનગી દિવાનખાનામાં તે હતભાગ્ય અટારહામનું મુડદું ભયંકર જખમોના ચિન્હ સર્વાંગે ધારણ કરીને હત્યાકાન્ડની જ્વલંત સાક્ષી આપતું હતું!

વૅાલગા વિચાર કરવા લાગી, કે એલ્ડ્રેડ કયાં ચાલ્યા ગયા હશે પ્રાતઃકાળમાં વહેલા ઉઠીને પ્રાતઃ ક્રિયામાંથી પરવારીને ઉતાવળા ઉતાવળા નાસ્તો કરીને સમુદ્રને કિનારે ગયા હતા, ત્યારપછી પવનના તોફાન તરફ નૌકા હંકારીને, તે કયાં જતા રહ્યા હશે? તે જળમાં શું થયું એ વિષે તો કોઇએ કાંઈ જણાવ્યું નથી, પરંતુ કાંઇક દુર્ઘટના ઘટી હશે તો? ફ્રૅાસાયાએ તો પિતાજીને સમજાવ્યું છે, કે દૂર એક સ્ટીમ્મરમાં ચડી બેસીને તે પલાયન કરી ગયો છે. શું એ સંભવિત છે? જેના હૃદયમાં એટલો બધો પ્રેમ છે અને એટલી બધી ચાહના છે, તે શું કદિ પણ આ પ્રમાણે વિશ્વાસઘાતી બને? શું તે એટલું બધું નીચ કાર્ય કરી શકે? પરંતુ લોકો તે વાત માનશે નહિ. તેઓ તો તેમને પલાયન કરી ગયા છે એમ ધારીને ખૂનના આરોપી જ ઠરાવશે. તેઓને કોણ સમજાવે, કે એલ્ડ્રેડ નિર્દોષી છે?

તેઓનો એ સંદેહ કોણ દૂર કરે ? તમે ક્યાં છો મારા પ્રાણેશ્વર !? ક્યાં છો મારા હૃદયેશ્વર !? એકવાર આવો, એકવાર આવીને જગતનો આ સંદેહ ભાંગી નાંખો ! લોકોની ચક્ષુ આગળ અને જગતની ચક્ષુ આગળ તમને પોતાને નિર્દોષી સાબિત કરીને નિષ્કલંક ચંદ્રની માફક સંપૂર્ણ તેજ પ્રકાશીને પછી જ્યાં તમારી ઇચ્છા હોય, ત્યાં સુખેથી ચાલ્યા જાઓ ! પછી હું તમને રોકીશ નહિ ! પછી હું તમારા રસ્તામાં આડી ઉભી રહીશ નહિ ! પછી હું તમને ચાહીશ અને તમારા વિરહ દુઃખથી રૂદન કરીશ, તોપણ તમે મારે માટે ચિન્તા કરશો નહિ.

એટલામાં એકાએક કોઇનો કંઠસ્વર કર્ણગોચર થવાથી બાલિકા તેની કષ્ટદાયક ચિન્તામાંથી એકદમ ચમકી ઉઠી અને જુએ છે તો ફ્રૅંસાયા તેની સન્મુખ આવીને ઉભો છે. તે ગંભીર મુખ કરીને વૅાલગાને કહેવા લાગ્યોઃ "વૅાલગા ! હું આપને માટે દિલગિર છું, આપના પ્રત્યે સહાનુભુતિ દર્શાવવાને મારી પાસે પૂરતા શબ્દો નથી." એમ બોલીને તે ફ્રેંચ યુવક બારીની નજીક બાલિકાની પાસે બેઠો.

તેને જોઇને વૅાલગાનું શરીર જ્વલંત થઈ ઉઠ્યું. છતાં તે નમ્ર સ્વરે બોલીઃ "મારા પ્રત્યે તે આપની વિશેષ દયા સૂચવે છે."

"વૅાલગા ! આપની મધુર ભાષા, સરળ વ્યવહાર અને ઉદાર સ્વભાવ એ સઘળા આપના ગુણો હું સારી રીતે જાણું છું. તેટલા માટે જ મને અત્યંત દિલગિરી ઉપજે છે, કે આપે તેની સાથે પ્રેમ બાંધ્યો હતો એટલું જ નહિ. પરંતુ રમણી જીવનનું સર્વસ્વ તેને અર્પણ કર્યું હતું; કિન્તુ તે નિર્દય વિશ્વાસઘાતીએ વિશ્વાસ રાખ્યો નહિ, રાખી શક્યો નહિ, તે આપના દાનની ઉપેક્ષા કરીને અને આપનો તિરસ્કાર કરીને ચાલ્યો ગયો."

ફ્રૅંસાયાના પ્રત્યેક શબ્દે બાલિકાનું આખું શરીર સળગવા લાગ્યું. ક્રોધથી તેના હૃદયનું રૂધિર ચામડીપર ફુટી નીકળ્યું, પરંતુ તેણે કશો પ્રત્યુત્તર આપ્યો નહિ. યુવક પુનઃ બોલવા લાગ્યોઃ "હું જાણતો હતો, કે એક દિવસ એવો આવશે, કે જે દિવસે આપની માનસ્ પ્રતિમા ભાંગીને ચૂરેચૂરા થઈ જશે અને એક દિવસ એવો આવશે, કે ચંદનનું વૃક્ષ ધારીને ગ્રહણ કરેલો આશ્રય વિષના વૃક્ષનો અનુભવ કરાવશે. તે દિવસે સઘળો ભ્રમ આપના જાણવામાં આવશે. જાણવા છતાં અને સાંભળવા છતાં હું આપની આગળ એ સઘળી

વાત પ્રકટ કરવાનું સાહસ કરી શક્યો નહોતો, કારણકે એક દિવસ આપ મારાપર ગુસ્સે થયાં હતાં અને એક દિવસ આ વાત આપને કહેવા જતાં હું આપના તરફથી અપમાનિત થયો હતો. એટલા માટે આ સઘળી વાત તમને જણાવવાનું મેં સાહસ કર્યું નહોતું, કિન્તુ આજે આપના મુખમાં વિષાદનું ચિન્હ જોઇને હું બહુ કષ્ટ પામું છું. મારૂં હૃદય વિદીર્ણ થઈ જાય છે. "

તોપણ બાલિકા કશું બોલી નહિ, તેના કોમળ હાથની દૃઢ મુઠી વાળીને દાંત સાથે દાંતને પીશીને તેના હૃદયમાં ઉભરાઈ જતો ક્રોધ દબાવી રાખવાનો તે પ્રયત્ન કરવા લાગી. ધીમેથી કંપતી વનલતિકાની માફક તેની દેહયષ્ટી ધીમે ધીમે કંપવા લાગી. તેના વેદનાયુક્ત મુખમંડળમાં–તેનાં આંસુ ભર્યાં લાલ નેત્રમાં અને તેના ઇષત્ કંપિત ઓષ્ટદયદ્વમાં અપૂર્વ સૌન્દર્ય ખીલી નીકળ્યું. તે સૌન્દર્ય જોઇને હૈયા યુવક હવે સ્થિર રહી શક્યો નહિ. તે વેગમય સૌન્દર્યપ્રવાહમાં તેનું શબ તણાવા લાગ્યું. હૃદયમાં ભરાઇ રહેલી લાલસા સેંકડો મુખે બહાર નીકળવા લાગી. યુવક કંપિત કંઠે એકાએક બોલી ઉઠયો: " આપનું કષ્ટ જોઇને મને કષ્ટ કેમ થાય છે, તે જાણો છો? આપનું મ્લાન મુખ જોઇને મારા હૃદયમાં વ્યથા કેમ થાય છે, તે જાણો છો? હું આપને ચાહું છું, મારા હૃદય–આસને આપની મૂર્તિને પધરાવીને તેની હું નિરંતર પૂજા કરવા ઇચ્છા રાખું છું. આપની મૂર્તિ એ મારા નિભૃત હૃદયની અધિષ્ટાત્રી દેવી છે. આશા રાખું છું કે આપ આ દીન ભક્તને નિરાશ કરશો નહિ, તેની આ ગંભીર ચાહનાનો યોગ્ય બદલો આપશો. "

બાલિકા હવે શાંત રહી શકી નહિ. તે બોલી: " હવે વધારે આગળ પગલું ભરશો નહિ, એ સંબંધી આપ હવે કાંઈ પણ વાત નહિ ઉચ્ચારશો તો જ હું સંતોષ માનીશ. "

" તમે આવી સુંદરી હોવા છતાં તમારૂં હૃદય આવું પાષાણ જેવું કઠિન કેમ છે? એ વાત હું કેમ ન ઉચ્ચારૂં પાષાણી? હું આપને બહુ ચાહું છું! આપના સૌન્દર્યમાં મુગ્ધ બનીને મારૂં કર્ત્તવ્ય–કર્મ હું ભૂલી ગયો છું. આપને માટે હું મારો પ્રાણ પણ અર્પણ કરવાને તૈયાર છું! તે દુષ્ટે વિશ્વાસઘાત કરીને આપને જે દુઃખ આપ્યું છે, તે દુઃખનું નિવારણ કરવાને હું મારા હૃદયના ઉતપ્ત શોણિતનું દાન કરીશ અને આપને બતાવી આપીશ, કે ખરો પ્રેમ કોને કહેવાય?

પ્રેમને માટે પ્રાણદાન આપ્યું કોને કહેવાય ?"

"આપને હું પુનઃ વિનતિ કરૂં છું, કે હવે ક્ષમા કરો. આપ મારા પિતાના અતિથિ છો, અતિથિને યોગ્ય જે સન્માન મળવું જોઇએ, તે સિવાય વધારે કાંઇ પણ આશા રાખશો નહિ."

"કેમ ન રાખું ડયુકકન્યા ? મારૂં આ જીવન અત્યારે આપની દયાપર અવલંબી રહ્યું છે. મારા આ ગાઢ પ્રેમના બદલામાં તમારા પ્રેમનું મને દાન કરો, મને પતિ તરીકે ગ્રહણ કરીને મારા પ્રેમનો સ્વીકાર કરો; મારી રક્ષા કરો." એમ બોલીને ફ્રૅાંસાયાએ બાલિકાનો હાથ પકડયો.

બાલિકા જોરથી તેનો હાથ ખેંચી લઇને દૂર ખસી ગઈ અને ખીજવાએલી નાગિણીની માફક ગર્દન ઉંચી કરીને ક્રોધાતુર સ્વરે બોલી: "ફ્રૅાંસાયા ! ઘોર પાપિષ્ટ ! તમે વિસરી જશો નહિ, કે હું એલ્ડ્રેડને વરી ચૂકી છું. તેજ મારા સ્વામી છે, તે જ મારૂં સર્વસ્વ છે, તેમના સિવાય બીજો કોઇ પણ પુરૂષ મારા આ હૃદયનો અધિકારી થઈ શકશે નહિ."

"તમે હજી પણ એની વાત વિસરી જતાં નથી ? તે લંપટ, વિશ્વાસઘાતી, દુષ્ટ, હત્યા કરનાર"

બાલિકાથી હવે સહન થઇ શકયું નહિ, ક્રોધથી તેનું સર્વાંગ કંપી ઉઠયું. રોષે ભરાયેલી સિંહણની માફક ભયંકર મૂર્તિ ધારણ કરીને ફ્રેંચ યુવકને આગળ બોલતો અટકાવીને તે બોલી: "તમે વિચાર કરીને વાત કરજો, એલ્ડ્રેડની સાથે તમારે ગમે તે વૈર હોય, કિન્તુ તે વૈર મારી પાસે પ્રકટ કરવાનો તમને બિલકુલ અધિકાર નથી. હું હજી પણ કહું છું, કે એલ્ડ્રેડ મારા સ્વામી છે, મારા પ્રાણેશ્વર છે, મારા પૂજ્ય દેવતા છે ! આવા સાધારણ આઘાત કરીને તમે એ મારી માનસમૂર્તિ ભાંગી નાંખીને ચૂરેચૂરા કરવા ધારો છો, કિન્તુ તેમ કદિ પણ થઈ શકશે નહિ." એટલું બોલીને બાલિકા તે ગૃહનો પરિત્યાગ કરી જવાની ઇચ્છાથી બારણામાં આવીને ઉભી રહી.

બાલિકાને ગૃહમાંથી જતી રહેતી જોઇને ફ્રૅાંસાયા બોલ્યો: "હિતાહિત સમજવા જેટલી તમારામાં શક્તિ નહિ હોવાથી તમે અત્યારે જુઠા પ્રેમમાં અંધ બની ગયાં છો કિન્તુ એક એવો દિવસ જલ્દી આવશે, કે જે દિવસે તમે જાણશો, કે તમે તમારો પ્રણય

એક વિશ્વાસઘાતીના હાથમાં અર્પણ કર્યો છે, તમે તમારો પ્રાણ એક પિશાચને અર્પણ કર્યો છે! જે દિવસે અટારહામના ખૂનના અપરાધથી એલ્ફ્રેડને ફાંસીએ ચડવું પડશે, તે દિવસે આપની ભ્રમણા ભાંગશે, તે દિવસે આપની આંખો ઉઘડશે અને તે દિવસે તમારો નિસો ઉતરશે!"

બાલિકા પાછી ફરીને ઉભી રહી અને સિંહણની માફક ડોક ઉંચી કરીને તેના લાલચોળ બંને દીર્ઘ નેત્રને વધારે વિકસાવીને બોલી: "તમારૂં ધારવું ભૂલભરેલું છે! જે દિવસે અટારહામનો ખરો હત્યાકારી હાથ લાગશે, જે દિવસે એ ખૂનનું રહસ્ય ઉઘાડું થશે, તે દિવસે જગતની સમક્ષ એલ્ફ્રેડની નિર્દોષિતા સાબિત થશે, તે દિવસે એલ્ફ્રેડ નિષ્કલંક ચંદ્રની માફક વિરહથી વ્યથા પામતી વૅાલગાના ભાગ્યઆકાશમાં પુનઃ ઉદય પામશે. તે દિવસે એક નિરપરાધી વ્યક્તિને આ પ્રમાણે વિપત્તિમાં નાંખવા માટે ખરા ખૂનીને રડતાં રડતાં ફાંસીએ ચડવું પડશે. તે દિવસ હવે વધારે દૂર નથી, તદ્દન નજીક છે." એટલું બોલીને, ચારે તરફ રૂપેરી તરંગો છોડીને, બાલિકા ગર્વથી ધીમે ધીમે પગલાં ભરતી એ સ્થળનો ત્યાગ કરી ગઇ. વીણા ચાલી ગઇ અને રહ્યો માત્ર તેનો ઝંકાર!

---

# પ્રકરણ ૧૭ મું.

## ગુપ્ત-માર્ગ.



એલ્ફ્રેડ અચેતન અવસ્થામાં હજી પણ એ અંધકારમય કાદવવાળી ગંધારી ગુફામાં પડયો હતો. સમુદ્રમાં જો-કે ફરીથી બીજો જુવાળ એક વખત ચડી આવ્યો હતો, પરંતુ તેનું પાણી આ અંધકારમય સાંકડી ગુફામાં બહુ જ થોડું આવેલું હોવાથી તે પાછો તણાઈ ગયો નહોતો. સમુદ્રનાં ઉન્મત્ત મોઝાંની સાથે થએલા યુદ્ધથી, ભીંજાએલાં વસ્ત્રથી અને ઠંડી જગ્યામાં ઝાઝી વાર પડી રહેવાથી એલ્ફ્રેડ તદ્દન બેશુદ્ધ થઇ ગયો હતો.

લગભગ સત્તર કલાક સુધી એ પ્રમાણે અચેતન અવસ્થામાં પડી રહ્યા પછી તેનામાં ધીમે ધીમે ચેતન્યનો સંચાર થવા લાગ્યો. સંપૂર્ણ રીતે ચૈતન્ય આવ્યા પછી સમુદ્રની ગર્જના તેના કાન સાથે અથડાઇ એટલે યુવક તુર્તજ સમજી ગયો, કે સમુદ્રના કિનારાપરના કોઇ કાદવવાળા અંધકારમય ગંધારા પ્રદેશમાં તે પડયો છે. આખા શરીરે વેદના થાય છે, મસ્તકમાં ભયંકર દુઃખ થતું જણાય છે, ભીંજાએલાં વસ્ત્રથી તેનું આખું શરીર થરથર કંપે છે. એલ્ફ્રેડ કેટલીક ક્ષણ સુધી નિસ્તબ્ધ પડી રહીને ધીમે ધીમે સમસ્ત ઘટનાનો વિચાર કરવા લાગ્યો. તેની માનસિક વૃત્તિઓ એક પછી એક સઘળી પાછી આવવા લાગી. યુવકને સ્મરણ થઇ આવ્યું કે તે તારને પકડવા માટે હું સમુદ્રમાં ઉતર્યો હતો, ત્યારપછી ભયંકર વાવાઝોડું આવવાથી નૌકા ઉંધી વળી ગઇ હતી, સમુદ્રમાં ઉછાળા મારતાં મોટા ભયંકર મોઝાંની સાથે મારે ભીષણ સંગ્રામ કરવો પડયો હતો; ત્યારપછી હું ચૈતન્ય રહિત બની ગયો હતો; કિન્તુ આ અંધકારમય સ્થળમાં હું કેવી રીતે આવ્યો, તે યુવકને બિલકુલ સ્મરણમાં જ આવ્યું નહિ.

એલ્ફ્રેડે વિચાર્યું, કે આ સ્થળે આવી સ્થિતિમાં વધારે વખત પડી રહેવાથી ખચિત મોત જ નીવડશે, તેથી તે ધીમે ધીમે ઉઠીને ઉભો થયો અને ચારે તરફ નજર કરીને જોવા લાગ્યો, તો જણાયું કે જે સ્થળે પોતે પડયો છે તે એક અંધારી ગુહા છે અને તેમાંથી બહાર નીકળવાનો એક સાંકડો રસ્તો પણ છે. પછી તે કિનારાની ભેખડ પકડીને ધીમે ધીમે ઉપર ચડવા લાગ્યો, હજી પણ તેના બંને પગ થરથર ધ્રુજતા હતા અને મસ્તક ભમતું હતું. આ પ્રમાણે કેટલેક દૂર ચાલ્યા પછી તે સ્થળની દુર્ગંધથી તેનો શ્વાસ રૂંધાઇ જવા લાગ્યો. મહા મુશ્કેલીથી તે સ્થળ તેણે પસાર કર્યું, કિન્તુ અંધકાર વધારે ને વધારે ગાઢ જણાવા લાગ્યો. જેમ જેમ તે આગળ ચાલવા લાગ્યો, તેમ તેમ વિશુદ્ધ વાયુ તેની નાસિકારન્ધ્રમાં પ્રવેશ કરવા લાગ્યો. તે ગુપ્ત–માર્ગની માટી પણ કઠણ જણાવા લાગી. આ પ્રમાણે કેટલેક દૂર ગયા પછી તેને જણાયું, કે તે એક સીધે રસ્તે ચડી ગયો છે. યુવકે ડ્યુકને મ્હોંએ અનેક વાર સાંભળ્યું હતું, કે દ્વી વારવીશ દુર્ગમાં પ્રવેશ કરવાના એવા અનેક ગુપ્ત રસ્તાઓ છે. તેનામાં ઉત્સાહ રેડાયો, રસ્તો દેખાડનાર તરીકે એક દિવાલ બાંધેલી હતી, તે દિવાલને હાથ

લગાડીને ચાલતાં ચાલતાં તે એકાએક અટકી પડયો. તુર્ત જ યુવક જાણી ગયો, કે આ સીધો રસ્તો અહીં સુધી જ આવેલો છે. ત્યાર-પછી એક અંધારી સાંકડી ગલી આવી, તેમાં તે પેઠો, થોડેક દૂર ગયા પછી એક પાટીઆંવાળી દિવાલ આડી આવી, યુવકે તે દિવા-લને ધક્કો માર્યો તો તેમાં ગોઠવેલું એક ગુપ્ત-દ્વાર એકાએક ઉઘડી પડયું. તે ગુપ્ત દ્વારમાં દાખલ થઇને તેણે જોયું તો બારણાની પાસે એક દાદર ગોઠવેલો તેની નજરે પડયો. યુવક તે દાદરપર ચડયો, તો પ્રકાશનું એક કિરણ તેની દૃષ્ટિએ પડયું. તે કિરણને લક્ષમાં રાખીને યુવક તે તરફ ચાલ્યો અને એક ક્ષણવારમાં ત્યાં જઈ પહોં-ચ્યો. તેણે આશ્ચર્ય પામીને જોયું કે એ પ્રકાશનું કિરણ માથાપર આવેલી એક દિવાલના સુક્ષ્મ છિદ્રમાંથી દેખાય છે. તેને હાથ લગા-ડીને બારિકીથી તપાસ કરતાં જણાયું, કે માથાપર આવેલું છાજ પાટીઆંનું બનાવેલું છે. પોતે દુર્ગના ક્યા સ્થળમાં આવી પહોંચ્યો છે, તે જોવાને માટે એલ્ડ્રેડે તે સુક્ષ્મ છિદ્રમાં દૃષ્ટિપાત કર્યો, તો જણાયું કે તે ગૃહમાં એક યુવક ખુરશીપર બેસીને કાંઇક લખે છે. જ્યારે એલ્ડ્રેડે જાણ્યું કે એ વ્યક્તિ ફ્રૅાસાયા છે, ત્યારે તેના આ-શ્ચર્યની પરિસીમા જ રહી નહિ.

તે ગૃહની અંદરનો દૃશ્ય જોઇને એલ્ડ્રેડ એકાએક સ્તંભિત બની ગયો. તેણે જોયું કે ફ્રૅાસાયા શું લખે છે, સન્મુખ આવેલા ટેબલપર ચારે તરફ કાગળો પડયા છે, તે કાગળોમાંના એકને જોઇ જોઇને ઉતાવળે હાથે તે તેની નકલ કરે છે. તેની પાસેના મેજ ઉપર એક ડિસ્પેચબેગ પડી છે, તે બેગ ઉપરના ધોળા કાગળમાં જે લખ્યું હતું, તે વાંચતાં જ એલ્ડ્રેડની આંખો સ્તંભી ગઈ અને મસ્તક ભમી ગયું. તે તુર્ત જ સમજી ગયો, કે એ બેગ ડ્યુકની જ છે અને તે કાગળો અંગ્રેજ સરકારના ગુપ્ત દસ્તાવેજો છે. તુર્ત જ એલ્ડ્રેડના જા-ણવામાં આવી ગયું કે ફ્રૅાસાયા નક્કી ગુપ્તચાર છે, તેણે અતિથિના વેશમાં અહીં આવીને લાગ જોઇને આ દસ્તાવેજો ચોરી લીધા છે અને આ અંધારી રાત્રે તે તેનો ભયંકર સ્વાર્થ સાધે છે. તે વખતે તેણે ગુમાવેલા સાંકેતિક તારનું તેને સ્મરણ થઈ આવ્યું. તે જાણી ગયો કે, તે તાર ગુપ્તચારનું કાર્ય બજાવનાર સભા તરફથી આવેલો હતો, તેમાં કોઈ પણ જાતનો સંદેહ નહિ. તે વિચાર કરવા લાગ્યો, કે હજી પણ સમય છે, અત્યારે ને અત્યારે આ સમાચાર ડ્યુકને પહોંચાડવાથી, તેમના પર વિશેષ ઉપકાર થશે.

આમ વિચાર કરીને એલ્ડ્રેડ તુર્ત જ ત્યાંથી દૂર ખસી ગયો અને હવે ડયુકને કેવી રીતે આ સમાચાર પહોંચાડવા, તે વિચાર કરતો કરતો ચિત્કાર કરીને તે મુર્ચ્છિત થઇને પડી ગયો!

તે ચિત્કારે ગૃહની અંદર પ્રવેશ કરીને ફ્રેંચ ગુપ્તચારને એક ક્ષણને માટે ચમકાવી દીધો. ફ્રૅાસાયા તુર્ત જ પાપકાર્યમાંથી વિરત બનીને ભયથી આમ તેમ જોવા લાગ્યો અને તેના કંપિત હાથમાંથી કલમ નીચે પડી ગઈ. તે ઉતાવળો ઉતાવળો દ્વાર ઉઘાડીને બહાર આવી પહોંચ્યો અને ભયથી ચારે તરફ દૃષ્ટિપાત કરવા લાગ્યો, કિન્તુ કાંઈ પણ જોઇ શકયો નહિ. નીરવતા અને નિસ્તબ્ધતા સર્વત્ર તેની દૃષ્ટિએ પડી. પુનઃ દ્વાર બંધ કરીને પોતાને સ્થાનકે આવીને તે બેસી ગયો અને એક ચિરૂટ સળગાવીને ધૂમ્રપાન કરતો કરતો કાંઇક વિચાર કરવા લાગ્યો.

ફ્રૅાસાયાએ અનેક ક્ષણ પહેલાં લખવાનો આરંભ કર્યો હતો, જ્યારે લગભગ તે કામ સંપૂર્ણ થવા આવ્યું હતું, ત્યારે જ એલ્ડ્રેડનો ચિત્કાર તેના સાંભળવામાં આવ્યો હતો.

જ્યારે બીજો કાંઇ પણ શબ્દ તેના સાંભળવામાં ન આવ્યો, ત્યારે ફ્રેંચ યુવકે પુનઃ પ્રથમની માફક લખવાનો આરંભ કર્યો, અલ્પ સમયની અંદર તેણે બાકીનું સઘળું કાર્ય સંપૂર્ણ કરી નાંખ્યું અને કેટલાક કાગળ પરબીડીઆમાં ઘાલીને તેના પર સીલ કર્યું, પરંતુ કશું શિરનામું લખ્યું નહિ. બાકીના કાગળો સંકેલી લઇને એક બીજા પાકીટમાં નાંખીને પાકીટ બંધ કરી દીધું.

એ દરમિયાનમાં એલ્ડ્રેડને ચેતન્ય આવ્યું અને આ સમાચાર ડયુકને કેવી રીતે પહોંચાડવા,તે માટે તે ઉઠીને વિચાર કરવા લાગ્યો. કંપતો કંપતો અને હાંફતો હાંફતો અંધની માફક ગુપ્ત રસ્તો પકડીને તે ચાલવા લાગ્યો, પરંતુ ડયુકનું શયનભવન કયે સ્થળે આવ્યું, તે તે નક્કી કરી શક્યો નહિ. તોપણ તે જ રસ્તે તે ચાલવા લાગ્યો. એ પ્રમાણે કેટલેક દૂર ગયા પછી માથાપર આવેલી પાટીઆંવાળી જમીનપર એકાએક તેનો હાથ લાગવાથી એક ભયંકર શબ્દ થયો. તુર્ત જ ઉપરના ભાગમાં કોઇનો પગરવ સંભળાયો અને પછી કોઇનો કંઠસ્વર તેના કાન સાથે અથડાયો. એલ્ડ્રેડ તુર્ત જ જાણી ગયો, કે તે કંઠસ્વર સ્વયં ડયુકનો જ છે.

ડયુક અંદરથી બોલ્યોઃ “ કોણ છે એ ? ગુપ્ત માર્ગે કોઈ છે ?”

એલ્ફ્રેડે અચકાતાં અચકાતાં પ્રત્યુત્તર વાળ્યોઃ " હા, એ—તો —હું એલ્ફ્રેડ છું."

ડયુક અત્યંત આશ્ચર્ય પામીને બોલ્યોઃ "એલ્ફ્રેડ !"

એટલું બોલીને તે કેટલીક ક્ષણુ સુધી નિસ્તબ્ધ ઉભો રહ્યો. ત્યારપછી જઇને તેણે એકાએક વિજળીની ચાંપ દબાવી દીધી.

એલ્ફ્રેડ પુનઃ ભગ્ન સ્વરે બોલ્યોઃ " હું આ ગુપ્ત-માર્ગે છું, આપ દયા કરીને—"

યુવકનું વાક્ય જ્યાં પૂરૂં થયું નહિ એટલામાં, તો તે ગૃહની અંદરનું ગુપ્ત-માર્ગવાળું દ્વાર ખટાક દઇને ઉઘડી ગયું અને પ્રકાશનાં ચકચકિત કિરણો એલ્ફ્રેડના આખા શરીરપર પથરાઈ પડયાં. ડયુક વિસ્મય પામીને તેની તરફ જોઇ રહ્યો, યુવકે પણુ કરૂણાજનક નેત્રે તેના તરફ દૃષ્ટિપાત કર્યો, કિન્તુ તે કશું બોલી શક્યો નહિ, માત્ર હાંફવા લાગ્યો. ડયુકે એલ્ફ્રેડની આવી ઉન્માદના જેવી અવસ્થા જોઇને તેનો હાથ પકડીને માળપર લઇ લીધો. યુવક કાંઇક બોલવા જતો હતો, કિન્તુ બોલી શક્યો નહિ. ડયુકે વિસ્મય પામીને તે ગુપ્ત-માર્ગનું દ્વાર બંધ કરી દીધું અને ટેબલની પાસે જઇને પોતાને ખાવા માટે તૈયાર રાખેલાં જે દૂધ બિસ્કીટ અને બ્રાન્ડી હતાં, તે લઇને તે બોલ્યોઃ " આટલું આ ખાઓ જોઇએ."

ડયુકના વાક્યથી એલ્ફ્રેડને ચૈતન્ય આવ્યું અને ધીમે ધીમે ઉઠીને તે પદાર્થો ખાઇને તે બોલ્યોઃ "મને ક્ષમા કરો, આપને મારી સાથે અત્યારે જ આવવું પડશે. અહા ! શી ભયાનક ઘટના ! ફ્રૅંસાયાની આગળ આપની ડિસ્પેચબેગ અને કેટલાક કાગળો હું હમણાં જ જોઇને આવ્યો છું. મારા ધારવા પ્રમાણે તે કાગળો અગ્રેજ સરકારના કાંઇક ગુપ્ત દસ્તાવેજો હોવા જોઇએ. હું અત્યારે વધારે કાંઈ પણુ બોલી શકતો નથી, આપ એક વખત મારી સાથે ફ્રૅંસાયાના ગૃહ તરફ ચાલોની, ત્યારપછી સઘળું તમારા જાણુવામાં આવશે. એમ બોલીને એલ્ફ્રેડ ડયુકને સાથે લઇને તુર્ત જ ફ્રૅંસાયાના ગૃહમાં જઈ પહોંચ્યો.

## પ્રકરણ ૧૮ મું.

### નિરાશા.



કેટલીક ક્ષણ પછી ડયુકની સાથે એલ્ફ્રેડ પુનઃ તેના શયનભવનમાં પાછો આવી પહોંચ્યો. લજ્જાથી, ઘૃણાથી અને અપમાનથી તેનું શરીર થરથર કંપવા લાગ્યું. તે શૂન્ય દષ્ટે ડયુકની સામે જોઈ રહ્યો. ડયુક પણ ઉત્તેજિત થઇને તે ગૃહની અંદર ઉતાવળે પગલે આમતેમ ટહલ્યા દેવા લાગ્યો.

ફ્રૅંસાયાના ગૃહમાંથી પાછા આવીને ઉભય નિસ્તબ્ધ બની ગયા. બંનેમાંથી કોઈ પણ બોલી શક્યું નહિ. એક નિર્દોષી અને ભલા અતિથિ ઉપર એ પ્રમાણે તદ્દન અન્યાયભરેલો દોષ આરોપણ કરવાથી ડયુક અત્યંત ક્રોધાયમાન થઇ ગયો. વળી એલ્ફ્રેડની આવી અવસ્થા જોઇને તે ઘણો વિસ્મય પામ્યો. કેટલીક ક્ષણ પછી ડયુક નિસ્તબ્ધતાનો ભંગ કરતો બોલ્યો: " જુઓ એલ્ફ્રેડ! આ કાર્ય કરવામાં તમે એક ભયંકર ભૂલ કરી છે, અથવા આ પ્રમાણે કરવામાં તમને યોગ્ય કારણ પણ હોવું જોઇએ. તમે એક વખત સારી રીતે વિચાર કરી જુઓ, ત્યારપછી તમારે જે કાંઈ કહેવાનું હોય, તે મને સ્પષ્ટ રીતે કહી સંભળાવો. મારાથી તમે કોઈ પણ વાત ગુપ્ત રાખશો નહિ."

એલ્ફ્રેડ નમ્રતાથી કિન્તુ હતાશ હૃદયે બોલ્યો: " ના મહેરબાન સાહેબ! મેં ભૂલ કરી નથી, મારી આંખો જુઠી નથી, મેં જે ખરૂં જોયું છે, તે આપને જણાવી દીધું છે; કોઈ પણ વાત આપનાથી મેં ગુપ્ત રાખી નથી. ફ્રૅંસાયાએ નક્કી તે બેગ અને દસ્તાવેજો કોઇક સ્થળે સંતાડી દીધાં છે."

ડયુક એક ખુરશી ઘસડી લાવીને તેપર બેસતો બોલ્યો: " સાંભળો, એલ્ફ્રેડ! તમારી સાથે ફ્રૅંસાયાના ગૃહમાં જઇને તે ભલા માણસને મેં શામાટે વિરક્ત કર્યા છે, તે તમે જાણો છો? મારી ડિસ્પેચબેગ અને તેની સાથે કેટલાક અગત્યના દસ્તાવેજો ગઈ રાત્રે

ચોરાઈ ગયા છે. તેટલા માટે તમારા કહેવામુજબ ફૈંસાયાના ગૃહમાં હું આવ્યો હતો."

એલ્ફ્રેડ તેનું કહેવું સાંભળીને અત્યંત આશ્ચર્ય પામીને ઉત્તેજિત કંઠે બોલ્યો: "હાં, તો પછી મેં આપને જે સમાચાર આપ્યા, તે નક્કી ખરા જ છે. મને પ્રથમ એમ થયું, કે મારા ઉષ્ણુ મસ્તકનું તે વિકૃત સ્વપ્ન તો નહિ હોય, કિન્તુ આ તમારા કહેવાપરથી મને નક્કી સમજાયું, કે મેં જે જોયું છે, તે સાચું જ છે."

"સ્વપ્ન હોય કે સત્ય હોય, ગમે તે હોય, કિન્તુ તે દસ્તાવેજો-નો કોઇ પણ પ્રકારે હું પત્તો મેળવીશ જ. જેણે તેની ચોરી કરી છે, તેને પકડવાને હું મારો બનતો પ્રયાસ કર્યા વિના રહીશ નહિ. એ ચોરી થયા પછી લગભગ વીસ કલાક સુધી તમારી શોધ કરી હતી, કિન્તુ તમારો પત્તો મળી શક્યો નહોતો. ઘણા દુઃખ સાથે અત્યારે આપને જણાવવું પડે છે, કે એ ચોરીનો અપરાધ અત્યારે તમારે શિરે આવી પડ્યો છે."

એલ્ફ્રેડ એક શુષ્ક હાસ્ય કરીને બોલ્યો: "એ ચોરીનો અપ-રાધ મારે શિર આવી પડ્યો છે? ઠીક! એ માટે હું કાંઇ વિશેષ દુઃખી થતો નથી. હું એક કમનસીબ મનુષ્ય છું, મારૂં ભાગ્ય અતિ-શય મંદ છે, તેથી કરીને આવા પ્રકારના દોષનો અપરાધ મારા પર આવી પડે, એમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. હાં પણ! આ સમાચાર સાંભળ્યા પહેલાં જો મારૂં મૃત્યુ થયું હોત, તો હજાર દરજ્જે સારૂં હતું."

"જુઓ, અત્યારે આક્ષેપ કરવાનો સમય નથી, તમને હું જે જે પ્રશ્નો પૂછું, તેના યોગ્ય પ્રત્યુત્તર આપો, નહિતો તમારે ભયાનક વિપત્તિમાં ઉતરવું પડશે."

"શું? ક્યા પ્રશ્નો? બોલો."

"મારા પ્રાઇવેટ સેક્રેટરી અટારહામને તમે છેલ્લામાં છેલ્લા ક્યારે જોયા હતા?"

આવા અપ્રાસાંગિક પ્રશ્ને એલ્ફ્રેડને બહુ આશ્ચર્ય પમાડી દીધો. તે ડયુકની તરફ કેટલીક ક્ષણ સુધી જોઇ રહ્યો.

ડયુક પુનઃ બોલ્યો: "મારા પ્રશ્નનો પ્રત્યુત્તર આપો, અટાર-હામને તમે છેલ્લામાં છેલ્લા ક્યારે જોયા હતા?"

" ક્યારે જોયા હતા, તેનું મને બરાબર સ્મરણ નથી, તોપણ શાથે કોઇક વખતે મેં તેમને જોયા હતા. "

" તો પછી તમે જાણતા નથી, કે અટ્ટારહામનું મૃત્યુ થયું છે?"

" મૃત્યુ થયું છે? શું અટારહામનું મૃત્યુ થયું છે? "

" હા મૃત્યુ થયું છે, ગઇ રાત્રે કોઇએ તેનું ખૂન કર્યું છે, હું ધારૂં છું, કે મારી ડિસ્પેચબેગ અને દસ્તાવેજોની રક્ષા કરવા જતાં, તે બિચારાએ પોતાનો પ્રાણ ખોયો છે; પરંતુ તે ખૂનીનો હજી સુધી કાંઇ પણ પત્તો લાગ્યો નથી. "

" અને તેના ખૂનનો આરોપ પણ મારે માથે જ આવી પડ્યો છે કે? હાં પ્રભુ! એ જ મારા ભાગ્યમાં લખ્યું છે." એટલું બોલીને યુવક એક આરામ-ખુરશીમાં સૂઇ પડ્યો.

ડ્યુક તેને ખભે હાથ મૂકીને બોલ્યો: " જુઓ એલ્ડ્રેડ! અત્યારે આ પ્રમાણે નિરાશ બનીને સૂઇ પડવાનું ચાલશે નહિ. હું જે કહું તે ધ્યાન દઇને સાંભળો. તમે મને તમારો હિતેચ્છુ જાણજો, હું તમને કોઇ પણ પ્રકારે સહાય કરવાને તૈયાર છું. અત્યારે હું કોઇના પર અણવિશ્વાસ લાવીશ નહિ. જ્યાંસુધી યોગ્ય ખાતરી થાય નહિ, ત્યાંસુધી હું કોઇને પણ દુષિત કહીને દુઃખી કરીશ નહિ, કિન્તુ એક વાત ધ્યાનમાં રાખજો, કે ફ્રૅંસાયા અને ડોલા તમારા પર સંતુષ્ટ નથી. તેઓ બંનેએ તમને ગુન્હેગાર ઠરાવ્યા છે, પરંતુ તેઓના બોલવાપર હું વિશ્વાસ રાખતો નથી. તેઓના મુખેથી મેં સઘળી વાત સાંભળી છે, કિન્તુ તમારા મુખેથી મેં હજી કાંઈ પણ વાત સાંભળી નથી. તેથી હું તમને હજી પણ ગુન્હેગાર તરીકે માની શકતો નથી."

" તેઓએ શું કહ્યું છે? " એલ્ડ્રેડે પ્રશ્ન કર્યો.

ડ્યુકે ફ્રૅંસાયાના મુખેથી જે સાંભળ્યું હતું, તે સઘળું સવિસ્તાર એલ્ડ્રેડને કહી સંભળાવ્યું.

એલ્ડ્રેડ બોલ્યો: " હું પ્રથમથી જ ધારતો હતો, કે તે મારા વિષે ખરાબ અભિપ્રાય દર્શાવશે, કિન્તુ હું ઇશ્વરના સોગન ખાઇને કહું છું, કે તે સઘળી વાત તદ્દન જુઠી છે, એક અક્ષરે અક્ષર જુઠો છે. હું એક ગુપ્તચાર અને વળી ખૂન કરનારો છું! એ વાત શું આપને સાચી લાગે છે? આપ જરા વિચાર કરો, કે જો તેમ હોય તો હું વૉલગાને ચાહું ખરો? પાપથી ભરેલા હૃદયે તે સ્વર્ગીય મૂર્તિના

મુખ સામે હું એક દષ્ટિપાત પણ કરી શકું ખરો? જો તેમ હોય તો તેની શિક્ષામાં મારા મસ્તકમાં વજ્રાઘાત થાય નહિ? હું શપથ ખાઇને કહું છું, કે હું સંપૂર્ણ નિર્દોષી છું, હું મારા રાજાની વિરૂદ્ધમાં—મારા પોતાના દેશની વિરૂદ્ધમાં અને તે સરળ હૃદયની બાલિકાની વિરૂદ્ધમાં ષડ્યંત્ર રચું છું, એ વાત તદ્દન જુઠી છે અને એ વાત કરનાર પણ તદ્દન જુઠો જ છે!"

"જો કદિ તેમનું કહેવું તદ્દન જુઠું જ હોય, તો પછી ખરી વાત શું છે, તે કહો જોઉં?" એલ્ફ્રેડ આ વખતે મહા વિપત્તિમાં આવી પડયો. તે શું બોલે? પોતે નિર્દોષી છે એટલું તો તે બોલી શકે, કિન્તુ ફ્રૈંસાયા જ દુષિત છે, એમ કહેવામાં તેની પાસે અત્યારે કાંઈ સબળ પ્રમાણુ નહોતું. હાય! અત્યારે જો પેલો તાર હાજર હોત, તો સઘળી ગરબડ દૂર થઇ જાત. અત્યારે તેનો પક્ષ સબળ કરવાને તેની પાસે કાંઈ પણ સાધન નહોતું. ફ્રૈંસાયાના વિરૂદ્ધમાં એક શબ્દ પણ ઉચ્ચારવાનું તેની પાસે કાંઇ પણ સબળ પ્રમાણુ નહોતું. કેટલીક ક્ષણુ પછી યુવક બોલ્યો: "મંત્રી સાહેબ! આપના પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાને હજી યોગ્ય સમય આવ્યો નથી, તેમ મારો પોતાનો પક્ષ સબળ છે, એમ પણ બોલવાનું મારી પાસે કશું સાધન નથી, તેટલા માટે હું અત્યારે કાંઇ પણ બોલી શકતો નથી."

ડયુક હતાશ થઇને બોલ્યો: "જુઓ, હું અત્યારે એક ભયંકર ગુંચવાડામાં પડયો છું, અત્યારે જો તમે કાંઇ પણ વાત નહિ કરો અને તમારા પક્ષનું કાંઇ પણ સબળ પ્રમાણુ નહિ દર્શાવો, તો હું પણ તમને કોઇ પણ પ્રકારની સહાય કરી શકીશ નહિ."

કેટલીક વાર સુધી બંને જણુ મૌન રહ્યા. એલ્ફ્રેડનું શરીર થરથર કંપવા લાગ્યું. તેનું મુખ નિસ્તેજ બની ગયું, અશ્રુહીન ઉદાસ નેત્રે તે ડયુકની તરફ જોઇ રહ્યો. ડયુક એલ્ફ્રેડની આવી અવસ્થા જોઇને અત્યંત ભય પામી ગયો અને એક ગ્લાસ બ્રાંડી લઇને તેને પાઇ દેવાને માટે તે આગળ આવ્યો. એટલામાં યુવક એકદમ ઊભો થઇ જઇને લથડતો લથડતો ગુપ્ત-દ્વારના બારણા પાસે જઇને બોલ્યો: "હું હવે જઇશ, હવે હું ફ્રૈંસાયાના ગૃહમાં જઇને બારિકીથી તપાસ કરીશ અને કોઈ પણ પ્રકારે તે દસ્તાવેજોનો આજે ને આજે જ પત્તો મેળવીશ."

ડયુક ઉતાવળે પગલે જઇને તેનો હાથ પકડીને બોલ્યો: " અત્યારે આવી રીતે ઉદ્વિગ્ન થાઓ નહિ, તમારૂં શરીર અત્યારે બહુ નરમ જણાય છે. આ વખતે આટલા બધા ઉત્તેજિત થવાથી તમારે બહુ પીડા સહન કરવી પડશે. પ્રથમ આ એક ગ્લાસ બ્રાંડી પી જાઓ."

એલ્ફ્રેડ તેની રક્તવર્ણીય ચક્ષુવડે તેના તરફ દૃષ્ટિપાત કરીને બોલ્યો: " નહિ, નહિ, આપ મને રોકશો નહિ, મને જવા દો; હજી પણ સમય છે, અત્યારે જવાથી ગુમાવેલા દસ્તાવેજો હજી પણ પાછા મેળવી શકાશે. "

" સારૂં, તો હું પણ તમારી સાથે આવીશ, પરંતુ પ્રથમ આ એક ગ્લાસ પીઓ તો ખરા. " એમ બોલીને ડયુકે તેને પકડી લાવીને પુન: ખુરશીપર બેસાર્યો.

એલ્ફ્રેડ ઉન્મત્તની માફક લથડતો લથડતો આવીને જેવો ખુરશીમાં પડ્યો, કે તુર્ત જ તે અચેતન બની ગયો !

ડયુકે તુર્ત જ એક ચાંપ દબાવીને ઘંટડીનો અવાજ કર્યો. અવાજ થયાને પૂરી એક મિનિટ પણ થઇ નહિ, એટલામાં એક ચાકર આવીને ઊભો રહ્યો. ચાકરે જોયું, કે એલ્ફ્રેડ અચેતન અવસ્થામાં એક ખુરશીમાં પડેલો છે. ડયુકે તેને ગરમ પાણીની એક બાટલી લાવવાનો હુકમ કર્યો.

ચાકર તુર્ત જ ગરમ પાણીની એક બાટલી લઈ આવ્યો અને ડયુકના શયનભવનની જોડેના એક ગૃહમાં એલ્ફ્રેડને લઇ જઇને તેની શુશ્રુષા કરવામાં પ્રવૃત થયો. તે ચાકર વાજીંત્ર બજાવનાર એલ્ફ્રેડને અંતઃકરણથી બહુ જ ચાહતો હતો.



# પ્રકરણ ૧૯ મું.

## આલિંગન.



ડયુક અને એલ્ફ્રેડ ફ્રૅંસાયાના ગૃહમાંથી પ્રસ્થાન કરી ગયા પછી ફ્રેંચ યુવક દ્વાર બંધ કરીને વિચાર કરવા લાગ્યો, કે ખરેખર તેઓને મારા પર સંદેહ આવ્યો છે; નહિતો આવી ભયંકર અંધારી રાત્રે તેઓને મારા ગૃહમાં આવવાની શી જરૂર? એલ્ફ્રેડ આજ આખો દિવસ ક્યાં હતો? એકાએક આવી ઘોર અંધારી રાત્રે આવીને તેણે ડિસ્પેચબેગ શામાટે યાદ કરી હશે? ડિસ્પેચબેગ મારા ગૃહમાં પડી છે અને હું દસ્તાવેજોની નકલ કરૂં છું, એમ એલ્ફ્રેડ શાપરથી બોલ્યો હશે? મારા ગૃહનું દ્વાર તો મેં બંધ કર્યું હતું, તો પછી તેણે શી રીતે જોયું હશે? શું ડયુકને મારા પર સંદેહ આવ્યો હશે?

એટલામાં એકાએક તેને સ્મરણ થઈ આવ્યું, કે જ્યારે તે દસ્તાવેજોની નકલ કરતો હતો, ત્યારે એક ચિત્કાર તેના સાંભળવામાં આવ્યો હતો. તે ચિત્કાર નક્કી એલ્ફ્રેડનો જ હશે; જો તેમ હોય તો ખરેખર એલ્ફ્રેડ જ ગુપ્ત સ્થળે સંતાઇ રહીને સઘળું જોઈ ગયો હશે! ક્રોધથી અને ભયથી ફ્રૅંસાયાનું મુખમંડળ લાલચોળ થઇ ગયું. તે વિચાર કરવા લાગ્યો, કે શું તે તાર પણ તેણે ડયુકને બતાવ્યો હશે? ના, ડયુકની વાતચીત ઉપરથી તેમ જણાતું નહોતું. તે તો નિષ્કપટ ચિત્તે ક્ષમાની માગણી કરીને બોલ્યા હતા કે: " હું કર્તવ્ય-કર્મના અનુરોધે આ ગંભીર રાત્રે આપને વિરક્ત કરવાને આવ્યો છું. જ્યારે મેં સાંભળ્યું, કે દસ્તાવેજો અને ડિસ્પેચબેગ આપના ગૃહમાં છે, ત્યારે તેના સત્યાસત્યનો નિર્ણય કરવાની મારી ફરજ છે. જો કદિ મેં એવું સાંભળ્યું હોય, કે મારી કન્યાના ગૃહમાં એ દસ્તાવેજો સંતાડેલા છે, તો તે વાત માનવામાં ન આવતી હોય તોપણ મારી ફરજને લીધે મારી કન્યાના ગૃહમાં પણ તપાસ કરવાને હું

બંધાયેલો છું. ” ડ્યુકના એવી રીતના વાક્યમાં તો ક્રોધનું અથવા સંદેહનું કાંઇ પણ ચિન્હ જોવામાં આવ્યું નહોતું.

તે ફ્રેન્ચ યુવકે મનમાં દૃઢ નિશ્ચય કર્યો, કે હવે જેમ બને તેમ જલ્દી આ સ્થળનો ત્યાગ કરવો જોઇએ, વિલંબ કરવાથી વિઘ્ન આવી પડવાનો સંભવ છે.

બીજે દિવસે પ્રાતઃભોજન કર્યા પછી ફ્રૅાંસાયાએ ડ્યુકને જણાવ્યું, કે આવતી કાલે અમે અહીંથી જવાનાં છીએ.

પ્રત્યુત્તરમાં ડ્યુકે તેને અને તેની બહેનને હજી થોડાક દિવસ ટ્રીવારવીથ દુર્ગમાં રહેવાને આજીજી કરી અને જણાવ્યું, કે આ વિપત્તિના સમયમાં તમે આટલી બધી ઉતાવળથી મારો પરિત્યાગ કરીને ચાલ્યાં જાઓ એ વાજબી કહેવાય નહિ. તેના જવાબમાં ફ્રેંચ ગુપ્તચારે જણાવ્યું કે આવી વિપત્તિના વખતમાં અહીં વધારે રોકાવાને અમે ઇચ્છતાં નથી. આ ગુમ થયેલા દસ્તાવેજોને માટે અમોએ પ્રથમથી જ તમને ચેતાવ્યા હતા અને એલ્ડ્રેડ એક ગુપ્તચાર છે, એ સમાચાર પણ અમોએ મિ. અટારહામને જણાવી દીધા હતા, કિન્તુ તમે તે વિષે પૂરતી કાળજી રાખી નહિ, તેથી છેવટે આ બનાવ બન્યો. હવે આવે સ્થળે વધારે વખત રહેવા અમે બિલકુલ ખુશી નથી. ડ્યુક તેને થોડા દિવસ માટે રોકાઈ જવાને વારંવાર આગ્રહ કરવા લાગ્યો; કિન્તુ ફ્રૅાંસાયા તેના બોલવા તરફ લક્ષ નહિ આપતાં ત્યાંથી પ્રસ્થાન કરી ગયો.

ફ્રૅાંસાયાના ગયા પછી ડ્યુક એકલો બેસીને વિચાર કરવા લાગ્યો, કે આ બંને જણાંને હાલમાં કોઇ પણ રીતે આ સ્થળેથી જવા દેવાં નથી. જો કદિ એલ્ડ્રેડનું કહેવું એક કિંચિત્ માત્ર પણ ખરૂં હોય, તો આ લોકોને જવા દીધાથી વિશેષ અમંગળ થવાનો સંભવ છે. ડિટેક્ટીવનું કહેવું પણ એ પ્રમાણે જ છે, તેથી હાલમાં એ બંને જણાંને કોઇ પણ પ્રકારે ટ્રીવારવીથ દુર્ગમાં અટકાવી રાખવાં જોઇએ, અને કદિ મિ. એલ્ડ્રેડ ગુન્હેગાર હશે, તો તેને આ સ્થળે રોકી રાખવાને કશી મહેનત પડશે નહિ. તે અત્યારે પથારીવશ છે, તેથી તેનાથી કાંઈ પણ અનિષ્ટ કાર્ય થઇ શકે તેમ નથી. પરંતુ ફ્રૅાંસાયા અને ડોલાને માટે હવે શું કરવું ? તેઓ જો કદિ આ સ્થળે રહેવાને ખુશી ન હોય, તો તેમને કેવી રીતે જતાં અટકાવવાં ? ડ્યુક એકલો બેસીને આ પ્રમાણે વિચાર કરતો હતો એટલામાં ડો-

લાએ તેના ગૃહમાં પ્રવેશ કર્યો. તેના ગુલાબી ગાલપર અશ્રુબિંદુઓ જામી ગયાં હતાં, તેનાં બંને નેત્રો જરા રકતવર્ણીય ભાસતાં હતાં અને તેનો ચહેરો જોતાં જ જણાઇ આવતું, કે કાંઇક કારણસર યુવતીએ અશ્રુપાત કર્યો છે. યુવતી ડયુકની પાસે એક ખુરશીપર બેસતી બોલી: "હું આપની પાસે છેલ્લી મુલાકાત લેવા આવી છું, અમારે આજે જ અહીંથી ચાલ્યાં જવાનું છે, કિન્તુ આપને છોડીને જતાં મને શાંતિ મળશે નહિ. મારૂં ભાગ્ય જ કઠણુ છે, તેથી પૃથ્વીના કોઇ પણુ સ્થળમાં મને શાન્તિ મળવાની નથી."

ડયુક બોલ્યો: "તમે આટલી બધી ઉતાવળથી શામાટે ચાલ્યાં જાઓ છો ? આપને આ સ્થળે શું બહુ કષ્ટ પડે છે ?"

"મારૂં કષ્ટ ! મારૂં કષ્ટ કોણુ સમજી શકે તેમ છે ? હું આખી જીંદગી કષ્ટ સહન કરતી આવી છું અને હજી પણુ કષ્ટ સહન કરૂં છું. મારા કષ્ટમાં ભાગ લે એવો આ સંસારમાં મારે કોઇ પણુ મિત્ર નથી. તેથી મારૂં એ કષ્ટ નિવારણુ કરવાનો કશો ઉપાય નથી. કષ્ટ મારા જીવનનું સાથી છે. આ મારી આખી જીંદગીમાં મારે કષ્ટ જ સહન કરવું એવી ઇશ્વરની ઇચ્છા છે. જેને ઇશ્વરનો એવો શાપ છે, તેને સુખ અને શાન્તિ કયાંથી મળે ?"

"મેં તો તે દિવસે તમને કહ્યું હતું, કે મારાથી તમે બિલકુલ જુદાઈ નહિ જાણુતાં, મને તમે તમારો ખરો મિત્ર સમજજો. આ સ્થળે જો કદિ આપને કોઈ પણુ પ્રકારનું કષ્ટ સહન કરવું પડતું હોય, તો મને જણુાવો એટલે હું તે કષ્ટ દૂર કરવાનો બનતો પ્રયાસ કરૂં."

"આ સ્થળે મને બીજું કાંઇ પણુ કષ્ટ નથી, મારી આ આખી જીંદગીમાં જો કોઇ પણુ સ્થળે મને સુખ મળ્યું હોય, અથવા શાન્તિ મળી હોય, તો તે આ સ્થળે જ મળ્યું છે. આ જીંદગીમાં મેં જો કોઇને મિત્ર કર્યા હોય, તો તે આપને જ કર્યા છે. તોપણુ અમારે આ સ્થળેથી જતાં રહેવું પડશે. હવે આ સ્થળે રહેવું અમને ઉચિત નથી. આવી વિપત્તિના સમયમાં આ સ્થળે અમને રોકી રાખવાથી આપનું કષ્ટ ઓછું નહિ થતાં ઉલટું વૃદ્ધિ પામશે."

"નહિ, નહિ, મારે કષ્ટ વળી શાનું ? હું તો જેમ તમે વધારે રહો, તેમ જ ખુશી છું. હું તો તમને આ સ્થળેથી જલ્દી જવા જ દઇશ નહિ."

"ફ્રાંસાયાને કાંઇક અગત્યનું કામ છે, માટે તેને જલ્દી જવું પડશે, કિન્તુ આપની ભલમનસાઇનું મને ચિરકાળ સુધી સ્મરણુ

રહેશે. હુ ધારૂં છું કે મારા જેવી હતભાગ્ય રમણીનું આપને કાંઇ સ્મરણ થશે નહિ."

"ના, ના, તમને હાલમાં હું કોઇ પણ રીતે જવા દઇશ નહિ. આપનાં જેવાં અતિથિ મને પ્રાપ્ત થવાથી બહુ સંતોષ થયો છે. વળી તે ઉપરાંત આવા દુઃખકર સમયે આપને જોવાથી મને કેટલીક શાન્તિ પણ મળે છે. આવા સમયમાં ફ્રાંસાયાની સલાહ પણ મને બહુ ઉપકારી થઇ પડશે. આપના ભાઇને આ સ્થળે હજી પણ થોડા દિવસ રહેવાને આપ મારી વતી સમજાવશો એવી આશા છે."

"હા, હું તેને સમજાવી શકું, કિન્તુ—" એટલું બોલીને ફ્રેંચ યુવતીએ પોતાની દૃષ્ટિ નીચી નમાવી દીધી.

"કિન્તુ શું બોલોની ?"

"કિન્તુ આ સ્થળે હવે વધારે વખત રહેવાની અમારી ફરજ નથી, આપને હું કેવી રીતે સમજાવીને કહી શકું, કે જેમ હું વધારે વખત આપની પાસે રહીશ, તેમ આપને છોડીને જતાં મને વધારે કષ્ટ સહન કરવું પડશે. તે એટલે સુધી, કે તમારા વિયોગથી મારૂં હૃદય પણ કદાચ ચિરાઇ જાય." આવું વાક્ય યુવતીના કંપિત કંઠમાંથી બહાર નીકળ્યું.

વૃદ્ધ ડયુક યુવતીના સ્વરૂપમાં મોહિત થઇ ગયો હતો કે નહિ, તે ઈશ્વર જાણે, કિન્તુ તે કોઇ કોઈ પ્રસંગે યુવતીની સાથે આવી રીતે વાતચીત કરતો હતો અને તેના સૌન્દર્યની પ્રશંસા પણ કરતો હતો. અત્યારે તે ફ્રેંચ રમણીનું છેલ્લું વાક્ય સાંભળીને ડયુક નિરૂત્તર રહ્યો.

ડયુકને નિરૂત્તર રહેલો જોઇને યુવતી ભગ્નસ્વરે બોલી: "કેમ બોલતા નથી ? આપ શું મારી ઘૃણા કરો છો ? હું જાણું છું કે મારૂં ભાગ્ય બહુ કઠણ છે મારા પ્રાણની ભાષા કોઇ જાણતું નથી, હૃદયની જ્વાળા કોઈ જોઇ શકતું નથી."

ડયુક યુવતીની વધારે નજીક સરી જઇને બોલ્યો: "આપના પ્રાણની ભાષા મારા જેવા વૃદ્ધને જાણવાને બહુ કઠિન પડે નહિ. અનેક પ્રકારના કાર્યોમાં અને અનેક ચિન્તાઓમાં પસાર થવાથી વૃદ્ધ હોવા છતાં પણ હું સુંદર યુવતીનું હૃદય સારી રીતે સમજી શકું તેમ છું અને તેના સહવાસમાં આનંદ પણ પ્રાપ્ત કરી શકું છું."

યુવતીએ વૃદ્ધ તરફ દષ્ટિપાત કર્યો, તે દષ્ટિની ભાષા અત્યંત મોહ ઉપજાવે તેવી હતી. તે દષ્ટિ હૃદયને આકર્ષણ કરવાને-મુગ્ધ કરવાને અને ઉન્મત્ત કરવાને બસ હતી. વૃદ્ધ મુગ્ધ બની જઇને તીક્ષ્ણ દષ્ટિથી યુવતીના સૌન્દર્યસુધાનું પાન કરવા લાગ્યો. ફ્રેંચ યુવતીના રક્તવર્ણીય ઓષ્ટદ્વયે, ચંચળ નેત્રોએ અને કાળા ભ્રમર જેવા કેશકલાપે એક ક્ષણને માટે ડયુકને ઉન્મત્ત કરી મૂકયો !

યુવતી કટાક્ષ કરીને બોલી: " જ્યારે તમે મારા હૃદયની દુર્બળતા જાણી ગયા છો, ત્યારે હવે હું આપનાથી કશું ગુપ્ત રાખી શકતી નથી, હું મારા ઉન્મત્ત હૃદયની સાથે હવે યુદ્ધ કરી શકતી નથી, હું આપને ચાહું છું. "

ડયુક સ્તંભિત થઇ ગયો. તે પ્રેમતરંગમાં તણાઇને કંપિત કંઠે બોલ્યો: " તમે મને ચાહો છો ? ના, ના, તમે મને લલચાવો છો. વૃદ્ધની એવી કઠોર મશ્કરી કરવી એ આપના જેવી કોમળ હૃદયની રમણીને શોભતું નથી. તમે મને ચાહો છો એ હું સત્ય માની શકતો નથી. "

" ચાહું છું, ખરેખર હું તમને ચાહું છું. આ હૃદયની ગંભીર ચાહના કેટલાય દિવસથી હું આપને જણાવવાને ઇચ્છતી હતી, પરંતુ જણાવી શકી નહોતી. કેટલીક વખત મારા પ્રેમપૂર્ણ હૃદયનું હું આપને દાન કરવા આવી હતી, કિન્તુ નિરાશ થઇને પાછી ગઇ હતી. મારી દષ્ટિ આપના ચરણ તળે રાખીને હું કેટલાય દિવસથી ગુપ્ત રૂદન કરતી હતી; કિન્તુ આપ તેમાંનું કશું જાણી શકયા નહિ. હું મારૂં હૃદય આપને અર્પણ કરી ચૂકી છું, કિન્તુ મારા મુખેથી હું તે આપને જણાવી શકી નથી. "

ડયુક પ્રેમ-મુગ્ધ કંઠે બોલ્યો: " હું વૃદ્ધ છું અને આપ યુવતી છો, આ વૃદ્ધને ચાહો, એ શું સંભવિત છે ? "

યુવતી કટાક્ષ કરીને બોલી: " વયની બાબત કશો ઉલ્લેખ કરો નહિ. ડયુક ! સ્નેહ છે, તે વયનો વિચાર કરતો નથી, રૂપરંગને જોતો નથી અને દ્રવ્યની આકાંક્ષા રાખતો નથી. સ્નેહ છે, તે કોમળ હૃદયના મનુષ્યને ચાહે છે, સ્નેહ છે તે સ્નેહને જ ચાહે છે, યુવકનો સ્નેહ, તે શું સ્નેહ કહેવાય ? તે તો મોહ કહેવાય, તે તો ઉન્મત્ત વાસના કહેવાય ! "

યુવતી ઉત્તેજિત કંઠે જ્યારે વાતચીત કરતી હતી, ત્યારે ડ્યુકના મનમાં એમ થતું, કે પોતે સ્વપ્નરાજ્યનું સુખ અનુભવે છે. અહા! કેવો તેનો મધુર સ્વર, કેવી તેની ઉજ્જ્વલ ચક્ષુ અને કેવું તેનું સુંદર મુખ શોભી રહ્યું છે! વૃદ્ધ ડ્યુક હવે સ્થિર રહી શક્યો નહિ. ચાલતા યંત્રની માફક તેણે નજીક જઇને યુવતીનો હાથ પકડ્યો.

ફ્રેંચ યુવતી વૃદ્ધની હજી પણ વધારે નજીક જઇને બોલી: "આપ મને ક્ષમા કરો. હૃદયના આવેગથી મારી ગુપ્ત વાત પ્રકટ કરીને આજે આપને મેં બહુ વિરક્ત કર્યા છે, કિન્તુ આજે મારી વિદાયગિરીનો દિવસ છે. હવે પછી આ જીંદગીમાં મારે આપની સાથે ફરીથી કદિ પણ મેળાપ થશે નહિ. એટલા માટે જ આ હૃદયનો સઘળો ભાર આપના ચરણમાં ખાલી કરીને કોઇ દૂર દેશમાં ચાલ્યા જવાનો મેં નિશ્ચય કર્યો, કિન્તુ હું પૃથ્વીના ગમે તે દેશમાં જઇને ગમે તે કેન્દ્રસ્થાનમાં નિવાસ કરીશ, તોપણ મારો પ્રાણ તો આપની પાસે જ પડ્યો રહેશે. છતાં જ્યાંસુધી આપ મને ક્ષમા કરશો નહિ, ત્યાંસુધી હું આ સ્થળનો ત્યાગ કરી શકીશ નહિ."

"આપને ક્ષમાની માગણી કરવાનું શું પ્રયોજન છે? ઉલટું મારે આપની પાસે ક્ષમાની માગણી કરવી જોઇએ. આપની નીરવ ભાષા અને આપનો ગાઢ પ્રેમ સમજી નહિ શકવાથી આપના પ્રત્યે મેં મોટું અપમાન દર્શાવ્યું છે, વળી અજ્ઞાનપણાથી આપના હૃદયને મેં કેટલુંક કષ્ટ પણ આપ્યું છે, માટે મારે જ આપની પાસે ક્ષમા માગવી જોઇએ અને તેથી આપ મને ક્ષમા કરો. બોલોની મને ક્ષમા કરશો કે નહિ?" એમ બોલીને વૃદ્ધ ડ્યુકે કંપિત હાથે યુવતીનો હાથ પકડીને તેને હજી પણ વિશેષ નજીક ખેંચી લીધી! ફ્રેંચ યુવતીનું સુંદર મુખ એટલું બધું નજીક આવ્યું હતું, કે યુવતીનો ઉષ્ણ નિઃશ્વાસ પણ ડ્યુકના મુખમાં પેસી જતો હતો. ડોલા હજી પણ મધુર વાક્યથી ક્ષમા માગતી હતી. યુવતીના કરૂણાજનક વચનોથી અને તેના કામી કટાક્ષથી વૃદ્ધની યુક્તિ અને ચાલાકી ક્યાંય તણાઇ ગઇ! તેની યુવાવસ્થાનું અત્યારે તેને સ્મરણ થઈ આવ્યું. આ સુયોગનો લાભ લઇને તે ફ્રેંચ રમણી પોતાનું પદ્મના જેવું મુખ વૃદ્ધની શ્વેત દાઢીવાળા મુખની નજીક લઇ ગઇ—તદ્દન નજીક લઈ ગઇ—અત્યંત નજીક લઈ ગઇ અને એકાએક વૃદ્ધના શીતલ કિન્તુ ઇષત્ કંપિત ઓષ્ઠદ્વય ઉપર તેણે પોતાના ગુલાબના જેવા સુંદર લાલ ઓષ્ટ સ્થાપન કરીને ગંભીર

ચુંબનનું એક ગાઢ ચિન્હ અંકિત કરી દીધું અને પોતાની મૃણાલ ભુજાઓમાં વૃદ્ધને દબાવીને ગાઢ આલિંગન કર્યું. યુવતીનાં ઉન્નત વક્ષદ્રય ઉત્તેજિત થઇને ડયુકના હૃદયને ભેટી પડયાં ! હૃદય સાથે હૃદય મળવાથી ઉભયને સંપૂર્ણ શાન્તિનો અનુભવ થવા લાગ્યો ! અપૂર્વ સુખનો અનુભવ થવા લાગ્યો ! ડયુકે તેમ કરવામાં યુવતીને બિલકુલ અટકાવી નહિ. તે યુવતીના મોહમય આલિંગનપાશમાં બંધાઇને અનુપમ આનંદનો અનુભવ કરવા લાગ્યો. આ પ્રમાણે કેટલીક ક્ષણ સુધી સુખ અને આનંદનો અનુભવ કર્યા પછી વૃદ્ધ કંપિત કંઠે બોલ્યોઃ "બોલો, ડોલા ! તમે આ સ્થળેથી જતાં નહિ રહેતાં, અહીં જ રહીને મને સુખી કરશો કે ?"

યુવતી મંદ હાસ્ય કરીને બોલીઃ "પ્રિયતમ ! આ સ્થળે—આ શાન્તિમય સ્થળે રહેવામાં મને શી અડચણ છે ? પ્રેમભિખારિણી હું સર્વસ્વ ભૂલી જઇ—મેં આપને હૃદયદાન કર્યું છે, તો પછી આ સ્થળનો ત્યાગ કરીને જવાનું મારે પ્રયોજન શું ? પરંતુ આપ પ્રતિજ્ઞા કરો કે આપે મારી સાથે લગ્ન કરવું."

"પ્રતિજ્ઞા કરૂં છું કે હું તમારી સાથે લગ્ન કરીશ."

યુવતીએ પુનઃ તેની મૃણાલ ભુજાઓમાં ડયુકને આબદ્ધ કરીને અને વારંવાર ચુંબન કરીને તેને અસ્થિર કરી મૂક્યો. બરાબર તે જ વખતે વૅાલગા એકાએક તે ગૃહમાં આવી પહોંચી. તે વખતે પણ ડયુક યુવતીના બાહુપાશમાંથી છુટો થઇ શક્યો નહિ. બાલિકા તે દૃશ્ય જોઇને કાષ્ટની પુતળીની માફક સ્તંભિત બની જઇને તે જ સ્થળે ઉભી રહી ! ધૃણાથી અને લજ્જાથી તે કશું બોલી શકી નહિ.

ડયુક પણ કશું બોલી શક્યો નહિ. લજ્જાથી તેણે તેનું મુખ નીચુ નમાવી દીધું. તેને આ પ્રમાણે સ્તંભિત બની ગએલી જોઇને ફ્રેંચ યુવતી ત્યાંથી ઉઠી જઇને સન્માનપૂર્વક બાલિકાને મધુર વચનથી આવકાર આપવા લાગી. ત્યારપછી ડયુકની તરફ દૃષ્ટિપાત કરીને તે બોલીઃ "પ્રિયતમ ! આપણા આ આનંદના સમાચાર વૅાલગાને જણાવો."

વિસ્મયપૂર્વક બાલિકાએ પિતાની તરફ દૃષ્ટિપાત કર્યો, ડયુક અવનત મુખે મંત્રમુગ્ધની માફક બોલ્યોઃ "પુત્રી ! વૅાલગા ! ડોલાએ મારી પત્ની થવાનો સ્વીકાર કરીને મને બહુ સન્માનિત કર્યો છે. હું આશા રાખું છું કે આ સમાચાર સાંભળીને તું પણ આનંદ પામીશ."

ફ્રેન્ચ યુવતી તુર્ત જ બાલિકાની પાસે જઇને સાદરપૂર્વક તેનો હાથ પકડીને તેને પોતાની બાથમાં ખેંચી લેવાનો પ્રયત્ન કરવા લાગી, કિન્તુ બાલિકા તેનો હાથ તરછોડીને ત્યાંથી દૂર ખસી જઇને વિસ્મયપૂર્ણ નયને પિતાની તરફ જોઈ રહી. તેનું તે જોવું અભિયોગનું, અભિમાનનું અને કંઇક પૂછવાનું હતું. ડયુક લજ્જા પામી જઇને કન્યાની તરફ હવે દૃષ્ટિપાત કરી શક્યો નહિ. તેણે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના તેનું મસ્તક નીચું નમાવી દીધું. પિતાની આવી અવસ્થા જોઇને બાલિકા અપમાનિત હૃદયે અને ઉતાવળે પગલે એક પણ વાક્ય ઉચાર્યા વિના તે ગૃહનો ત્યાગ કરીને ચાલી ગઈ.



## પ્રકરણ ૨૦ મું.

### ભાવી ડયુક–પત્ની.



લજ્જાથી, ઘૃણાથી અને ક્રોધથી કંપતી કંપતી વૉલગા દરદીના ગૃહમાં આવી પહોંચી. પિતાના વાક્યથી આજે બાલિકા બહુ વ્યથા પામી છે અને તેના આચરણથી તે વિસ્મિત અને સ્તંભિત બની ગઇ છે. તેણે વિચાર્યું, કે સ્નેહમય કન્યાવત્સલ પિતા આજે રાક્ષસીની માયામાં મોહ પામી ગયો છે. મૃત પત્નીનું સ્મરણ પગ નીચે કચરી નાંખીને કન્યા ઉપરના સ્નેહને તિલાંજલિ આપીને તેનો પિતા આજે માયાવિનીની માયામાં લપટાઇ પડયો છે. તેના પ્રાણની વ્યથા જણાવવાને તેના પિતા સિવાય હવે બીજું સ્થાન બાલિકાને કયું હોઇ શકે ? તે હતાશ હૃદયે તેના પ્રિયતમની પાસે આવીને તેની નજીક બેસીને તેની પરલોકવાસિની માતાને ઉદ્દેશીને તે કેટલીક વાર સુધી પેટ ભરીને રડી અને ઘૂંટણીએ પડીને તેના પિતાને સદ્બુદ્ધિ આપવા માટે તે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી.

એલ્ફ્રેડ હજી પણ અચેતન અવસ્થામાં જ પડયો હતો, તે એકાએક ધીમે ધીમે પાંસું બદલાવીને અસ્ફુટ સ્વરે બોલ્યો: "વૉલગા!

મારી પ્રાણેશ્વરી ! મારામાં તમે અણુવિશ્વાસ લાવશો નહિ, હું સંપૂર્ણ નિર્દોષ છું. હું તમને ચાહું છું. ફ્રેંચ રમણીને આખી જીંદગીમાં કદિ પણ મેં ચાહી નથી અને ચાહવાને કદિ ઇચ્છતો પણ નથી, તે તદ્દન જુઠી છે. તેના બોલવાપર તમે વિશ્વાસ રાખશો નહિ. વૉલગા ! ઓ વૉલગા !"

બાલિકા દરદીનો ઉષ્ણ, શુષ્ક હાથ પોતાના કોમળ, સ્નિગ્ધ હાથમાં ઉંચકી લઇને મધુર સ્વરે બોલી: "કેમ શું છે પ્રિયતમ ! હું તો આ તમારી પાસેજ બેઠી છું. હું બીજે કયે સ્થળે જઇને બેસું પ્રાણેશ્વર ? મારૂં સ્થાન બીજે કયે સ્થળે હોઈ શકે નાથ ? તમારી પાસે રહેવું, એના કરતાં મને વિશેષ પ્રિય બીજું શું હોઈ શકે ? વારૂ, હવે વધારે વાતચીત કરવાનો પ્રયત્ન નહિ કરતાં, એક મીઠી નિદ્રા લ્યો."

બાલિકાનો મધુર કંઠસ્વર સાંભળીને એલ્ડ્રેડે એક વાર ચક્ષુ ઉઘાડીને તેની સામે દૃષ્ટિપાત કર્યો અને પછી તે અસ્ફુટ સ્વરે બોલ્યો: "ડ્યુક મૃત્યુ પામ્યા છે, પ્રથમના ડ્યુક મૃત્યુ પામ્યા છે." એમ બોલીને તે હો હો શબ્દ ઉચ્ચારી અટ્ટહાસ્ય કરીને પુનઃ બોલ્યો: "મારે જાણવાની જરૂર છે, મેં પોતે જ તેની હત્યા કરી છે. શું, મારે ખરી વાત કહેવી પડશે ? જો હું ખરી વાત પ્રકટ કરૂં, તો આપ અત્યારે ઓનરેબલ હેરૉલ્ડ ટ્રિવૉર્ન છો અને હું——" દરદીના મુખમાંથી એથી વધારે શબ્દો બહાર નીકળ્યા નહિ.

તેનાં એ પ્રલાપ વાક્યોએ વૉલ્ગાના મર્મસ્થળને સ્પર્શ કર્યો! તે વિચાર કરવા લાગી, કે આ અસ્ફુટ વાક્યનો અર્થ શો ? તુર્તજ તેને સ્મરણ થઇ આવ્યું, કે પ્રથમનો ડ્યુક સિતેર વરસની ઉમ્મરે મૃત્યુ પામ્યો હતો અને તેના બે મ્હોટા પુત્રો યુદ્ધક્ષેત્રમાં મરાયા હતા. તેના સૌથી નાના ત્રીજા પુત્રે વિએના નગરમાં કોઇ કારણને લીધે અપમાન મળવાથી આત્મહત્યા કરી હતી. પ્રથમના ડ્યુકનો કોઇ ઉત્તરાધિકારી નહિ હોવાથી પિતા ઓનરેબલ હેરોલ્ડ ટ્રિવૉર્ન ડ્રીવારવીથના ડ્યુક થયા છે. પ્રથમ ડ્યુકના ત્રીજા પુત્રે આત્મહત્યા કરી છે ખરી કિન્તુ સાંભળ્યું છે, કે તેના શબનો કોઈપણ સ્થળે પત્તો લાગ્યો નથી. તે ત્રીજા પુત્રનું નામ લૉર્ડ એલ્ડ્રેડ હતું—બાલિકા તે નામનું સ્મરણ થતાં જ એકાએક ચમકી ગઈ. તે મનમાં બોલી: "લૉર્ડ એલ્ડ્રેડ ? ત્યારે આ વ્યક્તિ એ શું તે જ એલ્ડ્રેડ હશે ? શું આ જ પ્રથમના ડ્યુકનો ઉત્તરાધિકારી—ખરો ડ્યુક હશે ? જો એમ ન હોય તો

આ પ્રલાપ વાક્યનો અર્થ શો ? પ્રથમના ડ્યુકનું મૃત્યુ થયું છે, મેં જ તેમની હત્યા કરી છે. આપ અત્યારે ઑનરેબલ હેરોલ્ડ ટ્રિ વૉર્ન છો અને હું—' એનો શું કાંઇ પણ અર્થ ન હોય ?"

બાલિકા એક ચિત્તે જ્યારે આ પ્રમાણે વિચાર કરતી હતી, ત્યારે તેના પિતાએ ધીમે ધીમે તે ગૃહમાં પ્રવેશ કર્યો. તેના આગમન સંબંધી બાલિકાના જાણવામાં કશું આવ્યું નહિ. ડ્યુકે તે ગૃહમાં પ્રવેશ કરીને કન્યાના ખભાપર હાથ મૂક્યો. તુર્ત જ બાલિકા ચમકી ગઈ અને પાછી ફરીને જુએ છે, તો તેની પાછળ તેનો પિતા ઉભો છે.

ડ્યુક મધુર સ્વરે બોલ્યો: "વૉલગા ! એક વાર મારી સાથે મારા ગૃહમાં ચાલ, તને કાંઇક કહેવાનું છે."

બાલિકા તેનું વચન ઉલ્લંઘન નહિ કરતાં પિતાની સાથે તેના શયનભવનમાં ગઇ. પ્રિય વાચક ! તને યાદ હશે, કે ડ્યુકનું શયનભવન દર્દીના ગૃહની પાસે જ આવેલું હતું માત્ર વચમાં એક દિવાલ જ આડી હતી.

ત્યાં જઇને ડ્યુક અતિશય સતેજ ભાવે કન્યાના મુખ સામે દૃષ્ટિ કરીને બોલ્યો: "વૉલગા ! તારી વર્તણુકથી આજ હું બહુ દુઃખી થયો છું. એક તો એ કે અમારા શુભ સમાચારમાં—અમારા એ આનંદમાં તેં આનંદ પ્રદર્શિત કર્યો નહિ; બીજું એ કે ડોલા પ્રત્યે તું રીતિ વિરૂદ્ધ રીતભાતથી વર્તી છે, અતિથિ પ્રત્યે—અતિથિ કેમ ? હવે તો તારી ભાવી માતા પ્રત્યે તેં કેમ યોગ્ય ભલમનસાઈ પ્રદર્શિત નહિ કરતાં એ પ્રમાણે તોછડાઈ ભરી રીતે વર્તન ચલાવ્યું, તેનું કાંઈ યોગ્ય કારણ તું બતાવી શકીશ ?"

બાલિકાએ તેના પિતાના મુખેથી એવાં સ્નેહશૂન્ય વાક્યો કદિ પણ સાંભળ્યાં નહોતાં અને સાંભળવાની કદિ આશા પણ રાખી નહોતી. લાડમાં ઉછરેલી બાલિકા ઓષ્ટ ફફડાવીને બોલી: "ના, હું કાંઇ પણ કારણ બતાવી શકતી નથી અને તે બતાવવાની બિલકુલ ઇચ્છા પણ કરતી નથી."

"ત્યારે હવેથી હું આશા રાખું છું, કે તું ભવિષ્યમાં તે ફ્રેંચ રમણી પ્રત્યે કદિ પણ આવી રૂઢ વર્તણુક ચલાવશે નહિ. કેમ ખરૂં કે ?"

બાલિકા નિરૂત્તર રહી.

તેને નિરૂત્તર રહેલી જોઇને ડ્યુક ક્રોધાયમાન થઇને બોલ્યો: "વૉલગા ! કેમ બોલતી નથી ? મારા પ્રશ્નનો પ્રત્યુત્તર આપ. તેં

નિર્બોધ બાલિકાની માફક તેના પ્રત્યે આવી રૂઢ વર્તણુક કેમ ચલાવી ? ”

તોપણ બાલિકા કશું નહિ બોલતાં જરા આગળ આવીને પિતાના ખભાપર હાથ મૂકીને તેના મુખ સામે સજળ નેત્રે જોઈ રહી.

ડ્યુક પુનઃ બોલવા લાગ્યો: “ સાંભળ વૅાલગા ! તારી આવી વર્તણુકથી હું અત્યંત દુઃખી થયો છું. આવી રીતભાતથી વર્તવું મારી કન્યાને બિલકુલ શોભે જ નહિ. બોલ, ભવિષ્યમાં આવું વર્તન કદિ પણ ચલાવીશ ? ”

બાલિકા હવે ચૂપ રહી શકી નહિ. તે ધ્રુસકે ને ધ્રુસકે રડી પડી અને રડતાં રડતાં બોલી: “ પિતાજી ! આમ શામાટે કરો છો ? બોલો જોઉં જે જોવામાં આવ્યું છે અને જે સાંભળવામાં આવ્યું છે, તે શું સઘળું જુઠું છે ? ”

ડ્યુક ભ્રકુટિ ચડાવીને બોલ્યો: “ જે જોવામાં આવ્યું છે અને જે સાંભળવામાં આવ્યું છે તે સઘળું સત્ય છે. વળી તે કાર્ય હું શામાટે કરૂં છું, તેનું કારણ હું મારી કન્યાને જણાવવાને ઇચ્છતો નથી. ”

બાલિકા તેના પિતાને ખભેથી હાથ ઉપાડી લઇને એક દીર્ઘ નિઃશ્વાસ છોડીને બોલી: “ પિતાજી ! આટલાં વર્ષ વીતી ગયાં પછી એક અજાણ્યા કુળની ફ્રેંચ રમણી મારા પિતાના ગૃહમાં કર્તા હર્તા બનીને મને સંસારમાં પ્રાપ્ત થતા અતુળ સુખની આડે આવે, એ મારાથી સહન થઈ શકે નહિ. વળી હું જાણું છું, કે તે ફ્રેંચ રમણી આપને કદિ પણ સુખી કરી શકશે નહિ. તેના હૃદયમાં એક બિંદુ માત્ર પણ સ્નેહ છે નહિ. કાંઇક જરૂરી કામ સિદ્ધ કરવાને માટે તે રમણી આ સ્થળે આવીને આપના પર આ પ્રમાણે અધિકાર વગરનું આધિપાત્ય ભોગવવાનો પ્રપંચ કરે છે. આપની પોતાની જ લગ્ન કરવાની બિલકુલ ઇચ્છા નહોતી, તે હું પ્રથમથી જ જાણુતી હતી. મારાથી તો કોઇ પણ વાત આપ ગુપ્ત રાખતા નહિ; તો પછી આટલી બધી મુદ્દત વીતી ગયા બાદ આમ એકાએક તમારો વિચાર ફરીજવાનું કારણ શું ? પિતાજી ! આવાં અપવિત્ર લગ્ન કદિ થઇ શકે નહિ, મારા આ શાન્તિમય સંસારમાં અશાન્તિનો અગ્નિ પ્રજ્વલિત કરો નહિ. તે અગ્નિમાં આપની આ હતભાગિની કન્યાને હોમીને બાળી મૂકો નહિ.

હું આપના સ્નેહમાં ઉછરેલી આપની લાડકવાઇ પુત્રી છું. મને આપે કદિ પણ કષ્ટ આપ્યું નથી, તો આજે આપ મારા પ્રત્યે આવું નિર્દય વર્તન કેમ ચલાવો છો ? "

ડયુક બાલિકા તરફ દષ્ટિપાત કરી શકયો નહિ. તેનાં પ્રત્યેક વચનોથી ડયુકનું હૃદય વિંધાઇ જવા લાગ્યું.

બાલિકા આગળ બોલવા લાગી: " પિતાજી ! મને આપનો સંપૂર્ણ પરિચય છે, હું બાલ્યાવસ્થામાં માતૃહીના બનીને આપના સ્નેહમય અંકમાં ઉછરેલી છું. હું આપની સઘળી વાતોથી જાણીતી છું, આપના હૃદયનો ભાવ મારાથી અજાણ્યો નથી. હું સારી રીતે જાણું છું, કે આપ તે ફ્રેંચ રમણીને ચાહતા નથી, તો પછી તેની સાથે લગ્ન કરીને તમારા હૃદયમાં વિદ્રોહનાં બીજ શામાટે રોપો છો ? આ શાન્તિમય સંસારમાં અશાન્તિને શામાટે બોલાવો છો ? "

" કોણ કહે છે, કે હું તેને ચાહતો નથી ? તારી ધારણા ભૂલભરેલી છે હું તે રમણીને બહુ ચાહુ છું. "

" વારૂ, તમે કદિ ચાહતા હશો, તોપણ શું તે ફ્રેંચ રમણી આપને યોગ્ય છે ? તમે એક વાર મારી સ્વર્ગસ્થ માતાને મનમાં લાવો, એક વાર તેના સૌન્દર્યનું, તેના સ્નેહનું અને તેના સરળ ઉન્નત હૃદયનું તમે કલ્પનારૂપી નેત્રવડે ધ્યાન ધરો અને પછી કહો, કે તે ઉચ્ચ પવિત્ર સ્થાન મેળવવાને શું આ ફ્રેંચ રમણી યોગ્ય છે ? એ કાળા મુખવાળી કુતરી શું તે ઉચ્ચ સિંહાસને બેસવાને યોગ્ય પાત્ર છે ? "

વૃદ્ધ અત્યંત ક્રોધાયમાન થઇને બોલ્યો: " જો વૅાલગા ? તારો અધિકાર તપાસીને બોલજે હો, તારો અધિકાર ભૂલી જઇશ નહિ. "

" હું તો મારો અધિકાર કદાચ ભૂલી શકું ખરી, કિન્તુ આપ મારા પૂજનીય પિતા છો, તેથી હું આપને ભૂલી શકીશ નહિ. જે પવિત્ર ઉંચા કુળમાં મારો જન્મ થયો છે, તે હું ભૂલીશ નહિ, જે પવિત્ર વંશનું ગૌરવ જાળવી રાખવાને માટે આપે મને વારંવાર ઉપદેશ આપ્યો છે, તે હું કદિ ભૂલીશ નહિ. કિન્તુ આપ પોતે જ તે સઘળું ભૂલી જઇને એક નિર્લજ, ષડ્યંત્ર રચનારી કલંકિની ફ્રેંચ રમણીને પ્રણયની પ્રદવીએ પધરાવીને તે ઉચ્ચ અને પવિત્ર કુળના ગૌરવને ઝાંખપ લગાડવા તૈયાર થયા છો. "

"જો વૉલગા ! હું તને વારંવાર કહું છું, કે તે રમણીપર એવો નકામો દોષારોપણ કર નહિ. તું ધ્યાનમાં રાખજે, કે તે અત્યારે ભાવી ડયુક-પત્ની છે."

"ભાવી ડયુક-પત્ની? શું તે એટલી બધી ઉચ્ચ આશા રાખે છે? ઇંગ્લાંડના ડયુકની પત્ની થવાની આશા એક ફ્રેંચ રમણી રાખે છે? તમે પોતે જ ડયુકની પદવીના અધિકારી નથી, તે જાણો છો કે?"

વૃદ્ધ ડયુક આ શબ્દ સાંભળીને આશ્ચર્ય પામી ગયો. તે બોલ્યોઃ "વૉલગા! તું શું બોલે છે, તેનું તને ભાન રહે છે? જે શબ્દ બોલે તે પ્રથમ વિચાર કરીને બોલ."

બાલિકા પિતાની તરફ સ્થિર દૃષ્ટિથી જોઇ રહીને બોલીઃ "હું જે બોલું છું, તે સંપૂર્ણ ભાનમાં બોલું છું, અને તે બાબત પ્રથમ વિચાર કર્યા પછી જ બોલું છું. પિતાજી! શું તમે નક્કી કહી શકશો, કે પ્રથમના ડયુકનો ત્રીજો પુત્ર, કે જે ઉત્તરાધિકારી તરીકે ખરો ડયુક ગણાય, તેણે ખરેખર આત્મહત્યા જ કરી છે?"

"તારો પૂછેલો પ્રશ્ન કેવળ નિષ્પ્રયોજનીય છે."

"નહિ, તે નિષ્પ્રયોજનીય નથી, કિન્તુ યોગ્ય પ્રયોજનવાળો છે. તેણે જો કદિ જળમાં ડૂબી જઇને પ્રાણ ત્યાગ કર્યો હોય, તો તેનું શબ ક્યાં જાય? શું કોઇને તેના શબનો પત્તો લાગ્યો છે?"

વૃદ્ધ કેટલીક ક્ષણ નિસ્તબ્ધ રહ્યા પછી બોલ્યોઃ "જોકે તેના શબનો તો કશો પત્તો લાગ્યો નથી, કિન્તુ તેના હાડકાનું માળખું હાન્પુર નદીને કિનારે જોવામાં આવ્યું હતું, વળી તેના ગૃહમાંથી જે એક પત્ર મળી આવ્યો હતો, તેમાં તેણે તેનો વિચાર સ્પષ્ટ રીતે જણાવ્યો હતો. એ સવળાપરથી સાબિત થાય છે, કે તે વ્યક્તિ ખરેખર અત્યારે આ દુનિયાપર નથી."

"જો તે ખરેખર મૃત્યુ પામ્યો હોય, તો શું આજ સુધી તેના શબનો પત્તો લાગ્યા વિના રહે?"

"હું સમજી શકતો નથી કે આટલા દિવસ પછી આજે તું મને એ પ્રશ્ન કેમ પૂછે છે? અને એવો નકામો વિચાર તારા હૃદયમાં ઉદ્‌ભૂત થવાનું કારણ શું?"

"હું પોતે પણ તે જાણતી નથી, તોપણ એટલું તો કહી શકું ખરી કે, વર્તમાન સમયની પ્રત્યેક ઘટના રહસ્યથી ભરપુર છે. જો તેમ ન હોય, તો આપની લાડકવાયી કન્યાને આપ આમ દુઃખી

શામાટે કરો ? માયાવીના મોહિની મંત્રમાં તમે આમ મુગ્ધ શા-માટે બની જાઓ ? ”

ડયુક ઉઠીને બાલિકાને ખભે હાથ મૂકીને બોલ્યો: “ વૉલગા ! મારી પ્રિય પુત્રી ! તું આટલી બધી દુઃખી થા નહિ, તારા મુખ ઉપર દુઃખની છાયા જોઇને મને બહુ કષ્ટ ઉત્પન્ન થાય છે તારા આ દુઃખી દિવસનો અવશ્ય હવે જલ્દી અંત આવશે. થોડા દિવસને માટે તું ધૈર્ય ધારણ કર. ”

બાલિકાના ગુલાબી ગાલપર અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં. તે અશ્રુપાત કરતી પિતાના પગમાં પડી જઇને કરૂણાજનક કંઠે બોલી: “ પિતાજી ! ખરેખર શું તમે તે ફ્રેંચ રમણીની સાથે લગ્ન કરશો?”

વૃદ્ધે ડોકું નમાવીને સંમતિ દર્શાવી.

બાલિકા ગંભીર નિરાશાથી એક દીર્ઘ નિઃશ્વાસ છોડીને પિતાની પાસેથી દરદીના ગૃહમાં જવા માટે બહાર નીકળી. ધીમેથી દરદીના ગૃહનું દ્વાર ઉઘાડી અંદર નજર કરીને તુર્તજ ઉતાવળી ઉતાવળી પાછી તેના પિતાની પાસે આવીને ગુપચુપ કહેવા લાગી: “તમે ફ્રેંચ રમણીને જો સારી ધારતા હો અને તેનું હૃદય તમને શુદ્ધ લાગતું હોય, તો તે ચૈતન્યરહિત દરદીના ગૃહમાં આ પ્રમાણે ચોરની માફક એકલી શા-માટે પ્રવેશ કરે ? ”

ડયુકે ધીમે પગલે કન્યાની સાથે જઇને દરદીના ગૃહ તરફ દૃષ્ટિ-પાત કર્યો તો જણાયું, કે યુવતી ખરેખર એલ્ફ્રેડના બિછાના પાસે મુખ નીચું કરીને ઉતાવળા અને બોખરા અવાજથી તેને પૂછે છે: “તે કયાં મૂકયો છે ? એલ્ફ્રેડ ! મારા પ્રશ્નનો પ્રત્યુત્તર આપ, તે તાર તેં કયાં મૂકયો છે ? ”

આ દૃશ્ય જોઇને બાલિકાએ પિતાની તરફ ઘૃણાથી નજર કરી, તે નજરનો મર્મ સમજી જઇને ડયુક વિલંબ નહિ કરતાં દરદીના ગૃહમાં પ્રવેશ કરીને ધીમેથી બોલ્યો: “ ડોલા ? હું ધારૂં છું કે મિ. એલ્ફ્રેડ ચૈતન્યહીન છે એ આપના જાણવામાં નહિ હોય. દુર્ભાગ્યને લીધે તે અત્યારે આપના પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાને તદ્દન અશક્ત છે.”

ડોલા ડયુકનો કંઠસ્વર સાંભળીને ચમકી ગઇ અને પાછી ફરીને જુએ છે, તો ડયુકકન્યા બારણા પાસે ઉભી રહીને અત્યંત ઘૃણાની નજરથી તેની સામે જોઈ રહેલી દૃષ્ટિએ પડી. તે દૃષ્ટિનો અર્થ યુવ-તી સમજી ગઈ.

ફ્રેંચ રમણીએ ચાકરડી પાસેથી સાંભળ્યું હતું, કે એલ્ફ્રેડ આ ગૃહમાં સૂતો છે, કિન્તુ જાણતી નહોતી, કે દરદીના ગૃહની પાસે જ ડ્યુકનું શયનભવન આવેલું છે. યુવતી વૅાલગાની તીવ્ર ઘૃણાની દૃષ્ટિથી કિંવા ડ્યુકના ત્યાં આવી પહોંચવાથી કોઇ પણ પ્રકારે ભય પામી નહિ. તેના સાહસિક સ્વભાવથી આત્મસંયમન કરીને નીડરપણે બોલી: "અહા! એલ્ફ્રેડની આવી અવસ્થા જોઇને મને બહુ કષ્ટ ઉત્પન્ન થયું છે ! કેટલાંક વર્ષો પહેલાં એ કમનસીબ યુવક મને બહુ ચાહતો હતો અને તે ચાહનાની નિશાની તરીકે તેણે મારી પાસેથી એક વીંટી માગી લીધી હતી. હવે તે વીંટી તેની પાસે રહેવા દેવાનું મને વાજબી લાગતું નથી, પરંતુ જો હું તે અત્યારે લઇ લઉં, તો તે હતભાગ્ય યુવક હતાશ બની જઇને પ્રાણત્યાગ કરે, તે માટે મને બહુ ચિન્તા થાય છે. "

વૅાલગા હવે ચૂપ રહી શકી નહિ. તે આગળ આવીને બોલી: " અત્યારે મિ. એલ્ફ્રેડનું ગૃહ નિર્જન અને નિસ્તબ્ધ રાખવાની જરૂર છે, પ્રથમના પ્રેમની વાત સાંભળવાનો અત્યારે યોગ્ય સમય નથી. પિતાજી ! આપ આમને આ ગૃહમાંથી બહાર લઇ જશો તો, હું આપનો મોટો ઉપકાર માનીશ. "

આ સમયે એલ્ફ્રેડ અજ્ઞાત અવસ્થામાં કાંઇક બકવા લાગ્યો અને બંને હાથ પહોળા કરીને પગ પછાડવા લાગ્યો; જાણે તે કાંઇ પકડવાનો પ્રયત્ન કરતો હોયની !

ફ્રેંચ રમણી દરદીની પાસેથી ખસી જઇને મધુર સ્વરે બોલી: " આપ મારા પર ગુસ્સે થાઓ છો, કિન્તુ આ હતભાગ્યના ઉન્મત્ત પ્રણયને માટે મારે જે કાંઈ કષ્ટ સહન કરવું પડયું છે અને જે પ્રકારે સાવધાન રહેવું પડયું છે, તે જો તમે સાંભળો, તો તમે નક્કી મારા પર ગુસ્સે થાઓ નહિ. "

ડ્યુક કાંઇક બોલવા જતો હતો, પરંતુ ચૂપ રહી ગયો. યુવતીને એકલી એલ્ફ્રેડના ગૃહમાં આવેલી જોઇને તેને કંઇ વધારે આશ્ચર્ય લાગ્યું નહિ. તે મનમાં સહેજ હસ્યો, કિન્તુ યુવતીની પ્રત્યે તેને જે વિશ્વાસ ઉત્પન્ન થયો હતો, તે એકાએક નાશ પામ્યો. ડ્યુકે વિચાર્યું, કે આ વૃદ્ધાવસ્થામાં પણ મારે હજી કેટલાક દિવસ આ

પ્રમાણે પ્રણયનો પ્રપંચ કરવો પડશે, નહિતો તેમને આ સ્થળે અટકાવી રાખવાનું મુશ્કેલ પડશે. હૃદયનો વિચાર છુપાવી રાખીને તે બોલ્યોઃ "ડોલા ! આપની વાત સાંભળીને હું બહુ આશ્ચર્ય પામ્યો છું. મિ. એલ્ફ્રેડ સંબંધી આપની ગુપ્ત વાત એક દિવસ મને કહી સંભળાવજો, તે સઘળી વાત સાંભળવાને એકાન્ત જગ્યાની જરૂર છે."

"પ્રિયતમ ! નિશ્ચય હું તમને એ સઘળી વાત જણાવીશ. આપનાથી હું કોઇ પણ વાત છાની રાખી રાખીશ નહિં." એમ બોલીને યુવતી ડયુકનો હાથ પકડીને ત્યાંથી બહાર નીકળી અને થોડેક દૂર ગયા પછી ડયુકની રજા લઇને સીધી ફ્રૅાંસાયાના ગૃહમાં જઇ પહોંચી. ત્યાં જઇને જુએ છે, તો ફ્રૅાંસાયા એક ખુરશીપર બેસીને કાંઇક વિચાર કરતો હતો.

યુવતીના મુખમાં હાસ્યની રેષાઓ જોઇને ફ્રેંચ યુવકે પ્રશ્ન કર્યોઃ "કેમ ડોલા ! શા સમાચાર છે ?"

"સમાચાર બહુ સારા છે. હવે થોડા દિવસ પછી હું ટ્રીવારવીથના ડયુકની પત્ની થઇશ." એમ કહીને ડયુકની સાથે જે જે વાતચીત થઇ હતી, તે સઘળી તેણે તેના ભાઇને કહી સંભળાવી અને તેને હજી પણ થોડાક દિવસ વધારે આ સ્થળે રોકાઇ જવાની સલાહ આપવા લાગી.

ફ્રૅાંસાયા તેની બહેનના લગ્નના સમાચાર સાંભળી અત્યંત આશ્ચર્ય પામીને બોલ્યોઃ "ડોલા ! તારી ચતુરાઈ જોઇને હું ખરેખર સ્તંભિત બની ગયો છું. આટલી બધી ઉતાવળથી તું એ વૃદ્ધ ડયુકને હસ્તગત કરીશ, એમ હું સ્વપ્ને પણ ધારતો નહોતો. વારૂ, તારા કહેવા મુજબ હજી પણ થોડાક દિવસ હું આ સ્થળે રોકાઇશ. તું જો ટ્રીવારવીથના ડયુકની પત્ની થઇશ, તો મારા ભવિષ્યના બનેવી પાસેથી મને અનેક બાબતમાં સહાય મળશે અને આપણું કાર્ય સિદ્ધ થવાનો અનુકૂળ સમય પણ આપણને પ્રાપ્ત થશે."

---

## પ્રકરણ ૨૧ મું.

---

## વિષમયીનું ષડ્યંત્ર.

---



સંધ્યાકાળ થવા આવ્યો છે. દરદીનું ગૃહ નિસ્તબ્ધ છે. દાકતર આવીને રોગીનું શરીર ઉત્તમ રીતે તપાસીને બોલ્યો: " બહુ ચિન્તા કરશો નહિ, તેમને જલ્દી આરોગ્ય પ્રાપ્ત થશે. કિન્તુ તેમને સારવારની વિશેષ જરૂર છે. હું હમણાં જ બે નર્સ ( સારવાર કરનારી સ્ત્રીને ) મોકલી આપું છું. "

વૅાલગા બોલી: " બે નર્સોની કશી જરૂર નથી, દિવસે સારવાર કરવાનો ભાર હું માથે લઇશ, ફકત રાત્રિને માટે એક નર્સ મોકલશો, તો ચાલશે. "

" વારૂ, ત્યારે એક મોકલીશ. " એમ કહીને દાકતર આશ્ચર્ય પામીને ત્યાંથી વિદાય થયો. તેણે વિચાર્યું કે: " એલ્ડ્રેડ એક ભાગ્યવાન પુરૂષ છે, નહિતો વૅાલગાના જેવી સુંદર રમણી તેને ક્યાંથી ચાહે ? "

બાલિકા ખાધા પીધા વિના–ભૂખી તરસી નિદ્રાનો ત્યાગ કરીને–પ્રાણ પાથરીને દરદીની સારવાર કરવા લાગી. ડયુકે બાલિકાને આટલો બધો પરિશ્રમ નહિ લેવાને અનેકવાર સમજાવી, કિન્તુ બાલિકાએ તે ધ્યાનમાં લીધું નહિ. તેના ક્ષુદ્ર પ્રાણની ક્ષુદ્ર શક્તિવડે એલ્ડ્રેડના નિષ્ઠુર રોગની સાથે તે પ્રાણપણે યુદ્ધ કરવા લાગી.

દાક્તરના કહેવાપરથી બાલિકાના હૃદયમાં આશાનો સંચાર થયો, તે આશાથી ઉત્સાહિત બનીને નર્સના આગમનથી પ્રતીક્ષા કરતી એલ્ડ્રેડની શય્યા પાસે બેસીને વિચાર કરવા લાગી: " એલ્ડ્રેડ કોણ હશે ? એ વ્યક્તિ શું ખરેખર ટ્રીવારવીથના ડયુક હશે ? હા, તેમ પણ હોય, જો તેમ હોય તો ક્યારે તે રહસ્ય ખુલ્લું થશે ? ડોલા

અને ફ્રૅંસાયાનું ગુપ્ત રહસ્ય પણ ક્યારે ખુલ્લું થશે ? ડોલાને શું જોઇએ છે ? ચોરની માફક એલ્ફ્રેડના ગૃહમાં પ્રવેશ કરીને તેની પાસેથી તે શું માગતી હતી ?"

જે વખતે વૅાલગા આ પ્રમાણે વિચાર કરતી હતી, તે જ વખતે ફ્રૅંસાયા તેના ગૃહમાં બેસીને તેની બહેનની સાથે પોતાની સ્થિતિ વિષે વિચાર કરતો હતો. જોકે તેની સ્થિતિ પ્રથમના કરતાં ઉન્નત થઇ હતી, તથાપિ તેના હૃદયમાંથી ભય નષ્ટ થયો નહોતો. તેણે વિચાર્યું કે ડ્યુક તેની બહેનની સાથે લગ્ન કરવાને સંમત થયા છે, તેથી મારો પરાજય થવામાં ફક્ત કેટલાક દિવસનું લંબાણ થયું છે. એલ્ફ્રેડ સાજો થશે, ત્યારે શી હકીકત બનશે, તે કાંઇ કહી શકાય નહિ. આ પ્રમાણે વિચાર કરીને ફ્રૅંસાયા તેની બહેનને સંબોધીને બોલ્યો: "જો ડોલા ! જ્યાંસુધી આ ડિસ્પેચબેગ સ્થાનાન્તરિત કરવામાં નહિ આવે, ત્યાંસુધી મને શાન્તિ મળશે નહિ."

યુવતી હાસ્ય કરીને બોલી: "તારે ભય રાખવાનું કાંઇ પણ પ્રયોજન નથી. કાલે પ્રાતઃકાળમાં જ હું એ બેગ લઇને એલ્ફ્રેડની ઝુંપડીમાં મૂકી આવીશ. એલ્ફ્રેડ હાલમાં તેની પર્ણકુટિમાં નથી, તેથી મારા એ કામમાં કોઈ પણ જાતની અડચણ નડશે નહિ. વળી તે વખતે હું તારની પણ શોધ કરતી આવીશ. તું એ બેગ મને આપ, હું મારા ગૃહમાં લઈ જઇને તે રાખીશ. જો તે મારી પાસે હશે, તો કોઈ તેનો પત્તો મેળવવાનું સાહસ કરી શકશે નહિ; કારણકે હું અત્યારે ભાવી ડ્યુક-પત્ની છું."

ફ્રૅંસાયાએ એક શબ્દ પણ નહિ બોલતાં ગુપ્ત સ્થળેથી બેગને બહાર કહાડીને ડોલાના હાથમાં આપી. તે લઇને ડોલા તેના ગૃહમાં ચાલી ગઈ.

બીજે દિવસે પ્રાતઃકાળે ખુલ્લી હવામાં ફરવા જવાનું નિમિત્ત કહાડીને યુવતી તેના ગૃહની બહાર નીકળી પડીને એલ્ફ્રેડની ઝુંપડી તરફ જવા લાગી. તે જાણતી નહોતી કે વૅાલ્ગા તેની પહેલાં જ ત્યાં જઇ પહોંચી છે. તે બાલિકાને એલ્ફ્રેડની પર્ણકુટિમાં જવાનું યોગ્ય કારણ હતું. તેનો પ્રિયતમ અત્યારે પથારીવશ હોવાથી તેના ઘરની સામગ્રીનું રક્ષણ કરવાનો ભાર તે પોતે ન લે તો તે સઘળું નાશ પામે

અથવા ચોરાઈ જાય, એટલા માટે બાલિકા પ્રભાત થતાં જ એલ્ડ્રેડની પર્ણકુટિમાં જઈ પહોંચી હતી. તે સઘળો સામાન યોગ્ય સ્થળે મૂકીને ત્યાંથી જેવી બહાર નીકળવા જાય છે, એટલામાં ફ્રેંચ રમણી પર્ણ-કુટિ તરફ આવતી તેની દૃષ્ટિએ પડી. બાલિકા આશ્ચર્ય પામીને તેની સઘળી રમત જોવાના ઈરાદાથી કુતુહલ દાખલ ઝુંપડીના એક ખૂણામાં સંતાઈ ગઈ.

ડોલા કાંઈ પણ સંદેહ નહિ લાવતાં બારણું ઠેલીને એકવાર પા-છળ દૃષ્ટિપાત કરીને તુર્ત જ ગૃહની અંદર દાખલ થઈ અને હાથમાંની છત્રીની અંદરથી ડિસ્પેચબેગ બહાર કહાડીને જેવી ટેબલપર મૂકી, કે તુર્તજ વૉલ્ગા ત્યાં આવી પહોંચી.

વૉલ્ગાને સન્મુખ ઉભેલી જોઈને ડોલા અત્યંત સ્તંભિત અને ભયભીત બની ગઈ, પરંતુ તુર્ત જ પોતાનો મનોભાવ દબાવી દઈને તે બોલી: " તમે અહીં આવ્યાં છો ? આ સ્થળે આપની સાથે મને મેળાપ ન થયો હોત તો સારૂં હતું, કારણકે હું જે કાર્ય સિદ્ધ કરવાને માટે આ સ્થળે આવી છું, તે સાંભળવાથી આપના હૃદયમાં મોટો આઘાત લાગશે."

બાલિકાની દૃષ્ટિ એકાએક તે ડિસ્પેચબેગ ઉપર પડી. તેણે અ-ત્યંત આશ્ચર્ય પામીને પ્રશ્ન કર્યો: " આ ડિસ્પેચબેગ આપની પાસે છે ? આપે તે ક્યાંથી લીધી અને લેવાનું કારણ શું ? "

" આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાને મારી બિલકુલ ઈચ્છા નથી, તોપણ જો તમે આ એકાન્ત સ્થળ ધારીને જે બનાવ બન્યો છે તે પ્રકટ કરવાની મને ફરજ પાડતાં હો, તો મારે તે પ્રકટ કરવો પડશે; પરંતુ આપ એ બનાવ સાંભળીને સુખી નહિ થતાં અત્યંત દુઃખી થશો. માટે પ્રકટ કરીને આપને કષ્ટ આપવા મારી ઈચ્છા નથી."

" ના, આપને તે બનાવ પ્રકટ કરવો જ પડશે. જે ડિસ્પેચબેગને માટે આવો ભયંકર બનાવ બન્યો છે, તે વિષે સંપૂર્ણ વિવેચન જાણવાની મારે વિશેષ જરૂર છે."

" તે સાંભળવાનો આગ્રહ ન કર્યો હોત, તો જ સારૂં હતું, પરંતુ જ્યારે તમે તે સાંભળવાની આવશ્યકતા દર્શાવો છો, ત્યારે મારે તે જણાવવું જ પડશે; કિન્તુ આપ મારો કોઈ પ્રકારનો અપરાધ લેશો નહિ."

ત્યારપછી ફ્રેંચ યુવતીએ બોલવાનો આરંભ કર્યો: " આ ડિસ્પેચબેગ આટલા દિવસ સુધી એલ્ડ્રેડના ઘરમાં હતી. કાલે જ્યારે હું તેની મુલાકાત લેવાને ગઇ ત્યારે તે મારા બંને હાથ પકડીને આજીજીપૂર્વક બોલ્યો હતો કે: 'ડોલા! તું મને બચાવ. ડયુકની ડિસ્પેચબેગ મારા ઘરમાં છે, તે લઇને તું કોઈ ગુપ્ત સ્થળે અથવા સ્થાનાન્તરે મૂકી આવ, નહિતો હું કોઈ પણ રીતે બચવા પામીશ નહિ. ડયુક મારા ઘરમાં તપાસ કરીને જો સઘળી વાત જાણી જશે, તો મારૂં સત્યાનાશ વળી જશે. તું મને આ વિપત્તિમાંથી બચાવ, આ સ્થળે મારે માત્ર એક તારી જ ઓથ છે. મારા પર દયા કરીને આ પ્રમાણે જો તું મારી રક્ષા નહિ કરે, તો મારે જલ્દી કેદખાનામાં જવું પડશે અથવા જલ્લાદના હાથથી પ્રાણ ગુમાવવો પડશે.' હવે બોલો જોઉં કે મારૂં કર્તવ્ય શું છે? આ વિપત્તિમાંથી તેની રક્ષા કરવી ઉચિત છે કે નહિ? એ હતભાગ્ય યુવક એક દિવસ મને ચાહતો હતો, એક દિવસ મારે માટે તે સર્વસ્વ ગુમાવી દેવાને તૈયાર થયો હતો. તે ચાહનાને લીધે તેની રક્ષા કરવાને માટે હું આ ડિસ્પેચબેગ સ્થાનાંતર કરવા આવી છું."

બાલિકાએ તેની વાત સાચી માની નહિ. તેણે આવીને એ ઘરના પ્રત્યેક સ્થળે તપાસ કરી હતી, પરંતુ તે વખતે એ બેગ ક્યાંઈ પણ તેના જોવામાં આવી નહોતી. ડોલાના આગમનની સાથે જ તે આ સ્થળે એકાએક જોવામાં આવી હતી. તેને સંદેહ આવ્યો કે પાપિણી વળી કોઇ નવી પાપજાળનો વિસ્તાર કરવા આવી છે. કોઈ દુષ્ટ અભિલાષા પૂર્ણ કરવાને માટે આ ઘરમાં તે આવી છે. બાલિકા અત્યંત ક્રોધાયમાન થયા છતાં, પોતાનો ક્રોધ દબાવી રાખીને બોલી: " મિ. એલ્ડ્રેડ સંબંધી વિશેષ કાંઈ પણ આલોચના કરવાનું પ્રયોજન નથી. જ્યારે ડિસ્પેચબેગ હાથ લાગી છે, ત્યારે એ મને આપી દો, હું તે પિતાજીને આપીશ. તેઓ આ બેગને માટે બહુ ઉદ્વિગ્ન થયા છે."

" ના, ના, કોઇ પણ રીતે હું એ આપને આપી શકું નહિ, હું કદિ પણ એલ્ડ્રેડની આગળ વિશ્વાસઘાતિની બની શકું નહિ. મિ. એલ્ડ્રેડ આપને ચાહે છે, તો તેનું સત્યાનાશ વાળવામાં આપે મદદ કરવી, એ શું ઉચિત છે?"

બાલિકા હવે ક્રોધને રોકી શકી નહિ. તે ક્રુદ્ધ સ્વરે બોલીઃ "હું સારી રીતે જાણું છું, કે મિ. એલ્ડ્રેડના ઘરમાં આ બેગ હતી નહિ. તેણે જીંદગીમાં કદિ પણ આ બેગને જોઇ નથી. આપ તેના પર મિથ્યા દોષારોપણ કરો છો."

"હું જે બોલું છું, તે સત્ય જ છે. તેમાંનો એક અક્ષર પણ અસત્ય નથી. વારૂ, જો કદિ આ બેગ હું તમને આપું, તો તમે તમારા પિતાને શું કહો ?"

"જે સત્ય વાત બની છે, તે જ કહીશ."

"સત્ય વાત કઈ ?"

"આ બેગ આપની પાસે હતી અને મિ. એલ્ડ્રેડની ગેરહાજરીમાં તેમના ઘરમાં તમે આ બેગ સંતાડી રાખવાની ઇચ્છાથી આવ્યાં હતાં. તેમ કરવામાં તમારો ઉદ્દેશ એ હતો કે ચોરી અને ખૂનનો આરોપ મિ. એલ્ડ્રેડને માથે નાખવો."

ફ્રેંચ રમણીના મુખે એકાએક ગંભીર ભાવ ધારણ કર્યો. તે ઉત્તેજિત કંઠે બોલીઃ "મૂર્ખ બાલિકા ! જાણે છે કે તું કોની સાથે વાત કરે છે ? આમ બેઅદબીથી વાતચીત કરવાથી તારે શિક્ષા સહન કરવી પડશે. હું અત્યારે ભાવી ડ્યુક-પત્ની છું."

"કલ્પના વડે આપ જે હો, તે જાણવાની હું કશી આવશ્યકતા જોતી નથી, તોપણ તમે એલ્ડ્રેડના એક મુખ્ય શત્રુ છો, એમ હું મુક્ત કંઠે કહી શકું ખરી. વળી એક બીજી વાત આપને એ જણાવવાની કે, પિતાજી આપની સાથે લગ્ન કરવાને સંમત થયા છે, તે જો કદિ સાંભળે, કે તમે તમારા પ્રથમના મિત્રના ઘરમાં આવી રીતે વારંવાર આવજા કરો છો, તો શું તે આપના પર સંતુષ્ટ રહેશે ?"

"તે સંતુષ્ટ રહે કે અસંતુષ્ટ રહે, તેને માટે હું કશી દરકાર કરતી નથી. તે તો અત્યારે સંપૂર્ણ રીતે મારે આધીન છે—મારી ઇચ્છાની વિરૂદ્ધ તે એક શબ્દ પણ બોલવાનું સાહસ કરી શકે નહિ."

"શું એક શબ્દ પણ બોલવાનું સાહસ કરી શકે નહિ ?"

"ના, ના, ન કરી શકે. તમે જાણો છો, કે તમારા પિતા મારી સાથે લગ્ન કરવાને કેમ સંમત થયા છે ? અને તેની સઘળી

સંપત્તિ મારે નામે રજીસ્ટર કરાવી લેવાને કેમ સ્વીકૃત થયા છે ? જો ન જાણતાં હો તો સાંભળો, તમારા પિતાએ જ મિ. અટારહામનું ખૂન કર્યું છે. એ વ્યક્તિ ગુપ્તચાર એલ્ફ્રેડને મદદ કરનારી હતી. એક દિવસ રાત્રે અટારહામ તમારા પિતાના દફતરવાળા ગૃહમાં જઇને તેની ખાનગી તીજોરીમાંથી આ ડિસ્પેચબેગ અને દસ્તાવેજોની ચોરી કરવાનો પ્રયત્ન કરતો હતો, એવામાં તમારા પિતાએ તેને જોઇ જવાથી ક્રોધાંન્ધ બની જઇને તેનું ખૂન કર્યું છે. એ બનાવ મેં મારી નજરે જોયો છે. કાંઇક કારણુસર હું તે વખતે ત્યાં ગઇ હતી. તેમની એ સઘળી વાત ગુપ્ત રાખવાના બદલામાં તેમણે મને આ ડયુક–પત્નીની પદવી આપવાનો સ્વીકાર કર્યો છે. તમે તેની પુત્રી હોવાથી કોઇને એ વાત જણાવો નહિ, એ વિશ્વાસથી મેં તમને આ સઘળી હકીકત જણાવી છે. હવે તમારા સમજવામાં આવ્યું, કે તેઓ મારી સાથે લગ્ન કરવાને કેમ સંમત થયા છે ? અને તેઓ કેમ મારે આધીન થયા છે ? ”

ફ્રેંચ રમણીની વાત સાંભળીને બાલિકા અત્યંત ભયભીત બની ગઇ. જો કે પિતાએ હત્યા કરી હોય એ વાત બિલકુલ તેને સાચી લાગી નહિ, તથાપિ કાંઇક એકાદ અજ્ઞાત આશંકાથી બાલિકાનું હૃદય થરથર કંપવા લાગ્યું. તેણે વિચાર્યું કે બનાવ તો ગમે તે બન્યો હોય, કિન્તુ જ્યારે આ ડિસ્પેચબેગ હાથમાં આવી છે, ત્યારે તે લઇને પિતાને સોંપવી જ જોઇએ. જ્યાંસુધી મારાથી બની શકે ત્યાંસુધી હું કોઇ પણ રીતે તેમનું અમંગળ થવા દઇશ નહિ. બાલિકા બોલી: “ ડોલા ! આ ડિસ્પેચબેગ મારે પિતાને પહોંચાડવી જ જોઇએ. હું તમારી પાસે પ્રતિજ્ઞા લઉં છું કે આ સંબંધી કાંઈ પણ વાત હું તેમને કહીશ નહિ. આ બેગ ક્યાંથી મળી આવી છે અને કોણે આપી છે, એ સમાચાર હું તેમને જણાવીશ નહિ. બોલો એમ તમે ખુશી છો ? ”

“ હા ખુશી છું, કિન્તુ તમે શપથ લ્યો કે તમારા પિતા તમારા પર ગમે તેટલી કઠોરતા વાપરે, ગમે તેટલો તમારો તિરસ્કાર કરે, તોપણ તમારે કોઈ પણ રીતે તેમને આ વાત બિલકુલ જણાવવી નહિ. ”

"ઇશ્વરના શપથ ખાઇને કહું છું, કે તે ગમે તેટલી મારા પર કઠોરતા વાપરે,ગમે તેટલી મને શિક્ષા કરે અને સંદવરને માટે મારો ત્યાગ કરે, તોપણ આ બેગ મને ક્યાંથી મળી આવી છે, એ વાત હું તેમની આગળ કદિ પણ પ્રકટ કરીશ નહિ."

ફ્રેંચ રમણી મંદ હાસ્ય કરીને તે બેગ બાલિકાના હાથમાં સોંપીને બોલી: "હું આશા રાખું છું, કે આપના પ્રિયતમના કલંકની વાત તમે કોઇને જણાવશો નહિ અને જે મેં તમને કહ્યું છે, તે આપના પિતાને જણાવીને તેમને લજ્જિત કરશો નહિ. હું જે પ્રકારે એલ્ફ્રેડને માથે દોષારોપણ નહિ થવા દેવા માટે પ્રયત્ન કરૂં છું, તે પ્રમાણે આપ પણ પ્રયત્ન કરવામાં બિલકુલ ખામી લાવશો નહિ."

બાલિકા યુવતી તરફ હવે દષ્ટિપાત કરી શકી નહિ. જાણે પોતે કોઈ શયતાનીની મૂર્તિ સન્મુખ ઉભી હોય અને સત્વર તેનો સંસર્ગ ત્યાગ કરવાને એક પગે થઈ રહી હોય, તેમ તે સ્થળેથી ચાલ્યા જવાની તે ઉતાવળ કરવા લાગી. ફ્રેંચ રમણીએ તેને પ્રશ્ન કર્યો: "હું ધારૂં છું કે દુર્ગ તરફ પાછા ફરવામાં આપને બહુ વિલંબ થયો છે."

"હા, મને બહુ વિલંબ થયો છે, તથાપિ મારે માટે આપને રાહ જોઇને અહીં ઉભા રહેવાનું કશું પ્રયોજન નથી; આપને જવું હોય તો ખુશીથી જાઓ."

યુવતી એક શબ્દ પણ બોલ્યા વિના ઉતાવળે પગલે દુર્ગમાં જઇ પહોંચી અને હાંફતી હાંફતી ડ્યુકના ગૃહમાં જઇને બોલી: "પ્રિયતમ ! એક ભયંકર સમાચાર લઇને હું આપને વિરક્ત કરવાને આવી છું. આશા રાખું છું, કે તે માટે આપ મને ક્ષમા કરશો. હું જાણું છું, કે એ સમાચાર સાંભળીને આપનું હૃદય વીંધાઈ જશે, તોપણ મારી ફરજ સમજીને—આપણાં પરસ્પરના સ્નેહનું રહસ્ય સમજીને અને આપનું મંગળ ઇચ્છીને આ કિંકરી આપને તે જણાવવાને બંધાએલી છે."

ડ્યુકે ભય પામી જઇને પ્રશ્ન કર્યો: "એવા શા સમાચાર છે ઝેલા ?"

"આજે પ્રાતઃકાળે ખુલ્લી હવા લેવા માટે હું દુર્ગમાંથી બ-

હાર નીકળીને મિ. એલ્ફ્રેડની પર્ણકુટિ તરફ જતી હતી, એવામાં આપની કન્યા તે કુટિમાંથી બહાર નીકળતી મારી નજરે પડી. સાંભળીને આપ ભયભીત અને સ્તંભિત બની જશો, કે આપની ચોરાએલી ડિસ્પેચબેગ તેના હાથમાં લટકતી હતી. મને જોઇને તે સંતાડી દેવાનો પ્રયત્ન કરવા લાગી. લજ્જાથી તે વખતે હું તેને કાંઇ પણ પ્રશ્ન કરી શકી નથી, કિન્તુ પાછળથી આપનું કાંઇક અમંગળ થાય, એટલા માટે હું ઉતાવળી ઉતાવળી આપને તે સમાચાર આપવા આવી છું. ”

“ તમે વૅાલગાના હાથમાં મારી ડિસ્પેચબેગ ખરેખર જોઇ છે ? ”

“ હા, પ્રાણેશ્વર ! મેં તે ખરેખર જોઈ છે, તેમાં કાંઇ પણ સંદેહ નથી. કિન્તુ મારા પર કૃપા કરીને આપ તેને કાંઇ પણ કહેશો નહિ. હું આપની કન્યાને બહુ ચાહું છું. તેથી પ્રાર્થના કરૂં છું, કે આપ તેને ક્ષમા કરશો. તે એક બાલિકા છે, તેનો અપરાધ શો ? તે હતભાગ્યની રક્ષા કરવાને પ્રાણપણે ચેષ્ટા કરે છે. અહા ! તે જાણતી નથી, કે હું શું કરૂં છું, કોના હાથમાં રમણી જીવનનું સર્વસ્વ સમર્પણ કરવા જઉં છું. તે અજ્ઞાત અવસ્થામાં ઝેરની પ્યાલી અમૃત જાણીને ગળામાં ઢાલવે છે. ”

એટલામાં વૅાલગાને દૂરથી આવતી જોઇને ડોલા તે ગૃહમાંથી પ્રસ્થાન કરી ગઇ. ડયુકે આશ્ચર્યપૂર્વક જોયું કે ખરેખર તે ડિસ્પેચબેગ તેની કન્યાના હાથમાં લટકી રહી છે. બાલિકા સીધી તેના પિતાના ગૃહમાં આવીને બોલી: “ પિતાજી ! ઇશ્વરનો આભાર માનો, કે યોગ્ય સમયે આ બેગ હું આપની પાસે લાવી શકી છું. ”

કાંઇ પણ પ્રશ્ન કર્યા પહેલાં ડયુકે કંપિત હાથે બેગ ખોલીને જોયું કે દસ્તાવેજો એક સરખી સ્થિતિમાં યોગ્ય સ્થળે સચવાઇ રહ્યા છે; કિન્તુ જ્યારે તેના મનમાં વિચાર ઉત્પન્ન થયો, કે કદિ આ દસ્તાવેજોની નકલ કરી લીધી હશે તો ! તે વિચાર આવતાં જ વૃદ્ધ ડયુકનું શરીર કંપી ઉઠયું. તે વૅાલગાને ત્યાંથી ચાલ્યા જવાની ઉતાવળ કરતી જોઇને કર્કશ અવાજે બોલ્યો: “ વૅાલગા ! થોડી વાર ઉભી રહે, મારે તને કાંઈ પૂછવાનું છે. ” ડયુકના આવા કઠોર અવાજથી ઉચ્ચારેલાં વાકયોએ બાલિકાનું મર્મસ્થાન વીંધી નાંખ્યું. બાલિકા હવે

આગળ પગલું ભરી શકી નહિ. તે કાષ્ટની પુતળીની માફક એક જ સ્થળે ઉભી રહી.

ડયુકે પુનઃ કર્કશકંઠે પ્રશ્ન કર્યો: "વૉલગા! તને આ બેગ ક્યાંથી મળી આવી ?"

બાલિકા કશો પ્રત્યુત્તર નહિ આપી શકતાં નીચી દૃષ્ટિ કરીને ઉભી રહી. તેને નીરવતાથી ઉભી રહેલી જોઇને ડયુક વધારે ક્રોધાયમાન થઇને બોલ્યો: "બોલ, કેમ બોલતી નથી ? આ બેગ તને ક્યાંથી મળી આવી ?"

બાલિકા અત્યંત ધીમેથી બોલી: "પિતાજી ! ક્ષમા કરો. આપના એ પ્રશ્નનો પ્રત્યુત્તર હું અત્યારે આપી શકું તેમ નથી."

"હું તારો પિતા છું, જ્યારે હું તને આગ્રહ કરૂં છું, ત્યારે એ પ્રશ્નનો પ્રત્યુત્તર તારે આપવો જ જોઇએ."

"પિતાજી ! કાંઇક કારણસર એ પ્રશ્નનો પ્રત્યુત્તર આપનાથી ગુપ્ત રાખવાની મેં પ્રતિજ્ઞા લીધી છે."

"તું બોલતી નથી, કિન્તુ કોની પાસે તેં પ્રતિજ્ઞા લીધી છે, તે દુર્ભાગ્યવશતઃ મારા જાણવામાં પ્રથમથી જ આવી ગયું છે. મિ. એલ્ડ્રેડની ઝુંપડીમાંથી તને આ બેગ મળી આવી છે અને તેના કહેવાથી એ વાત ગુપ્ત રાખવાનો તું પ્રયત્ન કરે છે. તે હતભાગી પુરૂષે એ વાત મને નહિ જણાવવાને તને સમજાવી છે, તે મારા જાણવામાં સારી રીતે આવી ગયું છે."

ક્રોધથી વૉલગાનું વદનમંડળ લાલચોળ થઇ ગયું. તે મુખ નીચું નમાવી રાખીને સ્થિર દૃષ્ટિથી મેઝ તરફ જોઇ રહી. ક્રોધથી, ક્ષોભથી અને અભિમાનથી બાલિકાનું હૃદય કંપવા લાગ્યું. તે એક શબ્દ પણ બોલી શકી નહિ.

બાલિકાને નીરવ જોઇને વૃદ્ધ પુનઃ બોલવા લાગ્યો: "ધિક્ છે તને કલંકિની, આટલા દિવસ સુધી તને પુત્રી જાણીને મારા હૃદયના શોણિત બિંદુવડે હું તારૂં પાલનપોષણ કરતો આવ્યો છું અને નિષ્કપટ હૃદયે તારો વિશ્વાસ રાખતો આવ્યો છું, તેનો મને તેં આવો બદલો આપ્યો ? ! અહા ! મારી કન્યા એક નીચ હત્યા કરનારા ગુપ્તચારની પ્રણયિની બની છે ! તેના પાપકાર્યની સહચરી

બની છે ! અહા ! તે વાતનો વિશ્વાસ કરતાં પણ હૃદય વિદીર્ણ થઇ જાય છે ! ”

પિતાના શબ્દો સાંભળીને બાલિકાનું શરીર થરથર કંપવા લાગ્યું, જાણે મસ્તકમાંથી અગ્નિનો જોસબંધ પ્રવાહ વહી જતો હોયની, તેવો તેને અનુભવ થવા લાગ્યો. તે કષ્ટ દબાવી રાખીને બાલિકા કાંઇક બોલવા જતી હતી, એટલામાં ફ્રેંચ રમણી ઉતાવળી ઉતાવળી ત્યાં આવીને ડ્યુકનો હાથ પકડીને બોલીઃ “ પ્રિયતમ ! આપ આ ક્ષુદ્ર બાલિકા પ્રત્યે આમ કઠોર થાઓ નહિ, તેમાં એનો શો અપરાધ ? પ્રેમ છે, તે સઘળાંને ઉન્મત્ત બનાવી મૂકે છે, સઘળાંને હિતાહિતનું ભાન ભૂલાવી દે છે. મારા પર કૃપા કરીને બાલિકાને ક્ષમા કરો. ”

ફ્રેંચ રમણીને જોઇને બાલિકા બોલીઃ “ ડોસા ! પિતાજી મને જે પ્રશ્ન કરે છે, તેનો પ્રત્યુત્તર હું કાંઇક કારણુસર અત્યારે આપી શકું તેમ નથી. તેઓ મને ગુપ્તચારને સહાય કરનારી કહે છે. તેથી મારી વાત તે સાચી માનશે નહિ, કિન્તુ આપને જો યોગ્ય લાગે અને આપ રમણી હોવાથી આપના હૃદયમાં કાંઇક કોમળતા હોય, તો પિતાના આ પ્રશ્નનો ખરો પ્રત્યુત્તર આપીને મને આ વિપત્તિમાંથી મુક્ત કરશો. આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાનો ભાર હું આપના પર અર્પણ કરૂં છું. ”

એમ બોલીને બાલિકા ઉતાવળે પગલે ત્યાંથી ચાલી ગઇ.



# પ્રકરણ ૨૨ મું.

---

## પૂર્વકથન.

---



વાંલગા તેના પિતાના ગૃહમાંથી નીકળીને સીધી દરદીના ગૃહમાં પ્રવેશ કરીને નર્સ પ્રત્યે બોલી: "હવે તમે જાઓ, દરદીની સારવાર કરવાનો ભાર હું માથે લઉં છું."

રાત્રીના ઉજાગરા પછી છુટી મળવાથી નર્સ ઘણો આનંદ પામીને અત્યંત ધીમેથી બોલી: "મિ. એલ્ફ્રેડની તબિયત આજે ઘણી સુધરેલી જણાય છે. રાત્રે અનેક વખત તેમણે આપને યાદ કર્યાં હતાં." એમ બોલીને નર્સ ચાલી ગઈ.

બાલિકા એક દીર્ઘ નિઃશ્વાસ ત્યાગ કરીને દરદીની પાસે બેઠી. તેના પિતાએ ફ્રેંચ રમણીની બદસલાહથી તેને દુષિત ગણીને જે તિરસ્કાર કર્યો હતો, તે માટે તેને બહુ લાગી આવ્યું; કિન્તુ તેના પિતાના અવિચારીપણા ઉપર તેણે બિલકુલ દોષારોપણ કર્યો નહિ. તેણે વિચાર્યું કે ફ્રેંચ રમણીના વિષાક્ત નિઃશ્વાસથી પોતાના પિતાનું હૃદય પણ વિષાક્ત થઈ ગયું છે. તેથી તેના હૃદયમાં હવે મારૂં સ્થાન રહ્યું નથી. તે સુખના દિવસો અને તે વિશ્વાસ સદંતરને માટે ચાલ્યાં ગયાં છે. માત્ર ફ્રેંચ સર્પિણીનો તીવ્ર હળાહળ વિષપૂર્ણ નિઃશ્વાસ, તેના ભયંકર દંશની વેદના અને અંધકારમય શોક ને અશાન્તિ બાકી રહ્યાં છે. બાલિકા જેમ જેમ એ સમસ્ત ઘટના વિષે વિચાર કરવા લાગી, તેમ તેમ તે ઉત્સાહહીન બનતી ગઈ અને તેનું હૃદય અવસન્ન થવા લાગ્યું.

બાજુમાં જ એલ્ફ્રેડ નિદ્રા લેતો હતો, કોઈ એક મધુર સ્વપ્નમાં તેના ઓષ્ઠદ્વય મંદમંદ કંપતા હતા. યુવકે સ્વપ્નમાં જોયું, કે જાણે સ્વર્ગની એક દેવી-પ્રતિમા તેની પાસે બેઠી છે. તેના શરીરની કાંતિ, તેની મોહમુગ્ધ વીક્ષણ દૃષ્ટિ અને તેના મુખની હાસ્યરેખા વગેરે

આકર્ષક અવયવોથી તેનું સૌન્દર્ય અનુપમ ભાસે છે. યુવકને ઉત્તમ રીતે નિરીક્ષણ કરવાથી જણાઇ આવ્યું, કે તે દેવી-પ્રતિમા એ વૉલ્ગ ગાની મૂર્તિ પોતે જ છે. એકદૂડે તેની ચક્ષુ ખોલવાનું સાહસ કર્યું નહિ, તેને ભય લાગ્યો કે ચક્ષુ ખોલવાથી તેના એ સુખી સ્વપ્નનો કદાચ ભંગ થાય; કિન્તુ તેની સાથે વાતચીત કરવાના લોભથી તેમ કર્યા વિના તે રહી શક્યો નહિ. તે ક્ષીણ કંઠે બોલ્યો: "વૉલ્ગા! મ્હારી પ્રાણેશ્વરી !"

"શું છે, પ્રાણેશ્વર ! હું તમારી પાસે જ બેઠી છું."

તેનો વીણાના નાદ જેવો મધુર કંઠસ્વર સાંભળીને યુવકે ધીમેથી પાંસું ફેરવીને કંપિત હૃદયે ચક્ષુ ઉઘાડીને જોયું તો ખરેખર તેની માનસ-પ્રતિમા-તેની સ્વપ્નરાણી વૉલ્ગા પોતાની પાસે જ બેઠેલી તેની દૃષ્ટિએ પડી. તે બોલ્યો: "વૉલ્ગા ! હું અત્યારે ક્યાં છું ?"

"કેમ પ્રિયતમ ! તમે અત્યારે અમારા દુર્ગમાં છો."

"હું દુર્ગમાં છું ! આ સ્થળે હું કેવી રીતે આવ્યો ? મને કાંઈ સ્મરણ રહ્યું નથી. મને શું થયું છે ?"

"તમે ત્રણ દિવસ પહેલાં મારા પિતાના ગૃહમાં મુર્છિત થઇને પડયા પડયા હતા, તે તમને યાદ નથી ? તેમણે તમને તેમના ગૃહના ગુપ્ત માર્ગે જોયા હતા."

"હા, હા, હવે મને સ્મરણ થયું. હું તે ગુપ્ત માર્ગે થઇને આવ્યો હતો, તે વખતે ફ્રૈંસાયા ડિસ્પેચબેગ લઇને દસ્તાવેજોની નકલ ઉતારતો હતો. હા, હવે મને સઘળી વાત યાદ આવી. વારૂ, તેઓને પછી શું કર્યું ? તેઓને શું કેદ કર્યા છે ?"

"તમે હજી ઘણા દુર્બળ છો, તેથી વધારે વાતચીત કરવાનો પ્રયત્ન કરો નહિ. હું સઘળી વાત કહું છું, તે તમે ગુપચુપ સાંભળો."

"કહેતાં પહેલાં તમારો હાથ મારા હૃદયપર મૂકો, નહિતો હું સ્થિર રહી શકીશ નહિ."

વૉલ્ગા નજીક જઇને તેના હૃદયપર હાથ રાખીને બોલી: "સાંભળો પ્રિયતમ ! આપણા દુઃખની રાત્રીનો હજી અંત આવ્યો નથી. લોકો તમને ગુપ્તચાર કહીને સંદેહ કરે છે, માત્ર ગુપ્તચાર જ નહિ, કિન્તુ અટારહામના ખૂનનો આરોપ પણ તમારા માથે જ મૂકે

છે; પરંતુ હું સારી રીતે જાણું છું કે તમે નીરપરાધી છો, તમારૂં હૃદય વિશુદ્ધ છે. લોકોના બોલવાપર હું વિશ્વાસ રાખતી નથી. જે ખરો ખૂન કરનારો હશે, તે આજ નહિ તો કાલે અવશ્ય પકડાઇ આવશે."

"તમો હજી મારાપર વિશ્વાસ રાખો છો ?"

"હા, સંપૂર્ણ વિશ્વાસ રાખું છું. આખું જગત્ એક વાક્યે તમને દુષિત ગણે, તોપણ તમારા પરનો મારો વિશ્વાસ કદિ પણ નષ્ટ થવા પામશે નહિ. જ્યારે મારૂં મૃત્યુ થશે, ત્યારે જ તમારા પરનો વિશ્વાસ નષ્ટ થશે. મારો આત્મા સાક્ષી પૂરે છે, કે તમે તદ્દન નીરપરાધિ છો. જ્યાંસુધી તમારી નિર્દોષિતા સાબિત થશે નહિ, ત્યાંસુધી એ કલંક તમને એકલાને વહન કરવા દઈશ નહિ; તમારી પત્ની તરીકે હું પાસે ઉભી રહીને તમને પ્રાણપણે સહાય કરીશ, તમારા દુઃખમાં ભાગ લઇશ અને તમારા કલંકનો બોજો હું મારે માથે ઉપાડી લઇશ. પિતાની પાસે હવે હું તેમની સ્નેહમયી-આદરિણી કન્યા રહી નથી. તેમની ચક્ષુ આગળ આજે એક ગુપ્તચાર-એક ખૂન કરનાર પુરૂષને સહાય કરનારી છું, તેમના પાપકાર્યમાં મદદ કરનારી છું."

"તમે શું બોલો છો વૅાલગા ? હું તો કશું સમજી શકતો નથી."

"તમારે એ સઘળી કથા સાંભળવાની આવશ્યકતા નથી. માત્ર મને ગ્રહણ કરો, મને પત્ની તરીકે ગ્રહણ કરીને મારા રમણી જીવનની સાર્થક્યતા મને કરવા દો. તમારી પાસે ઉભી રહેવા દઇને મને તમારી સહચરી તરીકે-તમારા નિષ્ઠુર ભાગ્યની સાથે યુદ્ધ કરવા દો. એ જ મારા અંતઃકરણની પ્રાર્થના છે."

"શામાટે આશા આપો છો ડ્યુક-કન્યા ? મને આ પ્રમાણે અપ્રાપ્ય પ્રલોભ શામાટે દેખાડો છો ? વૅાલગા ! હું જાણું છું, કે આ જીવનમાં હું કદિ પણ તમને મેળવી શકીશ નહિ. તમે મારાં થવાનાં નથી. હું બિલકુલ તમારે લાયક જ નથી. તમારી આ દેવી-મૂર્તિનું ધ્યાન કરતો કરતો હું મારા આ વ્યર્થ જીવનનો અંત લાવીશ."

વૅાલગા યુવકનો ઉષ્ણ હાથ પોતાના હાથમાં ઉપાડી લઇને બોલી: "હું તમારી નહિ, ત્યારે કોની ? ના, હું તમારા જીવન-મરણમાં

તમારી જ છું-બીજા કોઇની નથી. દુર્ભાગ્યને લીધે જોકે તમે વૃથા કલંકવડે કલંકિત થયા છો-વૃથા અપરાધે અપરાધી થયા છો, કિન્તુ તમારૂં એ કલંક અને એ અપરાધ હવે વધારે મુદત ટકી શકવાનાં નથી. નિષ્કલંક ચંદ્રની માફક સત્વર તમારૂં ગૌરવ જગતમાં ઝળહળી ઉઠશે. હાં, વળી બીજું એ કહેવાનું, કે તમે મૂર્ચ્છિત થયા તે પછી કોઇક કારણને લીધે પિતાજી ડોલાની સાથે લગ્ન કરવાને સંમત થયા છે. હું ધારૂં છું કે એ બનાવ હવે સત્વર બનવા પામશે."

એલ્ફ્રેડ ઉત્તેજિત થઇને બોલ્યો: "ઇંગ્લાંડના સુપ્રસિદ્ધ ડ્યુક એક સામાન્ય ફ્રેંચ રમણીની સાથે લગ્ન કરવાને સંમત થયા છે, એ કેવું રહસ્ય! તે રાક્ષસીએ કેવી રીતે તેમને આમ સહજમાં ખુશી કર્યા? અહા! આ સ્થળે આવીને તે કેવી માયાજાળ વિસ્તારીને બેઠી છે?"

"ઉદ્વિગ્ન થાઓ નહિ પ્રિયતમ! એ પાપિણીનું પાપકાર્ય એટલેથી જ સમાપ્ત થતું નથી. તે હજી પણ તેની પાપજાળ વિસ્તારવાનો પ્રયત્ન કર્યા કરે છે. આજે પ્રાતઃકાળે તમારી અરક્ષિત પર્ણકુટિમાંનો સામાન સુવ્યવસ્થિત કરવાને હું ગઇ હતી, ત્યાં કેટલીક ક્ષણ પછી મેં જોયું કે ડોલા તે કુટિ તરફ આવે છે. તેને આવતી જોઇને મને સંદેહ પડયો તેથી તે શા હેતુથી આવે છે, તે જોવાને માટે હું તમારા સૂવાના ખંડની એક બાજુએ સંતાઇ રહીને તેની અપેક્ષા કરવા લાગી. તે વખતે સમય સાડા સાત વાગ્યાનો હતો. થોડીવારમાં તે તમારી કુટિમાં પ્રવેશ કરીને તમારા બેસવાના ખંડમાં આવી પહોંચી. તત્ક્ષણાત્ હું પણ તેની પાસે જઇને જોઉં છું તો તેના હાથમાં મારા પિતાની ચોરાઇ ગએલી ડિસ્પેચબેગ લટકી રહી છે."

એલ્ફ્રેડ એકાએક ઉત્તેજિત થઇને બોલ્યો: "તે પાપિણીએ મારી ગેરહાજરીમાં મારા ઘરની અંદર તે ચોરાએલી ડિસ્પેચબેગ લઇ જવાનું સાહસ કર્યું? મારા આ સત્યાનાશ ઉપર વળી સત્યાનાશ વાળવાને તે તૈયાર થઇ? અહા! મારૂં આટલું બધું નખોદ વાળ્યા છતાં તે પાપિણીને હજી તૃપ્તિ થઈ નથી?" એમ બોલતો બોલતો એલ્ફ્રેડ બિછાનામાં બેઠો થઈ ગયો.

વૅલગા તુર્ત જ તેને પકડી રાખીને બોલી: "તમારૂં શરીર બહુ

દુર્બળ છે. હમણાં કોઈ પણ પ્રકારે બેઠા થવાનો પ્રયત્ન કરો નહિ. જે કરવાનું હોય, તે મને કહો, હું સઘળું કરીશ."

"ના, તમે કશું કરી શકશો નહિ, જેટલા દિવસ હું પથારીમાં પડયો રહીશ, તેટલા દિવસ કાંઈપણ બની શકવાનું નથી. અરે! આ સમયે રોગ ક્યાંથી આવ્યો? મનુષ્યપર શું આટલું બધું દુઃખ હોઈ શકે? શું તે સહન કરી શકે? વૉલગા! મને છોડી દો, નહિતો હું ઉન્માદ બની જઈશ."

"પ્રિયતમ! તમે અત્યારે આટલા ચંચળ થાઓ નહિ, તમારૂં આરોગ્ય બગડશે. પ્રથમ શરીરને સંપૂર્ણ રીતે આરોગ્ય થવા દો અને પછી જે કરવાનું હોય તે કરજો."

"આરોગ્ય પ્રાપ્ત કરવાની રાહ જોઈ રહું તો ઘણો સમય ચાલ્યો જાય, વૉલગા! પાછળથી આવી સોનેરી તક મળવા પામે નહિ."

"ન મળે તોપણ શું? તમે તો તદ્દન નિર્દોષી છો, વળી હું પણ જાણું છું, કે તમારૂં હૃદય નિર્મળ અને પવિત્ર છે, તેથી આપણ બંનેના સ્નેહમાં કોઈ પણ અડચણ કરી શકશે નહિ."

"તમે દુઃખી થશો નહિ વૉલગા! હમણાં આપણ બંનેનું મિલન કાંઇક કારણસર મને અસંભવિત લાગે છે. તમે મારી આગલી જીંદગીનો ઇતિહાસ જાણતાં નથી, મારૂં આગલું જીવન કલંકિત થએલું છે! જ્યાંસુધી મારૂં એ મિથ્યા કલંક હું દૂર કરી શકું નહિ, ત્યાંસુધી તમારા જેવી દેવી–પ્રતિમાને પત્ની તરીકે ગ્રહણ કરવાને હું સાહસ કરીશ નહિ. મારા જીવનની અનેક વાતો તમને હજી કહેવાની છે. વૉલગા! તે વાતનો આરંભ ક્યાંથી કરવો એ હું શોધી શકતો નથી."

"તમારૂં શરીર હજી વધારે સુધરવા દો, તે પછી જો કાંઈ અડચણ ન હોય, તો મને તે સઘળું કહેજો. અત્યારે તો ફક્ત તમે મને ચાહો છો એટલું જ સાંભળવાને હું ઇચ્છું છું."

"ના, આજે મને એકએ વાતો કહેવા દો. તે વિના મને શાન્તિ થશે નહિ. સાંભળો વૉલગા! મારૂં નામ એલ્ફ્રેડ નથી, કિન્તુ જ્યાંસુધી મારૂં ખરૂં નામ હું તમને જણાવી શકું નહિ, ત્યાંસુધી તમને પત્ની તરીકે ગ્રહણ કરવાનો મને અધિકાર નથી."

એલ્ફ્રેડના વાક્યથી વૅાલગા ચમકી ગઇ. તે બોલીઃ "કૃપા કરીને આજે તે વાત કહેવાનું બંધ રાખો, કોઇક દિવસ કહેજો."

"ના, મને આજે જ કહેવા દો, આ હૃદયનો ભાર આજે જ ખાલી કરવા દો, એ ભાર હું હવે વહન કરી શકતો નથી. જોકે તે કહેવાનો હજી સમય આવ્યો નથી, તોપણ કહેવા દો. તમારાથી હવે તે હું ગુપ્ત રાખી શકતો નથી, જો હું ગુપ્ત રાખું તો તમારા સ્નેહ પ્રત્યે અને તમારા અટલ વિશ્વાસ પ્રત્યે મેં અસન્માન પ્રદર્શિત કર્યું ગણાય. સાંભળો વૅાલગા ! આજથી છ વર્ષ પહેલાં હું અત્યંત સુખી હતો, મારૂં હૃદય સંપૂર્ણ શાન્ત હતું, ચિન્તાની એક કિન્ચિત્ રેખા પણ મારા લલાટમાં અંકિત થઇ નહોતી. ઉચ્ચ સન્માન, અઢળક દ્રવ્ય અને સંપૂર્ણ આરોગ્યથી હું અતુલ સુખ ભોગવતો હતો. ભવિષ્યનાં કેટલાંક સુખોની આશાથી રાજનૈતિક કાર્યમાં પણ હું ઉત્સાહ-ભર્યો ભાગ લેતો હતો. એક દિવસે અશુભ ક્ષણમાં યૂરોપની કોઇ રાજ્યધાનીમાં જુગટું રમવામાં હું પ્રેરાયો. ત્યાં સેંકડો સુંદર રમણીઓ મારા સહવાસમાં આવી, કિન્તુ સત્ય કહું છું, કે તેઓમાંની કોઇ પણ મારા મુખેથી પ્રણયનો એક પણ શબ્દ પ્રાપ્ત કરી શકી નહિ. આખરે ડોલાની સાથે મારે મેળાપ થયો."

"તમે ડોલાને ચાહતા હતા ?"

"ના, ના. હું જે કોઇને પવિત્ર માનું છું, તેના શપથ ખાઇને કહું છું, કે મેં કોઇ પણ દિવસે તે ફ્રેંચ રમણીને ચાહી નથી. જો મેં તેની સાથે સ્નેહ બાંધ્યો હોય, તો મારી આ દુર્દશા શામાટે થાય ? મારી સાથે પ્રેમ બાંધવાની ઇચ્છા રાખનારી તે ફ્રેંચ રમણી જ મારા આ અધઃપતનનું મુખ્ય કારણ છે. તે રાજ્યધાનીમાં હું રહ્યો, તે દરમિયાન એક દિવસ ચંદ્રના ઉજ્જ્વલ પ્રકાશવાળી સુંદર રાત્રે એક સુંદર પ્રમોદોદ્યાનમાં નૃત્યોત્સવ હતો. એ ઉત્સવ મને સન્માન આપવા માટે કરવામાં આવ્યો હતો. તે દિવસે—તે અશુભ દિવસે ત્યાં ડોલા પણ આવી હતી. ડોલા તે વખતે નવ-યૌવના સુંદર વિધવા હતી. તે દિવસે તેના સંગીત–સૌન્દર્યમાં—તેના નૃત્યચાતુર્યમાં એક ક્ષણને માટે મોહ પામી જઇને મારી પોતાની ઉચ્ચ અવસ્થા ભૂલી જઇને સ્થળ, સમય અને પાત્ર એ વગેરેનો વિચાર કર્યા વિના મેં એ ફ્રેંચ રમણીને છુપી રીતે એક ચુંબન કર્યું !"

આ વાત સાંભળીને બાલિકાએ બંને હાથવડે પોતાનું મુખ ઢાંકી દીધું. જાણે તે બનાવ અત્યારે જ તેના મુખ આગળ બનતો હોયની, એમ તેના મનમાં થઇ આવ્યું.

એલ્ફ્રેડ તેની અવસ્થા સમજી જઇને બોલ્યો: "ક્ષમા કરો પ્રાણેશ્વરી ! તે ક્ષણ–તે ઉન્મત્ત ક્ષણ તુર્ત જ અદૃશ્ય થઇ ગઇ. કિન્તુ તે અશુભ ક્ષણમાં મારા જીવનનો સઘળો ફેરફાર થઇ ગયો. મારી ભવિષ્યની ઉન્નતિનો માર્ગ એકાએક રૂંધાઇ ગયો. જોકે તે વખતે હું જાણી શકયો નહોતો, કિન્તુ અત્યારે જાણી શકયો છું, કે તે ચુંબન એ મારૂં સત્યાનાશ વાળનારૂં કાળ–ચુંબન હતું. બીજે દિવસે પ્રાતઃકાળે તેનો ભાઇ ફ્રૅંસાયા મારે ઘેર આવીને બોલ્યો કે, તમારી સાથે મારી બ્હેન ડોલાનાં લગ્નના સમાચાર સાંભળી હું ઘણો આનંદ પામ્યો છું. તેનું એ બોલવું સાંભળીને હું અત્યંત આશ્ચર્ય પામ્યો. મેં ડોલાને એવી કોઈ પણ વાત કહી નહોતી કે હું તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખું છું. એક અજ્ઞાતકૂળમાં જન્મ પામેલી ફ્રેંચ રમણીની સાથે લગ્ન કરવાને હું બિલકુલ ઇચ્છતો જ નહોતો."

એટલું બોલ્યા પછી એલ્ફ્રેડ થોડીક ક્ષણોને માટે સ્થંભ્યો. બાલિકાએ સજળ નેત્રે તેના તરફ દૃષ્ટિ કરી તો એલ્ફ્રેડ ભયાનક અને નિસ્તેજ ચહેરે એક હાથે મસ્તકને ટેકો દઇને હાંફતો તેને માલમ પડયો. બાલિકા ભય પામીને બોલી: "આજે હવે એ વાત આટલેથી બંધ રાખો, કોઇક દિવસ પ્રસંગ આવે કહેજો. મારા વહાલા, આજ હવે વધારે પરિશ્રમ કરો નહિ, કારણકે તમારૂં શરીર અતિશય કલાન્ત થઈ ગયું છે."

મિ. એલ્ફ્રેડ પુનઃ બોલવા લાગ્યો: "ના, વૅાલગા ! મારૂં શરીર સારૂં છે. જ્યાંસુધી એ સમસ્ત ઘટના તમને જણાવું નહિ, ત્યાં સુધી મને શાન્તિ થનાર નથી. સાંભળો, ત્યારપછી મેં ફ્રૅંસાયાને નમ્રતાપૂર્વક જણાવ્યું કે ડોલાએ ભૂલ કરી છે; 'હું તેની સાથે લગ્ન કરવાને સંમત થયો નથી અને એવો સંકલ્પ પણ મારા મનમાં બિલકુલ ઉદ્દભુત થવા પામ્યો નથી. ફ્રૅંસાયા એક શબ્દ પણ નહિ ઉચ્ચારતાં ત્યાંથી પ્રસ્થાન કરી ગયો. હું એકલો બેસીને એ બાબત વિષે વિચાર કરતો હતો, એટલામાં ડોલા પોતે મારા ઘરમાં આવીને તેની સાથે લગ્ન કરવાને મને અનેક રીતે સમજાવવા લાગી.

મારા પગ નીચે પડી જઇને તે મારી કૃપાને માટે પ્રાર્થના કરવા લાગી, પરંતુ મેં તેને પણ જણાવી દીધું, કે હું કોઇ પણ પ્રકારે તારી સાથે લગ્ન કરી શકીશ નહિ. તોપણ તેણે કાતર સ્વરે મારી પાસે અનેકવાર પ્રેમની માગણી કરી, અનેકવાર વિનતી કરી, કિન્તુ મેં તેના પ્રત્યુત્તરમાં નકાર જ ભણ્યો. આ પ્રમાણે તેની આશા નિરાશામાં ફેરવાઇ જવાથી તે થોડી વાર ગુપચુપ ઉભી રહી. તે પછી ભ્રકુટી ચડાવીને ક્રોધાયમાન થઇને પગ પછાડતી પછાડતી તે ત્યાંથી ચાલી ગઈ; કિન્તુ વૉલગા ! તે દિવસથી મારૂં ભાગ્યચક્ર ફરી ગયું છે, તે દિવસથી તે અને તેનો ભાઈ મારા સત્યાનાશનો માર્ગ શોધ્યાં કરે છે.”

“ તે દિવસથી દેખીતી રીતે તો તેઓએ મારા પ્રત્યે કોઇ પણ પ્રકારનો ખરાબ વ્યવહાર કર્યો નથી, કિન્તુ ગુપ્ત રીતે મને અપમાનિત, દુઃખી અને ભિખારી કરવાનો પ્રયત્ન કરવા લાગ્યાં. થોડા જ દિવસમાં તેની એ દુષ્ટ અભિલાષા પૂરી થઈ અને તે કાળ–ચુંબનનુ ઝેરી ફળ મારે માટે વૃદ્ધિ પામવા લાગ્યું. એક દિવસ રાત્રે ફ્રૅાસાચાએ મને શેત્રંજ ખેલવા જવાનું નિમંત્રણ મોકલ્યું. હું નિઃસંકોચે તેને ઘેર ગયો, કિન્તુ તે દિવસ–તે અપમાનનો દિવસ, તે કલંકનો દિવસ હું આ જીંદગીમાં કદિ પણ ભૂલી શકીશ નહિ. હું શેત્રંજ ખેલવા બેઠો, કિન્તુ સદ્‌ભાગ્યે કહો કે દુર્ભાગ્યે કહો ગમે તેમ કહો, સર્વના કરતાં તે રમતમાં મારી જીત થઇ. મારા પાસા ધાર્યા મુજબ જ પડતા, તેમાં કશો ફેર પડતો નહિ. એ જોઇને ફ્રૅાસાચાનો એક મિત્ર ઇર્ષાથી બોલી ઉઠયો: “તમે પાસા નાંખવામાં ચોરી વાપરો છો.” તેના એ બોલથી મારૂં શરીર જ્વલંત થઇ ઉઠયું. હું દૃઢતાપૂર્વક તેનું બોલવું જુઠું કહેવા લાગ્યો, કિન્તુ કોઇએ મારી વાત સાંભળી નહિ. હું જાણતો નહોતો, કે તેઓએ પ્રથમથીજ આવી ગોઠવણ કરી રાખી હતી. તેઓ મને ચોર ચોર કહીને પરસ્પર એક બીજાના હાથમાં હાથતાળી દેવા લાગ્યા. હું અપમાનિત થઇને તેઓનો સંસર્ગ ત્યાગ કરીને તુર્ત જ ત્યાંથી ચાલ્યો આવ્યો; કિન્તુ જે વ્યક્તિએ મને પ્રથમ ચોર કહીને બોલાવ્યો હતો, તેને મારી સાથે દ્વંદ્વ યુદ્ધ કરવાનું નિમંત્રણ કરતો આવ્યો. તે યુદ્ધમાં તે વ્યક્તિ ભયંકર રીતે પરાજય પામી. થોડા જ દિવસમાં મારા કલંકની વાત ચારે તરફ ફેલાઇ ગઈ. જેઓ મને સન્માન આપતા અને ચાહતા, તેઓ મારૂં અપમાન અને ઘૃણા કરવા લાગ્યા. હવે મારો કોઇ પક્ષ

મિત્ર રહ્યો નહિ, સઘળા મારી નિંદા કરવા લાગ્યા. હું પણ ઘણો લજ્જા પામી ગયો. મેં મારી નિર્દોષિતા સાબિત કરવાને માટે કાંઈ-પણ પ્રયત્ન કર્યો નહિ, કેવળ આત્મહત્યા કરવાનો વિચાર કરવા લાગ્યો. એવું અપમાનિત જીવન વહન કરવા કરતાં મૃત્યુ મને વધારે પ્રિય લાગ્યું. એવે સમયે પણ ઈંગ્લાંડમાં મારે માટે સન્માન અને સદ્ભાગ્ય અપેક્ષા કરતું હતું, કિન્તુ મેં પ્રતિજ્ઞા કરી કે જ્યાંસુધી હું મારૂં એ વૃથા કલંક દૂર કરી ન શકું, ત્યાંસુધી મારૂં મૃત્યુ થયું છે, એવી વાયિકા લોકોમાં ફેલાવવી. આખરે તેમ જ કર્યું. મેં આત્મ-હત્યા કરી છે એવા સમાચાર ચારે તરફ પ્રસરી ગયા. થોડા જ દિવસ-ની અંદર જગતની આંખો આગળ મારૂં અસ્તિત્વ લોપ થઇ ગયું. વર્ષો-પર વર્ષો ચાલ્યાં ગયાં, કિન્તુ એ મારૂ કલંક દૂર કરવાનો મને કોઈ પણ પ્રકારનો સુયોગ પ્રાપ્ત થયો નહિ. આખરે કાંઇ પણ આશા નહિ જણાયાથી આ નિર્જન અને શાન્તિમય ટ્રી વારવીથ દુર્ગમાં આવ્યો છું. એવી ઇચ્છાથી કે આ સ્થળે જ બાકીનું જીવન શાંતિમાં અતિ-વાહિત કરીશ; કિન્તુ મારાં દુર્ભાગ્યે આ સ્થળે પણ જેઓ મારાં મુખ્ય શત્રુ હતાં, તેઓની સાથે મેળાપ થયો. જે રાક્ષસીના દૌરાત્મ્યથી સ્વદેશ, સન્માન અને સૌભાગ્યનો ત્યાગ કરીને આ સ્થળે આવ્યો છું, જેના પૈશાચિક કુત્કારથી મારાં સુખ શાન્તિનો નાશ થઈ ગયો છે, તેની જ ગુફામાં પાછો ફરીને સપડાયો છું—વળી મારા દુઃખનો ફરીથી આરંભ થયો છે."

એલ્ફ્રેડ પુનઃ નિસ્તબ્ધ થઇ ગયો. દુર્બળતા અને બોલવાના પરિશ્રમને લીધે તેનું શરીર અવસન્ન થઇ ગયું. તે આંખો મીચી દઇને બોલ્યોઃ "મને થોડીક બ્રાંડિ આપો, હું બહુ દુર્બળ થઈ ગયો છું."

વૅાલગા તુર્તજ એક પ્યાલી બ્રાંડિ લાવીને બોલીઃ "પ્રિયતમ! આજે હવે એટલું રાખો, હવે હું તમારી કાંઈ પણ વાત આજે સાં-ભળીશ નહિ, તમે બહુ ક્લાન્ત થઇ ગયા છો, એક વખત સબળ થાઓ, ત્યારપછી જે કાંઇ કહેવાનું હોય તે કહેજો."

"ના, હવે મારે કશું કહેવાનું રહ્યું નથી, મારે જે કહેવાનું હતું તે સઘળું કહી દીધું છે, કિન્તુ આજે જાણી શક્યો છું, કે તમને

અત્યારે પત્ની તરીકે ગ્રહણ કરવાને હું સ્વાધીન નથી. જ્યાંસુધી પૂર્વના અંધકારની છાયા મારા હૃદયમાંથી હું દૂર કરી ન શકું, ત્યાંસુધી તમને પત્ની તરીકે હુ ગ્રહણ કરી શકીશ નહિ. ”

બાલિકા સજળ નયને અને કંપિત કંઠે બોલી: “જો કદિ એ અંધકારની છાયા તમારા હૃદયમાંથી ભૂંસાઇ શકે નહિ અને તમે પોતે નિર્દોષ છો એમ સાબિત કરી શકો નહિ, તો પછી શું થાય ? ”

“ તે કરી શકીશ. વૉલગા ! તમે નક્કી જાણજો, કે પૂર્વનું કલંક હવે મારે વધારે વખત વહન કરવું નહિ પડે. પ્રથમ મને એમ જણાતું હતું, કે આ પ્રમાણે દીનભાવે જ આખી જીંદગી મારે ગુજારવી પડશે; કિન્તુ હવે જણાય છે કે તેમ થશે નહિ. પ્રેમમય પ્રભુની પાસે પ્રેમનો અનાદાર થશે નહિ. પ્રભુએ જ્યારે પુન: તેઓને મારા જીવનના માર્ગમાં લાવી મૂક્યાં છે, ત્યારે આ વખતે તેઓનો નક્કી પરાજય થશે. નિશ્ચય જાણજો, કે આ વખતના જીવન-સંગ્રામમાં જયશ્રી મને જ વરમાળા આરોપશે. કેટલીક અનુકૂળ ઘટનાઓ તેઓનો પરાજય કરવામાં મને સહાય કરનારી થઇ પડશે. ”

આવાં આશ્વાસનનાં વચનો સાંભળી બાલિકાનું મુખમંડળ આનંદિત અને તેજસ્વી થઇ ઉઠયું, કિન્તુ તે કશું બોલી નહિ. તે જાણી ગઇ, કે એલ્ફ્રેડ એ ટ્રીવારવીચના ખરા ડયુક છે અને ઓનરેબલ હેરોલ્ડ ટ્રી વૉર્નના ત્રીજા પુત્ર જે-કે જે સમુદ્રમાં પડીને મરી ગયા છે, એવી લોકવાયિકા ઉડતી હતી, તે પોતે જ છે !



# પ્રકરણ ૨૩ મું.

## દ્વંદ્વ યુદ્ધ.



ત્રીનો બીજો પ્રહર ચાલે છે. સર્વત્ર શાન્તિ પ્રસરી રહી છે. સઘળાં મનુષ્યો પોતપોતાના ગૃહની અંદર નિદ્રા દેવીના શાન્તિમય ખોળામાં વિશ્રાન્તિ લે છે, કિન્તુ આજે એલ્ફ્રેડની ચક્ષુમાં નિદ્રા નથી. દારૂણ ચિન્તાથી તેનું હૃદય પરિપૂર્ણ જોઇને ત્યાં નિદ્રાદેવીને સન્માન પ્રાપ્ત થઈ શક્યું નહિ. તે ઘોરતમ અંધારી રાત્રે એલ્ફ્રેડ પોતાના બિછાનામાં ઉઠીને બેઠો. ગૃહના એક ખૂણામાં ટેબલ પર એક ઝાંખી બત્તી ટમમગે છે. નર્સ આરામખુરશીમાં આડે પડખે પડીને નિદ્રાદેવીની ઉપાસના કરે છે, તેના મુખ ઉપર પણ શાન્તિનું ચિન્હ દૃષ્ટિગોચર થાય છે. શાન્તિદેવીના સામ્રાજ્યમાં સઘળાં લોકો શાન્તિનો ઉપભોગ કરે છે, કિન્તુ એલ્ફ્રેડના હૃદયમાં અત્યારે શાન્તિ નથી, વૈરાગ્નિની ભીષણ જ્વાળાથી તેનું હૃદય હડહડ બળે છે. કેવી રીતે ફ્રેંચ યુવકનું ગુપ્ત રહસ્ય પ્રગટ કરૂં, કેવી રીતે તેઓનું ષડ્યંત્ર સાબિત કરૂં, એ ચિન્તાથી તેનું હૃદય પરિપૂર્ણ છે. એલ્ફ્રેડે વિચાર્યું, કે હવે આવી નિષ્ફળ ચિન્તામાં સમય નષ્ટ કરવો ઉચિત નથી. પાંચ વર્ષ જેટલી લાંબી મુદ્દત સુધી ઘણી ચિન્તા કરી છે, કિન્તુ કાંઈ પણ ફળ પ્રાપ્ત થયું નહિ, અત્યારે ચિન્તા કરવાનો સમય નથી, અત્યારે તો કાર્ય કરવાનો સમય છે, વૈરનો બદલો લેવાનો સમય છે—અત્યાચારીની પ્રતિશોધ લેવાનો સમય છે. હવે વિલંબ કરવાથી ચાલી શકે તેમ નથી. મારી નિર્દોષિતા સાબિત કરવાની આ સોનેરી તક છે. આ તક ગુમાવવાથી મારાં ભૂત અને વર્તમાન જીવનનાં કલંકો કદિ પણ ધોઇ શકાશે નહિ અને સાથે સાથે વૅાલગાને પણ સદાને માટે ગુમાવવી પડશે.માત્ર વૅાલગાને જ ગુમાવવી પડશે એટલું જ નહિ, કિન્તુ જે લોકો મને ગુપ્તચર અને હત્યા કરનારો કહીને સંદેહ કરે છે,તેઓની આગળ પણ મારે વિશેષ લાંછિત થવું પડશે. જો ખુનનો અપરાધ મારે માથે સાબિત થશે, તો પરિણામ ઘણું શોચનીય આવશે. યુવકે વિચાર

કર્યો, કે હવે વિલંબ નહિ કરતાં અત્યારે જ ફ્રૅંસાયા પાસે જઇને પૂછું, કે તું શું ચાહે છે ? મૃત્યુ કે આ ષડ્યંત્રનો ત્યાગ કરવાનું ? જો ષડ્યંત્રનો ત્યાગ ન કરી શકે, તો તારે મૃત્યુને માટે તૈયાર રહેવું પડશે. એ પ્રમાણે વિચાર કરીને એલ્ફ્રેડ બિછાનામાંથી ઉઠીને ઉભો થયો, કિન્તુ દુર્બળતાને લીધે તે સ્થિર ઉભો રહી શકયો નહિ; તેના પગ થરથર કંપવા લાગ્યા. મસ્તક ભમવા લાગ્યું અને આંખે અંધારાં આવવા લાગ્યાં યુવક હવે ઉભો નહિ રહી શકવાથી પુનઃ બિછાનામાં સૂઇ પડયો. તે બોલ્યોઃ " અરે ! કેવી દુર્બળતા ! આ પાપિણી દુર્બળતા શું કોઇ પણ ઉપાયથી દૂર નહિ થઈ શકે ? શું એનો કાંઈ પણ ઉપાય નહિ હોય ? હા છે, બ્રાંડિ એ એક માત્ર અત્યારે મહદૌષધ છે. આપો, મને એક પ્યાલી બ્રાંડિ આપો, મારા જીવનના વિનિમયમાં એક પ્યાલી બ્રાંડિ આપો. " એમ બોલીને યુવક ચિતકાર કરી ઉઠયો. એ ચિત્કારથી નર્સ નિદ્રામાંથી જાગ્રત થઇ ગઇ. તેણે જોયું, કે પોતાનો દરદી બિછાનામાં પડયો પડયો પગ પછાડે છે. નર્સને જોઇને એલ્ફ્રેડ બોલ્યોઃ 'બ્રાંડિ આપો, મારા પર દયા કરીને એક પ્યાલી બ્રાંડિ આપો. મારૂં શરીર બહુ દુર્બળ બની ગયું છે."

નર્સે ઉઠીને એલ્ફ્રેડના કપાળમાં હાથ મૂકીને જોયું, કે લલાટ ભયાનક ઉષ્ણ થઈ ગયું છે, આંખો લાલચોળ થઈ ગઇ છે અને મસ્તકપરના કેશનાં ઝુમખાં અસ્તવ્યસ્ત થઇ ગયાં છે. તેની આવી અવસ્થા જોઇને નર્સે એલ્ફ્રેડને પ્રશ્ન કર્યોઃ " આપને શું મીઠી નિદ્રા આવતી નથી ? "

એલ્ફ્રેડ તેની રક્તવર્ણીય ચક્ષુઓને વિકસાવીને બોલ્યોઃ "કૃપા કરીને મને થોડી બ્રાંડિ આપોની, જો નહિ આપો તો હું ઉન્માદ બની જઇશ. " એમ બોલીને તે બિછાનામાં પુનઃ પગ પછાડવા લાગ્યો.

નર્સ ઉતાવળી ઉતાવળી થરમોમિટર યંત્ર બહાર કહાડીને જેવી તેની ઉષ્ણતા માપવા જાય છે, એટલામાં એલ્ફ્રેડ તેનો હાથ પકડીને બોલ્યોઃ " સત્વર મને બ્રાંડિ લાવી આપો. "

" બ્રાંડિ તો આ ઘરમાં નથી. " નર્સ બોલી. ખરેખર દરદીના ઘરમાં બ્રાંડિ હજી પણ નહિ.

"નીચે જાઓ અને રસોડામાંથી જલ્દી લાવી આપો" એલ્ફ્રેડ બોલ્યો.

બીજો ઉપાય નહિ હોવાથી નર્સ ચાલી ગઇ. એલ્ફ્રેડે વિચાર કર્યો, કે આ વખતે ફ્રૅંસાયા પાસે જવાનો યોગ્ય સમય મળ્યો છે. અત્યારે મારા કાર્યમાં અડચણ કરનાર અહીં કોઇ નથી. એમ વિચારીને એલ્ફ્રેડ પુનઃ ઉભો થયો, નર્સના પગરવથી જાણી શકાયું કે તે બહુ દૂર ચાલી ગઇ છે. આ વખતે એલ્ફ્રેડને પ્રથમના જેવી દુર્બળતા જણાઇ નહિ. ધીમેથી દ્વાર ઉઘાડીને તે ગૃહની બહાર નીકળ્યો અને એક મિનિટની અંદર ફ્રૅંસાયના સૂવાના ઓરડામાં જઈ પહોંચ્યો. તેના આગમનથી ફ્રૅંસાયાની નિદ્રાનો ભંગ થયો, તેથી તે ઉતાવળો ઉતાવળો બિછાનામાંથી કુદીને બેઠો થયો. એલ્ફ્રેડને આવી અવસ્થામાં પોતાના સૂવાના ઓરડામાં દાખલ થએલો જોઇને ફ્રેંચ યુવકનું મુખામંડળ એકાએક વિસ્મયથી, ભયથી અને ક્રોધથી નિસ્તેજ બની ગયું. તેણે કર્કશ અવાજે તેને પ્રશ્ન કર્યો.

"આ ભયંકર રાત્રે મારા શયનભવનમાં આવવાનું પ્રયોજન શું?"

"પ્રયોજન યુદ્ધ કરવાનું, મારા સન્માનને માટે અને મારા જીવનને માટે આ ભયંકર રાત્રે તારી સાથે દ્વંદ્વ યુદ્ધ કરવાને માટે હું આવ્યો છું."

"તું માંદો છે અને તારૂં મસ્તક ભમી ગયું છે, તેથી તારા આ આગમન અને વચનોને માટે અત્યારે તું દુષિત નથી, તે માટે હું તને ક્ષમા કરૂં છું; કિન્તુ એક જ ક્ષણની અંદર મારા ઘરમાંથી બહાર નીકળીને ચાલ્યો જા, નહિતો ધક્કો મારીને બહાર કહાડવો પડશે."

"લુચ્ચા, ગુન્હેગાર, ખૂની, જો તારૂં મંગળ ઇચ્છતો હોય તો એક ક્ષણની અંદર દસ્તાવેજોની નકલો મને પાછી સોંપી દે, નહિતો ખચિત તારૂં મૃત્યુ આવી પહોંચ્યું છે." એલ્ફ્રેડ અત્યંત ગુસ્સાથી બોલ્યો.

"મીઠી નિદ્રા ખોઇને તારાં પ્રલાપ વચનો સાંભળવાનો મારે સમય નથી. આ સ્થળનો ત્યાગ કરી જઇને તારી શ્રીમતિ વૅાલઝાને આ વચનો સંભળાવ કે જેથી તે તારે માટે કોઇ સારા ડાક્તરની વ્યવસ્થા કરે." ફ્રૅંસાયા બેદરકારી દર્શાવતો બોલ્યો.

"હજી પણ કહું છું કે તું જો તારૂં મંગળ ચાહતો હોય, તો દસ્તાવેજોની નકલો મને પાછી સોંપી દે."

"દસ્તાવેજો સંબંધે મારા કરતાં તું વધારે જાણીતો છે, કારણકે તારા ઘરમાંથી જ ડિસ્પેચએગ મળી આવી છે. હવે તો વૉલગ્રા પાસે તારી નિર્દોષિતા સાબિત કરીને તેના પર પ્રેમ રાખ, તેનો વિશ્વાસ અટલ રાખવાનો પ્રયત્ન કર, કે જેથી તે તને સહાય કરીને બચાવે."

"તે દસ્તાવેજો ક્યાં છે એ હું જાણું છું? પાપિષ્ઠ, એ જુઠી વાત ઉચ્ચારતાં પહેલાં તારા મસ્તકમાં વજ્રાઘાત થતો નથી! નરાધમ! તે દિવસ રાત્રે ગુપ્તમાર્ગેથી મેં મારી પોતાની આંખે તને દસ્તાવેજોની નકલ કરતાં જોયો છે."

ફ્રૅંસાયા મશ્કરીનું એક હાસ્ય કરીને બોલ્યોઃ "તારૂં મસ્તક ભમી ગયું છે, તેથી તારી આંખો પણ ભમી ન ગઇ હોય, એની સાબિતી શું?"

"તેની સાબિતી મારા હાથમાં જ છે, હજી તને બે મિનિટનો સમય આપું છું. એ બે મિનિટની અંદર તે નકલો જો તું મને પાછી નહિ સોંપી દે અથવા ક્યાં છે તે નહિ જણાવે, તો તારી હત્યા કરવામાં આવશે."

એલ્ડ્રેડની આંખો ભમવા લાગી, તેનું શરીર થરથર કંપવા લાગ્યું અને બંન્ને હાથની દૃઢ મુઠીઓ વળી ગઇ.

"આ મારૂં શયનભવન છે, કાંઇ ગાંડાનું હોસ્પિટલ નથી. આ સ્થળનો ત્યાગ કરીને ગાંડાના હોસ્પિટલમાં જા, અત્યારે તે જ સ્થળ તારે માટે લાયક છે." એમ બોલીને ફ્રૅંસાયા બિછાનાનો ત્યાગ કરીને ખુરશીપર જઇને બેઠો.

ફ્રૅંસાયાનું આવું તિરસ્કાર ભરેલું બોલવું સાંભળીને એલ્ડ્રેડ ક્રોધથી અધીરો થઇ ગયો. તે બોલ્યોઃ "હવે સમય રહ્યો નથી. હવે ફક્ત એક જ મિનિટની અંદર નકલો મને પાછી નહિ સોંપી દે તો તારા રક્તથી પૃથ્વીને કલંકિત કરવામાં હું બિલકુલ વિલંબ કરીશ નહિ."

" શામાટે વૃથા પ્રાણુ ખોવાને આવ્યો છે, સત્વર આ સ્થળેથી ચાલ્યો જા, નહિતો વગર વિલંબે નરકમાં ચાલ્યા જવું પડશે. " ફ્રૈંકાસાયા બોલ્યો.

એલ્ડ્રેડ હવે વાક્યવ્યય નહિ કરતાં ફ્રૈંકાસાયાની ઉપર પડ્યો. ફ્રેંચ ગુપ્તચાર તેનો ધક્કો સહન નહિ કરી શકવાથી ખુરશીપરથી જમીનપર પછડાઇ પડયો અને એલ્ડ્રેડ તેના પર ચડી બેઠો. ફ્રૈંકાસાયા પણ નિર્બળ ન હતો, તેણે ધક્કો મારીને એલ્ડ્રેડને દૂર ફેંકી દીધો. એલ્ડ્રેડ ત્યાંથી ઉભો થઇને પાછો ફ્રૈંકાસાયાપર પડયો અને બાથંબાથા કરવા લાગ્યો. તે બંનેના દ્વંદ્વ યુદ્ધથી ગૃહની અંદરના સરસામાનનો ખડખડાટ શાન્ત રાત્રિએ મોટા જોરથી થવા લાગ્યો. એવામાં એલ્ડ્રેડના મસ્તકમાં એકાએક ખુરશીનો ભયંકર ધક્કો લાગવાથી તે મૂર્ચ્છિત થઇને પડી ગયો. તેના સઘળા અવયવો શિથિલ બની ગયા. તે પ્રસંગનો લાભ લઇને ફ્રૈંકાસાયા કપડાં ખંખેરીને જમીનપરથી ઉઠી ઉભો થઇને બોલવા લાગ્યો: " કૂતરા, મારી સાથે વિવાદ કરવા આવ્યો છે? વિએના નગરમાં શું બન્યું હતું, તે તને યાદ નથી? તે સ્થળે ત્રણ ત્રણ વખત તું મારાથી કેવી રીતે પરાજય પામ્યો હતો, તે ભુલી ગયો છે? સાંભળ નિર્બોધ! જે દસ્તાવેજોની નકલો માટે આજે તું પ્રાણ ખોવાને આવ્યો છે, તે નકલો મારી પાસેથી બળપૂર્વક મેળવવાની તારા જેવા ક્ષુદ્ર જીવની શક્તિ નથી. જો તારા જેવા મને જીતીને જાય, તો હું ગુપ્તચારનું કાર્ય કરવાને આવત જ નહિ. જેને માટે એ દસ્તાવેજો મેં મેળવ્યા છે, તેના જ હાથમાં હું તે જલદી સમર્પણ કરી દઇશ. મારા તે કામમાં કોઇ અડચણ કરનાર છે જ નહિ."

ફ્રૈંકાસાયાનાં આ વચનો સાંભળીને એલ્ડ્રેડના હૃદયમાં નવીન બળનો સંચાર થયો. તે હાથનો ટેકો દઇને ઉભો થયો અને સહાયને માટે ચિત્કાર કરવા લાગ્યો.

" ચૂપ રહે કૂતરા! હવે જો બૂમો પાડીશ તો જે રસ્તે અગ્રાહામને મોકલી દીધો છે, તેજ રસ્તે તને પણ મોકલી દઇશ. " ફ્રૈંકાસાયા ભયંકરરૂપ ધારણ કરીને બોલ્યો.

એલ્ડ્રેડ તોપણ બૂમો પાડવા લાગ્યો. તેની બૂમોથી દુર્ગમાં રહેનારા લોકો જાગી જશે તે ભયથી ફ્રેંચ ગુપ્તચાર જેવો તેને મારવાને હાથ ઉગામે છે, એટલામાં પાછળથી કોઇ બોલી ઉઠયું: " હં, ઉભા રહો—તમે આ શું કરો છો? "

ફ્રૅાંસાયાએ આશ્ચર્ય અને ભય પામી જઇને પાછી નજર કરી, તો એલ્ડ્રૂડની નર્સ બારણા આગળ ઉભેલી તેની દૃષ્ટિએ પડી.

નર્સ બોલી: "ક્ષમા કરજો સાહેબ! મારા દરદીને લઈ જવા માટે મેં આપના ગૃહમાં રજા સિવાય પ્રવેશ કર્યો છે. હું ઘણી વારથી મારા દરદીને શોધતી હતી, કિન્તુ કોઈ પણ સ્થળે તેનો પત્તો લાગ્યો નહિ. આખરે તેનો કંઠસ્વર સાંભળીને આ સ્થળે હું આવી પહોંચી છું." એમ બોલીને નર્સ તેના દરદીને લઇને ત્યાંથી ચાલી ગઈ. એલ્ડ્રૂડની સારવાર કરનારી નર્સ ફ્રૅાંસાયાની સાથે ફ્રેંચ ભાષામાં વાતચીત કરતી હતી

નર્સને ફ્રેંચ ભાષા આવડતી જાણીને ફ્રૅાંસાયા ભયભીત અને સ્તંભિત બની ગયો. તેણે વિચાર કર્યો, કે નર્સ સઘળી વાત સાંભળીને સમજી ગઇ હશે! જો તે કદિ આ સઘળી વાત ડયુકને જણાવી દેશે, તો માથે ભયંકર વિપત્તિ આવી પડશે. ઉશ્કેરાઇ જઇને એલ્ડ્રૂડને મેં જે સઘળી વાત ફ્રેંચ ભાષામાં કહી દીધી છે, તે સાંભળીને ડયુક મને નક્કી દુષિત ધારશે અને તેના ફળમાં મારે ભયંકર શિક્ષા સહન કરવી પડશે. ગુપ્તચારની શિક્ષા અને ખુન કર્યાની ભયંકર શિક્ષા મારે હવે સહન કરવી પડશે! ફ્રૅાંસાયા અતિશય ભયપામી ગયો. તેણે ધાર્યું કે આ સ્થળે હવે વિલંબ કરવો કોઇ પણ રીતે વાજબી નથી. અત્યારે જ પલાયન કરવું ઉચિત છે, નહિતો પકડાઇ જવાનો વિશેષ સંભવ છે. હજી સમય છે—હજી પલાયન કરતાં મને કોઇ પકડી શકે તેમ નથી. સહેજે મારૂં કાર્ય સિદ્ધ કરીને પલાયન કરવાને હું સમર્થ થઇશ. એમ વિચાર કરીને મોટો કોટ અને દસ્તાવેજોની નકલો લઇને ફ્રેંચ ગુપ્તચાર પોતાના ઓરડામાંથી બહાર નીકળ્યો, કિન્તુ પલાયન કરી જવાને રસ્તે તેને ડયુકનું શયનભવન પસાર કરી જવાનું હતું. તે સ્થળે જઇને ફ્રૅાંસયા મહા વિપત્તિમાં આવી પડયો—તેનું હૃદય કંપી ઉઠયું, અત્યંત ધીમે પગલે ફ્રેંચ યુવક જેવો તે શયનભવન પસાર કરી જાય છે. એટલામાં કોઇના પગલાંનો શબ્દ સાંભળીને તે એકાએક ચમકી ગયો અને ડયુકનું શયનભવન પસાર કરે તે પહેલાં તો તે ગૃહનું દ્વાર પણ ઉઘડી ગયું. ફ્રૅાંસાયાએ ભય પામીને જોયું, કે સન્મુખ ડયુક ઉભો છે, તેની પાછળ નર્સ ઉભી છે અને તેની પાછળ તેનો કટ્ટો શત્રુ એલ્ડ્રૂડ ઉભો છે. એલ્ડ્રૂડની આંખો અત્યારે ધખધખતા અંગારાના જેવી દૃશ્યમાન થતી હતી.

એક ક્ષણની અંદર ફ્રૅાસોયા સઘળી ઘટના સમજી ગયો. તે ત્યાંથી પલાયન કરી જાય તે પહેલાં તો ડયુક જમુખ્યા તેનો હાથ પકડીને બોલ્યોઃ "નરાધમ–પાપી, ચોરની માફક પલાયન કરી જવાથી તારો બચાવ થશે નહિ. આજે તારૂં—"

ડયુકે તેનું વાક્ય પૂરૂં કર્યું નહિ, એટલામાં તો ફ્રૅાસાયા તેને જોરથી ધક્કો મારીને ત્યાંથી પલાયન કરી ગયો. ફ્રૅાસયાનો બળપૂર્વક મારેલો ધક્કો સહન નહિ થઇ શકવાથી વૃદ્ધ ડયુક જમીનપર પછડાઇ પડયો. નજીકમાં જ પુસ્તકોનું એક કબાટ હતું, તેનો તીક્ષ્ણ ખૂણો માથામાં લાગવાથી એક ભયંકર જખમ થયો. મસ્તકમાંથી નીકળતી રૂધિરની ધારાથી ભોંયતળીઉં રંગાઇ ગયું !

ફ્રૅાસાયા ત્યાંથી પલાયન કરી જઇને સીધો આસ્ટાબલ તરફ ગયો, ત્યાં મોટરકાર તૈયાર હતી, તે મોટરમાં બેસીને તેને વેગથી ચલાવી મૂકી. કેટલીક ક્ષણ પછી એક બીજી વ્યક્તિ પણ આસ્ટાબલમાં આવી અને એક બીજી મોટર લઇને પલાયન કરી જનાર ફ્રૅસાયાની પાછળ પડી. બીજી વ્યક્તિ એ ડિટેક્ટિવ પોતે જ હતો. ડયુકના હુકમથી તે દુર્ગની અંદર જ રહેતો હતો, જ્યારે એ ફ્રૅડે ચિત્કાર કર્યો હતો, ત્યારે તેની નિદ્રાનો ભંગ થવાથી, તે ઉતાવળો ઉતાવળો ઉઠીને ગુપચુપ ફ્રૅાસાયાના ઓરડાની પાસે ઉભો રહીને સઘળી ઘટના જોતો હતો; કિન્તુ વિશેષ સોબિતીના અભાવથી તે ફ્રૅાસાયાને પકડી શક્યો નહોતો. આ ક્ષણે આસામીને પલાયન કરી જવાની અણીપર જોઇને મોટરમાં બેસીને તે તેની પાછળ પડયો.

એક ક્ષણની અંદર આ ભયંકર સમાચાર આખા દુર્ગમાં ફેલાઇ ગયા અને સઘળા બોલવા લાગ્યા, કે ફ્રૅાસાયા ડયુકને એક ભયંકર ધક્કો મારીને પલાયન કરી ગયો છે. દુર્ગમાં વસનારા સઘળા લોકો ડયુકને બહુ ચાહતા હતા, તેઓ ફ્રૅાસાયાના આ પૈશાચિક કાર્યનો બદલો લેવાને માટે ટોળેટોળાં વળીને ચારે તરફ તેની શોધ કરવા નીકળી પડયા.

---

# પ્રકરણ ૨૪ મું.

---

## નિર્દોષિતાની સાબિતી.

---



એ ફ્રૅાસાયાની શોધ કરવા ગયા હતા, તેઓને તેનો કશો પત્તો લાગ્યો નહિ. કારણકે ફ્રેંચ ગુપ્તચાર તે વખતે મનુષ્યશિક્ષાને પેલે પાર ચાલ્યો ગયો હતો. તે પાપિષ્ઠનો પાપનો બોજો એટલો બધો ભારે થઈ પડયો હતો, કે આ જગતના દંડની અપેક્ષા નહિ કરતાં મહાન્ ન્યાયાધીશ સાહેબે તેને પોતાની કોર્ટમાં બોલાવી લીધો હતો.

લોકોનું એક ટોળું ફ્રૅાસાયાની શોધ કરવા સમુદ્રને કિનારે ગયું હતું. ત્યાં જઇને તેઓએ જોયું, કે કાળા રંગની કોઇ એક ચીજ સમુદ્રના જળમાં તરે છે. દૂરબીન નામના યંત્રની સહાયથી તેઓને જણાયું, કે તે એક ટોપી છે. તેઓએ એક બીજે સ્થળે આવીને જોયું, કે એક મોટરકાર ભાંગીને ચૂરેચૂરા થઇ ગએલી સમુદ્રના કિનારાના એક પત્થર સાથે અટકી રહી છે. આ સઘળી ઘટના જોઇને તેઓએ સહજમાં અનુમાન કર્યું કે ફ્રૅાસાવા ઉતાવળથી પલાયન કરી જતી વખતે મોટરકારનો આવેગ કાબુમાં નહિ રાખી શકવાથી, તે એકી વખતે સમુદ્રમાં પડી છે. જોકે ફ્રૅાસાયાનું મુદ્દું તેઓને હાથ લાગ્યું નહિ, તોપણ સઘળાએ નક્કી કર્યું કે જુવાળ આવતી વખતે નક્કી તેનું શબ ઘસડાઇ આવશે.

પ્રભાત થતાં ફ્રૅાસાયાની પૂંઠ પકડનાર ડિટેક્ટિવે પણ પાછા આવીને તેઓના અનુમાનને સત્ય ઠરાવ્યું.

ડયુકને ભયંકર આઘાત લાગ્યાને અત્યારે લગભગ આઠ કલાક વીતી ગયા છે, એ દરમિયાન અનેક દાક્તરો અનેક વખત આવી ગયા છે, તેઓ સઘળાએ જણાવ્યું છે, કે ડયુકના બચાવની હવે આશા નથી, તોપણ જો આ પ્રમાણે હજી કેટલાક કલાક ચાલ્યા જાય, તો હજી એક અઠવાડીઉં તેઓ વધારે જીવી શકશે."

વૉલગા આ ભયંકર સમાચાર સાંભળીને તેના પિતાની શય્યા-ની પાસે જ બેસી રહેવા લાગી. આહાર નિદ્રાનો ત્યાગ કરીને તેની શય્યાની પાસે પત્થરની મૂર્તિની માફક બેસીને પિતાના મુખ સામે એક દષ્ટે જોઇ રહેવા લાગી. તે સ્થળનો ત્યાગ કરીને જતાં કદાચ પાછળથી તેનો પિતા તેને સદાને માટે છોડીને ચાલ્યો જાય, એ ભયથી બાલિકા એક ક્ષણને માટે પણ તે સ્થળનો ત્યાગ કરવાનું સાહસ કરતી નહિ; કિન્તુ બાલિકાને આ શોકની અંદર—આ હૃદય ભેદક દુઃખની અંદર એક પ્રકારની શાન્તિ પ્રાપ્ત થઇ હતી, તે એકે તેનો પૂજનીય પિતા આ જગતનો ત્યાગ કરી જાય તે પહેલાં એલ્ફ્રેડની નિર્દોષિતા સાબિત થશે, તેના મનનો વહેમ દૂર થશે અને પિતા પુત્રીનું ફરીથી મિલન થશે, એમ તેના સમજવામાં આવી ગયું હતું.

આ તરફ ડોલાના શરીરને તેના ભાઇના મૃત્યુના દુઃખદાયક સમાચાર સાંભળીને અત્યંત આઘાત લાગ્યો હતો. તે અત્યારે પ-થારીવશ હતી. દુઃખથી, અપમાનથી અને ભયથી તેનું હૃદય અસ્થિર બનીગયું હતું. તેના ભાઇના મૃત્યુને માટે તેને જેટલા પ્રમાણમાં દુઃખ લાગ્યું હતું, તે કરતાં સહસ્ર ગણું દુઃખ તેના કાર્યમાં નિષ્ફળતા મ-ળવાથી તેને લાગ્યું હતું. જે કાર્યની સિદ્ધિને માટે તે તેનું પ્રિય નગર પારિસ છોડીને અહીં આવી હતી, જે ઉચ્ચ આકાંક્ષા હૃદયમાં ધાર-ણ કરીને ઇંગ્લાંડના આ એક ક્ષુદ્ર ગામમાં તે આવી હતી તેની સા-ફલ્યતાનો નાશ થઇ જવાથી તેને બહુ ખેદ ઉત્પન્ન થયો હતો. ડોલા વિચાર કરવા લાગી, કે ફ્રૅંસાયા કાંઇ પણ વાત નહિ જણાવતાં આ પ્રમાણે મને વિપત્તિમાં નાખીને એકાએક તે શામાટે પલાયન કરી ગયો હશે ? આ એક રાત્રિની અંદર એવી શી દુર્ઘટના બની હશે, કે જેથી તેને આવું કાર્ય કરવાની જરૂર પડી ? એ પ્રમાણે વિચાર કરતી કરતી તે બારી પાસે આવીને ઉભી રહી. ત્યાં સન્મુખ અન-ન્ત—વિશાળ સમુદ્ર જ્યાંસુધી દૃષ્ટિ પહોંચી શકે ત્યાંસુધી પ્રસરેલો તેની દૃષ્ટિએ પડયો. તેની અંદરનાં મોટાં ભયંકર મોજાંઓ કિનારા સાથે અથડાઇને ઘોર ગર્જનાઓ કરી રહ્યાં હતાં. તે સમુદ્ર તરંગોપર મોટર ગાડીનું એક લાલ પાટીઉં તરતું જોઇને યુવતીના મનમાં આ-વ્યું, કે તેના ભાઇનો રક્તથી ખરડાએલો મૃતદેહ સમુદ્રના તરંગોપર તરે છે. તે તરતો તરતો તેની તરફ આવે છે, વળી અભિમાનથી પાછો જાય છે, વળી લજ્જાથી કોઇ વખત તેનું મુખ પણ છુપાવી

દે છે. આ દૃશ્ય જોઇને યુવતી સ્થિર રહી શકી નહિ, ચિતકાર કરીને બિછાનામાં સૂઇ પડી.

ફાંસાયાના મૃત્યુના સમાચાર ગ્રીવારવીથ દુર્ગમાં સર્વત્ર ફેલાઇ ગયા. અનેક મનુષ્યોના સાંભળવામાં આવ્યું, કે ડયુકનો એક અતિથિ આ સ્થળે ડૂબી ગયો છે, તેના મૃત દેહનો જે પત્તો મેળવી આપશે, તેને ડયુકની પાસેથી ઇનામ મળશે.

આ તરફ એલ્ફ્રેડ એક ગંભીર નિદ્રા લઇને જાગ્રત થયો. ગઇ રાત્રિનો બનાવ સ્વપ્નની માફક તેના મનમાં ઉદય પામવાથી, તેણે વિચાર્યું, કે આ સ્વપ્ન છે કે સત્ય ? મસ્તકે લાગેલા આઘાતપર હાથ લગાડતાં તેને ભયંકર વેદનાનો અનુભવ થવા લાગ્યો, તેથી તેણે જાણ્યું, કે સ્વપ્ન નથી કિન્તુ સત્ય છે. ગઇ રાત્રે એ દુર્ઘટના ખરે-ખરી બની છે. તે દાક્તર પ્રત્યે બોલ્યોઃ " બિછાનામાં પડી રહેવું મને બહુ દુઃખદાયક લાગે છે, તેથી કૃપા કરીને આપ જો મને ઉઠીને આમતેમ ફરવાની રજા આપશો તો હું બહુ ખુશ થઇશ. વળી મરણપથારીએ સૂતેલા ડયુકની સાથે એકવાર મુલાકાત લેવાની મને બહુ આકાંક્ષા થઇ છે."

દાક્તરે વિચાર્યું, કે શારીરિક શક્તિ કરતાં એલ્ફ્રેડની માનસિક શકિત વધારે પ્રબળ છે. માનસિક શક્તિવડે તે નક્કી આરોગ્ય પ્રાપ્ત કરશે. તેથી તેને ઉઠીને આમતેમ ફરવા દેવાથી કશું નુકસાન થાય તેમ નથી. વળી અત્યારે ડયુક સખ્ત માંદગી ભોગવે છે, તેથી વિશેષ લક્ષ તેના તરફ રાખવાની જરૂર છે—એલ્ફ્રેડ તરફ હવે બહુ કાળજી રાખવાની જરૂર નથી. આ સઘળી બાબતનો વિચાર કરીને દાક્તરે તેને ઉઠીને ફરવાની રજા આપી.

યુવક ઉઠીને પ્રથમ ડોલાના ગૃહમાં ગયો. ત્યાં જઇને તેણે જોયું, કે ફ્રેંચ રમણી ઘાસની બનાવેલી એક ખુરશીપર બેઠી છે, તેનું મુખમંડળ નિસ્તેજ થઇ ગયું છે અને તેની લાલચોળ બને આંખો અશ્રુપાત કરવાથી ફુલી ગઇ છે. તેનો સુંદર કેશકલાપ આમતેમ વિખરાઇ ગયો છે. તેને જોતાં જ મનમાં એમ થાય, કે જાણે શોકની એક સાક્ષાત મૂર્તિ બેઠી હોયની ! એલ્ફ્રેડ દુર્બળ હોવાથી ત્યાં વધારે વખત ઉભો નહિ રહી શકતાં બિછાનાની એક બાજુએ બેસી ગયો.

એલ્ફ્રેડને જોઇને ડોલાને કાંઇક આશ્વાસન મળ્યું. કારણકે

સવારનું કોઈ તેની પાસે આવ્યું નહોતું અથવા કોઇએ તેને બોલાવી પણ નહોતી. ડોલા અશ્રુપૂર્ણ નયને એલ્ડ્રેડની સામે દષ્ટિપાત કરીને બોલી: "એલ્ડ્રેડ! તું આવ્યો? મારા આ ભયંકર શોકને સમયે પણ તું દયા કરીને મને મળવા આવ્યો? તું જો મારા પ્રત્યે આટલો બધો સરળ અને દયાળુ નહોત, તો હું તારા ચરણમાં પ્રાણદાન કરવાતે આવત જ નહિ અને તને મારૂં સર્વસ્વ અર્પણ કરીને તારી દાસી થવાની માગણી કરત જ નહિ. હું સત્ય કહું છું એલ્ડ્રેડ! હું બહુ દુઃખી છું, ભયંકર વેદનાથી મારૂં હૃદય અત્યારે વિદીર્ણ થઈ જાય છે, મારૂ દુઃખ કોઇ જોઈ શકતું નથી—મારૂં કષ્ટ કોઈ જાણી શકતું નથી! વૅાલગાનું હૃદય શું પત્થરનું બનાવેલુ છે, કે મારા આ દુઃખના સમયમાં તે એક વાર પણ મને મળવાને આવી નહિ?"

"વૅાલગા તારા કરતાં પણ વિશેષ દુઃખી છે. હું ધારૂં છું, કે તું જાણતી હોઇશકે તારા ભાઇના આઘાતથી તેનો પિતા મરણપથારીએ છે તે તેના મુમુર્ષુ પિતાની પાસે બેસીને તેની સેવા શુશ્રુષા કરે છે; તેથી કરાને તારી પાસે આવવાનો તેને અવકાશ ક્યાંથી મળે?"

"તું વૅાલગાના પક્ષમાં બોલે છે, કિન્તુ મારી તરફ જોતો નથી—મારૂં કષ્ટ અનુભવી શક્તો નથી—મારો શોક સમજી શકતો નથી. તેના પિતા તો હજી પણ જીવે છે, તેના મૃત્યુને સમયે તે તેની પાસેથી છેવટની વિદાયગિરી લઇ શકશે અને જેટલા દિવસ ડયુક જીવશે, તેટલા દિવસ તે પ્રાણ પાથરીને તેના પિતાને જોઇ શકશે; પરંતુ મારા ભાઇનો રક્તમાં ખરાડાએલો મૃતદેહ તો જો, સમુદ્રના ભયંકર મોઝામા તરે છે! મારા દુઃખની તુલનામાં તેનું દુઃખ શું અધિક ગણાય? તે તો તેના પિતાની સાથે હજી વાતચીત કરે છે અને હું તો હવે આ મારી આખી જીંદગીમાં કદિ પણ તેને જોઇ પણ શકીશ નહિ; મારી તુલનામાં તેનો શોક શા હિસાબમાં?" એમ બોલીને યુવતી મુખ નીચું કરીને રૂદન કરવા લાગી. શોકથી તેનું હૃદય કંપવા લાગ્યું.

એલ્ડ્રેડ તેના રૂદનથી પિગળ્યો નહિ, તેમ તેણે કોઈ પણ પ્રકારની સહાનુભૂતિ પણ પ્રદર્શિત કરી નહિ. કારણકે એ યુવતી એજ તેનું

હૃદય કઠોર બનાવી મૂકયું હતું–એ યુવતીના જ ષડ્યંત્રથી અપમાનિત અને લાંછિત થઇને પોતાનું સુખ નષ્ટ કરીને આ ક્ષુદ્ર ગામડામાં આવીને રહ્યો હતો; કિન્તુ આ સ્થળે આવવાથી પણ શાન્તિ પ્રાપ્ત થઈ નહિ, આ સ્થળે પણ તે આવીને તેને વિપત્તિમાં નાખવાનો પ્રાણુપણે પ્રયત્ન કરવા લાગી. તેથી એલ્ડ્રેડ પાસેથી એક કિન્ચિત્ માત્ર દયા–એક કણ માત્ર કરૂણા પ્રાપ્ત કરવાની તેની આશા વૃથા જ હતી.

ફ્રેંચ રમણીની સાથે આ મુલાકાત કરવાનું એલ્ડ્રેડને એક કારણ હતું. તે એકે આ સમયે ડોલાદ્વારા પૂર્વ જીવનનો બનાવ ખુલ્લો કરાવીને પોતાની નિર્દોષિતા સાબિત કરાવવાનો તેનો વિચાર હતો; કિન્તુ ડોલાની આવી અવસ્થા જોઇને તે તેને કશું જણાવી શકયો નહિ તે ઉભો થઇને બોલ્યો: " હું અત્યારે તો જઉં છું. વળી કોઇ વખત પ્રસંગ મળશે ત્યારે પાછો આવીશ. "

ફ્રેંચ રમણીએ તેને અટકાવ્યો નહિ, તેમ થોડી વાર થોભી જવાને આગ્રહ પણ કર્યો નહિ. ફક્ત તે એટલું બોલી: " હા, ખુશીથી જા, જો તારી ઇચ્છા હોય અને પ્રવૃત્તિ હોય, તો વળી આવજે, નહિતો જેવી તારી ઇચ્છા. "

ડોલાના ગૃહનો ત્યાગ કરી જતી વખતે રસ્તામાં એલ્ડ્રેડને એક પરિચારિકા મળી. તે અભિવંદન કરીને બોલી: " આપને મળવાને માટે વૅાલગા ડયુકના ગૃહમાં રાહ જુએ છે. "

એલ્ડ્રેડ ધીમે પગલે ડયુકના ગૃહમાં પ્રવેશ કરીને વૅાલગાનું મુખમંડળ જોતાં જ ભય પામી ગયો. જાણે આખા જગતનો શોક તેના મુખમાં એકત્ર થયો હોયની, તેવો તેનો ચહેરો જણાતો હતો. એલ્ડ્રેડ ધીમે ધીમે વૅાલગાની પાસે જઇને તેનો હાથ પોતાના હાથમાં લઇને બોલ્યો: " વૅાલગા ! મારી હૃદયેશ્વરી ! "

એલ્ડ્રેડને જોઇને બાલિકાના અધરોષ્ઠ કંપી ઉઠયા અને નેત્રમાંથી અશ્રુબિંદુઓ તેના ગુલાબી ગાલપર ટપકવા લાગ્યાં. કેટલીક ક્ષણ પછી તે બોલી; " પિતાને શુદ્ધિ આવી છે. તે હમણાં જ તમને યાદ કરતા હતા. "

એલ્ડ્રેડને આવેલો જોઇને ડયુક ક્ષીણ કંઠે બોલ્યો: " કોણ, એલ્ડ્રેડ આવ્યા છે ? "

એલ્ફ્રેડ તેની પાસે ગયો, કિન્તુ એક શબ્દ પણ બોલી શક્યો નહિ.

ડયુક પુનઃ બોલવા લાગ્યોઃ "એલ્ફ્રેડ! મને ક્ષમા કરો, હું તમને આજસુધી ઓળખી શકયો નહોતો. અત્યારસુધી હું ફ્રેંચ ગુપ્તચારના ભયંકર ષડ્યંત્રમાં આંધળો બની ગયો હતો. આજે મારી ચક્ષુ ખુલી છે; પરંતુ ઘણી મોડી ખુલી છે. મારા જીવનના ભોગે પણ તમારી નિર્દોષિતા સાબિત થવાથી હું ઘણો ખુશ થયો છું, કિન્તુ આ તમારી નિર્દોષિતા થોડા દિવસ પહેલાં સાબિત થઈ હોત, તો ઘણું સારૂં હતું."

એલ્ફ્રેડ તથાપિ કાંઇ પણ બોલી શકયો નહિ. ડયુકને ધીમે ધીમે મૃત્યુના મુખમાં ઘસડાઇ જતો જોઇને એલ્ફ્રેડ બહુ દુઃખ પામવા લાગ્યો.

કેટલીક ક્ષણ સુધી સઘળાં નિસ્તબ્ધ બની ગયાં, એક શબ્દ પણ કોઈના મ્હોંમાંથી નીકળી શકયો નહિ. તે નિસ્તબ્ધતાનો ભંગ કરીને ડયુક બોલવા લાગ્યોઃ "એલ્ફ્રેડ! તમે શું સત્ય કહો છો? તે શું ખરેખર દસ્તાવેજો ફ્રૅાંસાયાની પાસે જ હતા?"

"હા, નક્કી તેની પાસે જ હતા; કિન્તુ તે માટે તમે કશી ચિન્તા કરશો નહિ, કારણકે તે દસ્તાવેજોની સઘળી નકલો તે પાપીની સાથે નાશ પામી છે." એલ્ફ્રેડે જણાવ્યું.

"કિન્તુ તે ફ્રેંચ રમણીના સંબંધમાં શું કરવું ઉચિત છે?" મૃત્યુના મુખમાં ઘસડાતો ડયુક બોલ્યો.

"આપને જે યોગ્ય લાગે, તે હુકમ ફરમાવો. તોપણ તેને પોલિસના હાથમાં સોંપવાનું હું ઉચિત ધારૂં છું."

ડયુક પછી કન્યા તરફ દૃષ્ટિપાત કરીને બોલ્યોઃ "પુત્રી! તે ફ્રેંચ માયાવિનીને પોલિસના હાથમાં સોંપવી ઉચિત છે કે? અમારી ઇચ્છા તેને પોલિસના હાથમાં સોંપવાની છે. તારો મત શો છે?"

વૅાલગાને ગળચવાં ગળતી જોઇને એલ્ફ્રેડ બોલ્યોઃ તેને પોલિસના હાથમાં જ સોંપવાની જરૂર છે, જો તેમ કરવામાં નહિ આવે, તો તેને યોગ્ય શિક્ષા મળી શકશે નહિ."

"તો પછી પોલિસને ખબર આપો. તેને આ સ્થળે વધારે વખત રહેવા દેવી હું ઉચિત ધારતો નથી. જે સ્થળે મારી કન્યા રહે છે, તે સ્થળનું વાતાવરણ તે પાપિણી ફ્રેંચ રમણીના શ્વાસનિ શ્વા-

સથી કલુષિત ન થાય, એમ હું ઇચ્છું છું.” તે પછી કન્યા તરફ કરુણાજનક દૃષ્ટિપાત કરીને ડયુક પુનઃ બોલ્યો: “ પુત્રી ! મારૂં આયુષ્ય હવે બહુ ટૂંકું થતું જાય છે. આ સમયે તમે ઉભય હાજર છો, તેથી હું તમને એક વાત કહું છું. પુત્રી ! તું એમ ધારતી હોઇશ કે હું ફ્રેંચ રમણીને ચાહું છું અને તેને પત્ની તરીકે ગ્રહણ કરવાને એક પગે થઇ રહ્યો છું; કિન્તુ તેમ નથી, તેને હું સંપૂર્ણ રીતે ધિક્કારૂં છું, એક દિવસને માટે પણ મેં તે ફ્રેંચ રમણીને ચાહી નથી; માત્ર તેને ચાહનાના પ્રલોભમાં મુગ્ધ કરી રાખી છે. તેમ કરવાનો ઉદ્દેશ એટલો જ કે, જ્યાંસુધી ડિસ્પેન્સબેગનો કશો પત્તો મળે નહિ, ત્યાંસુધી તેને કોઇ પણ પ્રકારે અહીં અટકાવી રાખવી. આ મરણપથારીએ ઇશ્વરના સોગન ખાઇને કહું છું, કે એ સિવાય મારો બીજો કશો ઉદ્દેશ હતો નહિ.”

“ પિતાજી ! મને ક્ષમા કરો. આપનો ઉદ્દેશ જાણી નહિ શકવાથી મેં આપના સાથે ગુસ્સો કર્યો હતો.” વૅાલગા નમ્ર કંઠે બોલી.

“ પુત્રી ! તેને માટે મને દુઃખ લાગ્યું નથી; કિન્તુ મને ખેદ એ થાય છે, કે તમારૂં આ શુભ મિલન હું જોઇ શક્યો નહિ. જ્યારે સઘળાં વાદળાં નાશ પામ્યાં અને જ્યારે નવીન પ્રકાશ ધીમે ધીમે ઉદય પામવાનો આરંભ થયો, ત્યારે હું જીંદગીને પેલે પાર ઉભો રહીને મૃત્યુની પ્રતીક્ષા કરૂં છું; કિન્તુ એલ્ફ્રેડ જો તેના આગલા જીવનની કથાનું વર્ણન કરીને તને ગ્રહણ કરે અને મારા મૃત્યુ પછી તને સુખી રાખવાની પ્રતિજ્ઞા લે તો હું શાન્તિથી મરૂં.” ડયુક ક્ષીણ કંઠે બોલ્યો.

“ જગદીશ્વર જાણે કે હું વૅાલગાને પત્ની તરીકે ગ્રહણ કરીને કેટલો બધો સુખી થઇશ. હું ઇશ્વરના નામનો ઉચ્ચાર કરીને આપની આ મરણપથારી પાસે શપથ લઉં છું, કે વૅાલગાને હું મારા બનતા પ્રયત્ને સુખી રાખીશ. વળી મારા પૂર્વ જીવનની કથા મેં વૅાલગાની પાસે પ્રકટ કરી છે. વૅાલગાએ તે સાંભળીને સંતોષ દર્શાવ્યો છે અને મને નિર્દોષી કહીને મારો સ્વીકાર કર્યો છે, તોપણ આપને મારે હજી કાંઇક કહેવાનું છે.” એલ્ફ્રેડ બોલ્યો.

“ બહુ સારૂં, જે કહેવાનું હોય તે ઘણી ખુશીથી કહો. તે સાંભળીને હું ઘણો સુખી થઇશ. મારૂં મૃત્યુ નજીક આવતું જાય છે, વિલંબ કરવાથી તે નકામું થઇ પડશે અને તમારી વાત રહી જશે.

તમે જાણો છો એલ્ફ્રેડ, કે મેં કેટલું બધું કષ્ટ વેઠીને બાલિકાને ઉછેરીને મોટી કરી છે. તેની બાલ્યાવસ્થામાં જ તેની માતા પરલોકવાસિની થવાથી હું તેનું માતા તરીકે પ્રતિપાલન કરતો આવ્યો છું, રમતની વખતે તેનો સાથી બનીને રમત કરતો આવ્યો છું અને શિક્ષણ આપવાની વખતે તેનો શિક્ષક બનીને શિક્ષણ આપતો આવ્યો છું. આવી મારી લાડકવાયી પુત્રીને મૃત્યુ વખતે સુખી જોઇને મારા આત્માને શાન્તિ મળશે " એટલું બોલીને વૃદ્ધ નીરવ રહ્યો. તેની આંખોમાં આસું આવી ગયાં.

" આપ જો મને થોડાક કલાકનો સમય આપો, તો મારી સઘળી કથા ડોલાના મુખેથી આપની આગળ પ્રકટ કરાવવાનો પ્રયત્ન કરૂં. " એલ્ફ્રેડ જણાવ્યું.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### પ્રેમદાની ચતુરાઇ.

---




ક અત્યારે નિદ્રાદેવીની ઉપાસના કરી રહ્યો છે. એલ્ફ્રેડ પણ તેજ ગ્રહમાં બિછાનાની પાસે દિવાલને અઢેલીને નિદ્રા લેવા લાગ્યો છે. માત્ર વૅલ્ગાની આંખોમાં અત્યારે નિદ્રા નથી. નિદ્રા લેવાનો અત્યારે તેને સમય પણ નથી, તેને હજી અનેક કામો કરવાનાં બાકી છે. કેવી રીતે સર્વની સમક્ષ તેના પ્રિયતમનું કલંક દૂર કરી શકાય અને કેવી રીતે ડોલા પોતાના મુખેથી એલ્ફ્રેડના નિર્દોષિતા જાહેર કરે, એ ચિન્તાથી તેનું હૃદય અત્યારે પરિપૂર્ણ છે.

વૅલ્ગાએ વિચાર કર્યો કે ડોલાને પોલિસના હાથમાં સમર્પણ કરવાથી કાંઇ વિશેષ લાભ થશે નહિ; કારણકે તેની વિરૂદ્ધમાં પુ-

રતી સાબિતી નથી. તેથી તે ન્યાયાધીશના હાથમાંથી સહેલથી છુટી થઇને પુનઃ નવી જાળ વિસ્તારવાને જરા પણ વિલંબ કરશે નહિ. જેથી ભવિષ્યમા તે ફરીથી કોઇ પણ પ્રકારનું અનિષ્ઠ ન કરી શકે અને સર્વની સમક્ષ સઘળી વાત પ્રકટ કરીને એલ્ડ્રેડને નિર્દોષી તરીકે સાબિત કરે, એવો પ્રયત્ન કરવાની જરૂર છે. બાલિકા ડોલાને સંપૂર્ણ રીતે પિછાણતી હતી અને જાણતી હતી કે જેનો અધઃપાત કરવાને તે ફ્રેંચ રમણી પ્રાણપણે ચેષ્ટા કરે છે અને જેનું સત્યાનાશ વાળવાને માટે ગમે તેવું અનિષ્ઠ કાર્ય કરવામાં તે પાછી હઠતી નથી. તેના મંગળને માટે તે પિશાચિની એક અક્ષર પણ ઉચ્ચારશે નહિ. તોપણ બાલિકા હૃદયમાં આશા ધારણ કરીને એલ્ડ્રેડના મુખ સામે મીઠી નજરથી જોઇને ધીમે ધીમે ડોલાના ગૃહમાં દાખલ થઇ.

વૉલગાને જોઇને ફ્રેંચ રમણી બોલી: " આપે અહીં આવવાની તસ્દી લીધી ? આટલો સમય ગયા પછી આ હતભાગિની આપને યાદ આવી ? આખો દિવસ હું આપના આગમનની રાહ જોઇ રહી હતી, કિન્તુ આપ એટલાં બધાં નિષ્ઠુર, કે મારા શોકને સમયે પણ મને આશ્વાસન ,આપવા આવ્યાં નહિ. મારી દુર્દશાનો ખ્યાલ આપના રમણી-હૃદયમાં એક વખતને માટે પણ આવ્યો નહિ. મારા દુઃખથી જો આપને એક કિન્ચિત્ માત્ર પણ દુઃખ ઉપજ્યું હોય અથવા મારા અશ્રુપાતથી આપના હૃદયમાં જરા પણ વ્યથા ઉત્પન્ન થઇ હોય, તો આપ આવ્યા વિના રહો જ કેમ ? "

બાલિકા સમજી ગઇ, કે આ પાપિણી કૃત્રિમ ડોળ કરે છે. તથાપિ તે સહાનુભુતિ પ્રદર્શિત કરવાને વિસરી નહિ.

ફ્રેંચ રમણી પણ સમજી ગઇ કે બાલિકાની સહાનુભુતિ પણ કૃત્રિમ છે, તેની ભાષામાં ઉષ્ણતા નથી-જીવ નથી. તોપણ તે ભાવ છુપાવી રાખીને ડોલા બોલી: " મારો ભાઇ ફ્રૅાસાયા આપને પ્રાણ કરતાં પણ અધિક ચાહતો હતો, આખો દિવસ કેવળ આપની જ વાત કરતો અને આપની જ વાત સાંભળતો; કિન્તુ તેના મૃત્યુથી આપને કિન્ચિત્ પણ દુઃખ લાગ્યું નહિ, તેમ આપની ચક્ષુમાંથી એક અશ્રુબિંદુ પણ ટપક્યું નહિ. "

" જુઓની, જ્યારે મને એમ સમજાયું, કે આપનો ભાઇ એ જ મારા પિતાના મૃત્યુનું મુખ્ય કારણ છે, ત્યારે આપના ભાઈના

દુર્દૈવને માટે શોક પ્રકટ કરવાની ઇચ્છા થઈ નહિ. અત્યારે મારો પિતા મરણુ પથારીએ છે, તેમના મરણુને વખતે તેમને સુખી કરવાના ઉદ્દેશથી આપની સહાય માગવાને—આપની કૃપાની માગણી કરવાને હું આવી છું."

"શું બોલો છો ? હું મારા બનતા પ્રયત્ને તેમને સુખી કરવાનો યત્ન કરીશ. એમને સુખી કરવા એ મારી મુખ્ય ફરજ છે, તે માટે કૃપાની માગણી કરવાની કશી જરૂર નથી."

"મારે આપને બીજું વિશેષ કાંઈ કહેવાનું નથી, કિન્તુ હું જે કહું તે કરશો તો તેથી આપણાં ઉભયનું મંગળ થશે અને મારા પિતા પણ શાન્તિથી મરણ પામશે. વળી આપના ભાઇએ જે અનિષ્ટ-પાપકાર્ય કર્યું છે, તેમાંથી આપને કેટલેક દરજ્જે તે મુક્ત પણ કરી શકશે."

"આપના સમજવામાં ભૂલ થઇ છે. મારા ભાઈએ ડ્યુકનો એક કિન્ચિત્ માત્ર પણ અપરાધ કર્યો નથી, ઉલટો તે તો ડ્યુકનું મંગળ ઇચ્છતો હતો. અમારાથી ડ્યુકનું કોઇ પણ પ્રકારનું અમંગળ થયું હોય, એ અસંભવિતજ છે. વળી વધારામાં હું ભાવી ડ્યુક-પત્ની છું, તેથી તેમનું અમંગળ એ શું મારૂ અમંગળ નહિ ?"

"હું જાણું છું, કે આપ ભાવી ડ્યુક-પત્ની છો અને તેમના અમંગળમાં આપનું પણ અમંગળ રહેલું છે, કિન્તુ દુઃખની વાત એ છે કે તેમની આ માંદગીની અવસ્થામાં તમે એક વાર પણ તેમની પાસે આવ્યાં નથી અને તેમની માંદગીને માટે એક વખત પણ શોક પ્રદર્શિત કર્યો નથી. જેથી મૃત્યુને વખતે તે સુખેથી મરી શકે એવી કાંઈ પણ ચેષ્ટા તમે કરી જ નથી."

"હા, ખરેખર હું દીવાની બની ગઇ છું. તેમને એક વખત જોવાને માટે અને તેમનું એક વખત ભાષણ સાંભળવા માટે જોકે મારો જીવ તલસી રહ્યો છે, તોપણ હુ જઇ શકી નથી. તે મરણુપથારીએ પડ્યા છે અને મને મળવાને માટે આતુર થઈ રહ્યા છે, કિન્તુ હું હતભાગિની એક વખત પણ ત્યાં જઇ શકી નથી, મારાં દુર્ભાગ્યે તે ગૃહમાં પ્રવેશ કરવાનાં દ્વાર બંધ થઇ ગયાં છે."

" શું ખરેખર આપ તેમને ચાહો છો ? શું ખરેખર આપ તેમની આ અવસ્થાથી દુઃખ પામો છો ? " વૉલગાએ પ્રશ્ન કર્યો.

" એનો પ્રત્યુત્તર આપવો નિષ્પ્રયોજનીય છે. હું તેમનો પ્રાણ કરતાં પણ અધિક ચાહું છું. ન કરે નારાયણ કદિ તેમનું મૃત્યુ થાય, તો મારૂં જીવન નીરસ બની જાય. પછી મારૂં નિરાનંદ અને નિઃસંગ જીવન વહન કરવામાં લાભ શો ? " ફ્રેંચ રમણીએ પ્રયુત્તર આપ્યો.

" જો તેમને આપ ખરેખર ચાહતાં હો, તો મારી સાથે ચાલો. તેમની છેલ્લી ક્ષણે એક વખત મુલાકાત લઇને તેમને સુખી કરો અને ટ્રીવારવીથના ડ્યુક સંબંધે ખરી હકીકત જાહેર કરીને તેમને શાન્તિમાં મરવા દ્યો. "

ડોલા આશ્ચર્ય સહિત પોતાની બંને આંખો વિકસાવીને બોલીઃ " આપના છેલ્લા શબ્દો હું બિલકુલ સમજી શકી નથી. ટ્રીવારવીથના ડ્યુક સંબંધે ખરી હકીકત–એનો અર્થ શો ? "

"જો સમજી શકતાં ન હો, તો સારી રીતે સમજાવું. સાંભળો, મારા પ્રિયતમ એલ્ફ્રેડની પૂર્વની સઘળી હકીકત મેં સાંભળી છે અને મારા પિતાએ પણ સાંભળી છે. તેથી અમે સારી રીતે જાણી શક્યાં છીએ, કે એલ્ફ્રેડ એ ટ્રીવારવીથના ખરેખરા ડ્યુક છે. વળી તમે પણ તે વાત જાણતાં હશો, કે કોઇ પાપિણી સ્ત્રીના વિશ્વાસઘાતથી, તેના ષડ્યંત્રથી અને મિ. એલ્ફ્રેડની કેટલીક ભૂલોથી તેણે પોતાને મરી ગએલો જાહેર કર્યો હતો. અત્યારે આપની પાસે મારે કહેવાનું એ છે, કે આપ એક વાર તમારા મુખે એ સઘળી હકીકત ડ્યુક આગળ પ્રકટ કરીને તેમને સુખેથી મરવા દ્યો. જો તેમ નહિ કરો તો તેનું મરણ પણ દુઃખમાં જ થશે. "

ભયથી ડોલાનું મુખમંડળ નિસ્તેજ બની ગયું. તે બોલીઃ " મિ. એલ્ફ્રેડ બહુ જ ચતુર પુરૂષ છે, તેણે એક સુંદર વાત જોડી કહાડી છે, તે વાત તમે તથા તમારો પિતા નિઃસંકોચે સાચી માની બેઠાં છો. "

" જુઓ, આ સમય બહુ વિકટ છે, આવો સમય વૃથા વાક્યવ્યયમાં નષ્ટ કરવો ઉચિત નથી; કારણકે મારા પિતા પથારીવશ છે, તે દર પળે મૃત્યુના મુખ તરફ ઘસડાતા જાય છે, જો તે અત્યારે

આપના મુખેથી સાંભળે, કે તેમનો ભાવી જમાતા કલંક રહિત છે; તો તેમને ઘણી શાન્તિ મળશે. આપ મારા પિતાને ચાહો છો અને તેમની પત્ની થવાને તૈયાર થયાં છો, તો આ સમયે તેમને તમારે બનતા પ્રયત્ને સુખ અને શાન્તિ પ્રદાન કરવાં જોઇએ."

"જુઠી વાત કહીને તેમને શાન્ત્વના કરવી એ પાપકાર્ય હું કરીશ નહિ, એવો અન્યાયભરેલો આગ્રહ મને કરશો નહિ."

"બાપ! પાપથી જો તમે એટલાં બધાં ડરતાં હો તો એક ભલા માણસને આટલું બધું દુઃખ શામાટે આપો છો? ષડ્યંત્ર રચીને તેને માથે જુઠું કલંક શામાટે સમર્પણ કરો છો? વિશ્વાસઘાત કરીને તેને રસ્તાનો ભિખારી શામાટે બનાવી મૂકો છો? તે વખતે તમારો ધર્મભાવ ક્યાં જતો રહે છે? વળી જેમને તમે સ્વામી કહીને તમારો દેહ અર્પણ કર્યો છે, જેમને સ્નેહ દર્શાવીને ટ્રીવારવીથના ડયુકની પત્ની થવાની આશા કરી છે; તેમને મરણપથારીએ શાન્તિ આપવી અથવા બનતા પ્રયત્ને તેમના દુઃખનો ભાર ઓછો કરવો, એ શું આપનું ધર્મસંગત કામ નથી?" વૉલગા બોલી.

"પોતાનું અપમાન કરીને બીજાને સુખી કરવા, એ ધર્મસંગત કામ કહેવાય, એમ હું માનતી નથી." ડોલા બોલી.

"ફરજની લાગણીથી અને ચાહનાની લાગણીથી શું એ કાર્ય તમારે કરવું જોઇએ નહિ?"

ફ્રેંચ રમણી હવે ધૈર્ય રાખી શકી નહિ. તે બોલી: "શું હું ડયુકને ચાહું છું? શું તેમનો પતિ તરીકે મેં સ્વીકાર કર્યો છે? એ વાત જો તમે સાચી માનતાં હો, તો તેમાં તમારી ભૂલ છે. મારા જેવી સુંદર યુવતી એક સિત્તેર વર્ષના વૃદ્ધને ચાહે અને પોતાનો દેહ તેને અર્પણ કરે એ કદિ સંભવિત હોઇ શકે? તે શું મારે લાયક છે? મારૂં સૌન્દર્ય અને મારો સ્નેહ એક વૃદ્ધ પુરૂષને શું હું કદિ પણ અર્પણ કરૂં? જ્યારે તમે જાણો છો, ત્યારે હું તમને કહું છું કે એલ્ફ્રેડ સંબંધી સઘળી હકીકત મારા જાણવામાં છે. હું ધારૂં તો તેને કલંકમાંથી મુક્ત કરી શકું, કિન્તુ તે જીવતાંસુધી કરીશ નહિ. એલ્ફ્રેડના મંગળ માટે હું એક અક્ષર પણ ઉચ્ચારીશ નહિ, તેને સહાય કરવાને હું મારી એક કનિષ્ઠ આંગળી પણ ઉંચી કરીશ નહિ. એને

માટે મારે જો કદિ રસ્તાની એક ભિખારિણી થવું પડે, તોપણ થવા હું તૈયાર છું. એને માટે જો મારૂં સત્યનાશ વળી જાય, તોપણ હું ડરતી નથી. એને માટે જો કદાચ મારૂં મૃત્યુ પણ થાય, તોપણ હું દુઃખ પામીશ નહિ. મૃત્યુને મિત્ર ગણીને સાદરપૂર્વક આલિંગન કરવાને હું તૈયાર છું. ”

બાલિકાને અત્યારે ડોલાનું ખરૂં સ્વરૂપ જણાઇ આવ્યું. આ વખતે તેની નિષ્ઠુરતાનો ખરો અનુભવ થયો. તોપણ તે નિરાશ થઈ નહિ. તે ભય અને પ્રલોભ દેખાડીને પોતાનું કાર્ય પારપાડવાનો પ્રયત્ન કરવા લાગી. તે બોલી: “ આપ મૃત્યુને સાદરપૂર્વક આલિંગન કરવાને તૈયાર છો, એ વાત ખરી. કિન્તુ સ્ત્રી જાતિને માટે મૃત્યુ કરતાં પણ અધિક વેદનાયુક્ત શિક્ષા હોય છે તે તમે જાણો છો? તે શિક્ષા એકે—નિંદા, કલંક અને જન્મકેદ. ”

ફ્રેંચ રમણી એકી વખતે મરવાને તૈયાર હતી, કિન્તુ રીબાઇ રીબાઇને મરવાને તૈયાર નહોતી. તેટલા માટે જન્મકેદનો શબ્દ સાંભળીને યુવતી ભય પામી ગઈ. તે અસ્ફુટ સ્વરે બોલી: “ જન્મકેદની શિક્ષા ? ”

“ હા, જન્મકેદની શિક્ષા. ”

ફ્રેંચ રમણી પોતાનો મનોભાવ દબાવી રાખીને બોલી: “ કઇ યુક્તિના બળવડે તમે મને કેદમાં પુરશો ? મારા ભાઇએ ગુન્હો કર્યો છે, તેનો હું સ્વીકાર કરૂં છું, કિન્તુ શું તેને બદલે મને કેદમાં પૂરશો ? શું એકના ગુન્હાથી બીજાને શિક્ષા થઇ શકે ખરી ? ”

“ શામાટે શિક્ષા થઇ શકે, તે તમે જાણો છો ? આપના તે સાંકેતિક તારની વાત યાદ છે કે ? તે તાર એક દિવસ સદ્‌ભાગ્યે એલ્ફ્રેડના હાથમાં જઈ પડયો હતો, તેનું આપને સ્મરણ છે કે ? તે તારના બળે ફ્રેંચ ગુપ્ત સભાની ગુપ્ત ચારિકા કહીને તમને અત્યારે જ કેદ કરી શકાય તે તમે જાણો છો ? ”

તે સાંકેતિક તારની વાત સાંભળતાં જ ક્રોધથી ડોલાનું આખું શરીર કંપી ઉઠયું—તેના નેત્રમાંથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા. તે ક્રોધથી કંપિત કંઠે બોલી: “ શું ? તે વિશ્વાસઘાતીએ આટલી બધી ત્વરાથી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે? જે વ્યક્તિ સ્ત્રીની આગળ

એક સાધારણ પ્રતિજ્ઞાનું પણ પ્રતિપાલન કરવાને અસમર્થ છે, તે શું સારો માણસ કહેવાય? શું તે પ્રણય કરવાને યોગ્ય છે? સાંભળો વૅાલગા, તે કૂતરે મારી આગળ એક દિવસ પ્રતિજ્ઞા લીધી હતી, કે તારની વાત ગુપ્ત રાખીશ; જીવતાં સુધી કદિ પણ તે વાત હું કોઇને જણાવીશ નહિ, કિન્તુ તે પ્રતિજ્ઞાનું પરિણામ જોયું કે? તમારા પ્રિયતમનું કાર્ય જોયું કે?"

"વારૂ, ત્યારે તમે તેમની પ્રતિજ્ઞાનું રક્ષણ કર્યું છે? તમારા ભાઇએ કરેલી ચોરીનો અપરાધ અને અટારહામના ખૂનનો અપરાધ એલ્ફ્રેડપર નાંખવાનો તમે શું પ્રયત્ન નથી કર્યો? આપની સાથે તેમની શી સરત હતી? તે સરત પ્રમાણે શું તમે કાર્ય કર્યું છે? તો પછી તમે તેમની સારી આશા શી રીતે રાખી શકો? તમે તો સેંકડો પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે, સેંકડો અન્યાયભરેલા અપરાધ કર્યા છે અને સેંકડો દુષ્ટકર્મ કર્યાં છે. અત્યારે તે પાપોની શિક્ષા પ્રાપ્ત થવાનો સમય આવી લાગ્યો છે, હવે તમારે આખી જીંદગી અંધકારમય કેદખાનામાં પડી રહીને આંખોના જળવડે તે પાપોનું પ્રાયશ્ચિત્ત કરવું પડશે."

ભયથી, ક્રોધથી ઘૃણાથી અને લજ્જાથી ડોલાનું આખું શરીર કંપવા લાગ્યું. તેની આંખો આગળ ઇંગ્લાંડનું ભયંકર કેદખાનું ભાસવા લાગ્યું. સાથે સાથે પારિસમાં ભોગવેલા વૈભવનું તેને સ્મરણ થઇ આવ્યું. હવે આ જીંદગીમાં પારિસ શહેરનાં દર્શન થઈ શકશે નહિ, હવે ભાઇઓ મિત્રો સાથે અને સગાં સંબંધી સાથે મેળાપ થઇ શકશે નહિ. એવા વિચારોએ ફ્રેંચ રમણીને દુ:ખી કરી મૂકી. તેનું શરીર અવસન્ન થઇ ગયું. જાણે આ નિખિલ વિશ્વ ધીમે ધીમે કોઇ અંધકારમય ગુહામાં ડૂબી જતું હોયની! એવો ભાસ તેને થવા લાગ્યો.

વૅાલગા બોલી: "હવે હું વધારે વખત અહીં રાહ જોઇ શકું તેમ નથી, હમણાં જ પિતાના ગૃહમાં મારે પાછાં ફરવું પડશે, એટલા માટે હું આપનો છેવટનો પ્રત્યુત્તર સાંભળવાને ઇચ્છા રાખું છું. કેદખાનામાં જીવન ગુજારવાને શું આપ ઇચ્છો છો?"

"મને કેદમાં પૂરવાથી આપ શું સુખી થશો?"

"જો તમે મારા પિતાની સન્મુખ અને જગતની સન્મુખ એલ્ફ્રેડના પૂર્વ જીવનની સઘળી હકીકત પ્રકટ કરીને તેમને કલંકમાંથી

મુક્ત કરો અને એલ્ફ્રેડ એ ટ્રીવારવીથના ખરા ડયુક છે, એ વાત જાહેર કરો, તો હું તમને પલાયન કરી જવામાં સહાય કરૂં." વૉલગા બોલી.

"આપને અત્યારે સુયોગ પ્રાપ્ત થવાથી તમારૂં પોતાનું કાર્ય સિદ્ધ કરવાનો તમે પ્રયત્ન કરો છો." ડોલ્રા બોલી.

"જો તેમ ધારતા હો, તો તમારી મરજીમાં આવે તે રસ્તો લ્યો, તેમાં મને કશી અડચણ નથી. કિન્તુ આ સ્થળે વધારે વખત રહીને હું સમય નષ્ટ કરી શકું તેમ નથી. પ્રત્યેક પળે પિતા મૃત્યુના મુખમાં ઘસડાતા જાય છે, તેથી હવે એ સંબંધે તમે મને શો પ્રત્યુત્તર આપો છો, તે જલ્દી કહો."

ફ્રેંચ રમણી મહા વિપત્તિમાં આવી પડી. હવે શું કરવું? એલ્ફ્રેડને કલંકમાંથી મુક્ત કરીને વૉલગાના સુખનો રસ્તો મોકળો કરી દેવો, કે આખી જીંદગી કેદખાનામાં સબડાયા કરવુ? વૉલગાનું કહેવું સત્ય છે, કે મૃત્યુની વેદના કરતાં લજ્જા, ઘૃણા અને કેદ વધારે કષ્ટદાયક છે. જ્યારે ડોલ્રાને જણાયું, કે સઘળી બાબતનો સ્વીકાર કરીને પોતાની સ્વાધીનતાનો વિક્રય કર્યા વિના હવે બીજો કોઇ ઉપાય નથી, ત્યારે તે બોલી: "હું સઘળી હકીકત પ્રકટ કરવાને તૈયાર છું, કિન્તુ હું ડયુકની પાસે આવી શકીશ નહિ."

"જો તેમના પાસે તમે ન આવી શકો, તો એક કાગળમાં સઘળી ખરેખરી હકીકત લિપિબદ્ધ કરીને તેમાં તમારૂં પોતાનું નામ લખીને સહી કરી આપો. બોલો, એ વાત તમને કબુલ છે?"

બીજો કશો ઉપાય નહિ જણાયાથી ફ્રેંચ રમણીએ તે વાત કબુલ કરી.



# પ્રકરણ ૨૬ મું.

## સ્વીકાર-પત્ર.



વાલગાએ ફ્રેંચ રમણી પાસેથી સ્વીકાર-પત્ર લખાવી લીધો. તેમાં તેના પ્રિયતમનું કલંક દૂર કરવા સંબંધી કેટલીક ઉપયોગી બાબતોનો અને અઢારહાથમના ખૂન વિષે કેટલીક ખરી હકીકતનો ટૂંક હેવાલ જણાવ્યો હતો. ડોલાએ તેમાં પોતાના અક્ષરની સહી કરી અને તેની પરિચારિકાની સાક્ષી પણ કરાવી આપી.

આ સઘળું કાર્ય સિદ્ધ કરીને વૉલગા ઉતાવળે પગલે ત્યાંથી ચાલી ગઇ. જતી વખતે ફ્રેંચ રમણીને પલાયન કરી જવા દેવાને સુયોગ કરી આપવાનું વિસરી ગઇ નહી. બાલિકા સીધી દરદીના ગૃહમાં જઈ પહોંચી. તે વખતે લગભગ પ્રભાત થઇ ગયું હતું. ત્યાં જઇને તેણે જોયું, કે દરદીનું ગૃહ નિસ્તબ્ધ છે. ડયુક હજી પણ નિદ્રા લે છે અને એલ્ફ્રેડ હજી હમણાં જ નિદ્રામાંથી જાગૃત થયો છે. તેને જોઇને બાલિકા બોલી: " હું અત્યારસુધી આ ગૃહમાં નહોતી, કિન્તુ ડોલાના ગૃહમાં ગઈ હતી, તેથી શું આપને કાંઈ અડચણ પડી હતી ? "

એલ્ફ્રેડ બોલ્યો: " ના, મને કાંઇ અડચણ પડી નહોતી, પરંતુ તમે અત્યારસુધી ડોલાના ગૃહમાં શામાટે ગયાં હતાં ? "

" આ જુઓ, તેની પાસેથી તમારે માટે હું કાંઇક લાવી છું. " એમ કહીને તેણે સ્વીકાર-પત્ર એલ્ફ્રેડના હાથમાં મૂકયો. એલ્ફ્રેડ તે વાંચીને આશ્ચર્યપૂર્વક બોલ્યો: " તમે આ કામ આટલી બધી ત્વરાથી પાર પાડયું ? ધન્ય છે તમને પ્રાણેશ્વરી ! હું ધારૂં છું, કે તમારાથી જ હું તમને પ્રાપ્ત કરીશ, પરંતુ અફસોસની વાત એ છે, કે ડયુક આપણું આ મિલન જોઇ શકશે નહિ. તે જો હજી થોડાક દિવસ જીવવા પામે, તો કેટલો બધો આનંદ થાય ? "

તેઓની વાતચીતથી ડ્યુક નિંદ્રમાંથી જાગૃત થઈ ગયો. તેણે આંખો ઉઘાડીને જોયું, કે એલ્ફ્રેડના હાથમાં એક કાગળનો કકડો છે. તે જોઇને ડ્યુકે તુર્તજ પ્રશ્ન કર્યો: “ એ શાનો કાગળ છે એલ્ફ્રેડ ? વળી બીજો કાંઇ નવીન બનાવ તો બન્યો નથી કે ?”

બાલિકા બોલી: “ પિતાજી ! હવે અમારે ભય પામવાનું કાંઈ કારણ રહ્યું નથી. હું ડોલાની પાસેથી એક સ્વીકાર-પત્ર લખાવી લાવી છું. તેમાં એલ્ફ્રેડના પૂર્વજીવન સંબંધી સઘળી હકીકત લખેલી છે. મિ. એલ્ફ્રેડ અત્યારે કલંકમાંથી મુક્ત થયા છે. ડોલાએ આ સ્વીકાર-પત્રમાં તેના પોતાના જ અક્ષરથી સહી કરી છે અને તેની પરિચારિકાની તેણે સાક્ષી પણ કરાવી આપી છે. ”

ડ્યુક આશ્ચર્ય પામીને બોલ્યો: “ આ કાર્ય આટલી બધી ત્વરાથી શી રીતે પાર પડ્યું ? તેણે શું રાજી-ખુશીથી આ સઘળી બાબતનો સ્વીકાર કર્યો છે ? ”

“ ના, પિતાજી ! તેણે રાજી-ખુશીથી સ્વીકાર કર્યો નથી. કિન્તુ તેને આ સ્થળેથી પલાયન કરી જવાની મેં સવડ કરી આપી, ત્યારે તેણે આ સ્વીકાર-પત્ર મને લખી આપ્યો છે. પિતાજી ! તેને મેં આપની મરજી વિરૂદ્ધ પલાયન કરી જવાની સવડ કરી આપી છે, તે વાજબી કર્યું છે કે ગેરવાજબી કર્યું છે, તે હું કાંઈ કહી શકતી નથી. તેને એક ગાડીની સવડ કરી આપી છે, તે આજ રાત્રે ઇંગ્લાંડનો ત્યાગ કરીને ચાલી જશે. હવેથી આ જીંદગીમાં કદિ પણ તે મારા સંસ્રબમાં આવશે નહિ. ”

“ જો પુત્રી ! જે વાત બની ગઇ તેનો હવે અફસોસ કરવો વૃથા છે, કિન્તુ તે પાપિણીને તો શિક્ષા કરવી જ ઉચિત હતી. ” ડ્યુક અત્યંત ક્ષીણ કંઠે બોલ્યો.

“ કેમ પિતાજી ! લજ્જા અને અપમાન એ સ્ત્રી જાતિને માટે યોગ્ય શિક્ષા નહિ કે ? ”

“ ના, પુત્રી ! તે ફ્રેંચ રમણી આવા પ્રકારની લજ્જા, ઘૃણા અને અપમાનને ગાંઠે તેવી નથી. કેદખાનું એજ તેને માટે યોગ્ય શિક્ષા કહેવાય. વારૂ, હવે તમારે બહુ જ સાવધાનીથી રહેવું પડશે. તે પરાજય પામવાથી હવે શાન્ત રહેશે, એમ તમે સ્વપ્નમાં પણ ધા-

રશે નહિ. તે પુનઃ કાંઈક પાપજાળ વિસ્તાર્યા વિના કદિ જપશે નહિ. ભગવાન તમને સહાય કરશે, ભગવાન તમારૂં મંગળ કરશે. તમે દીર્ઘાયુષી અને સુખી થાઓ એ કરતાં બીજો વિશેષ સારો આશીર્વાદ મૃત્યુ કાળે હું કયો આપી શકું પુત્રી ?" એટલું બોલતાં વૃદ્ધનો કંઠસ્વર રૂંધાઈ ગયો.

એટલામાં સ્થાનિક દાક્તરે આવીને ડયુકનું શરીર ઉત્તમ રીતે તપાસીને દવાનો એક ડોઝ તૈયાર કર્યો. દાકતરને બાલિકાએ પ્રશ્ન કર્યો. " અત્યારે પિતાની તબિયત કેવી જણાય છે ? "

દાકતર બોલ્યોઃ " હજી કાંઇ કહી શકાય નહિ, તોપણ આજે લંડનના બે મોટા દાકતરોને તાર કર્યો છે, તેઓ હમણાં આવી પહોંચશે. અત્યારે આ દવા પાઈ ધો. " દવા પાયા પછી કેટલીક અગત્યની સૂચનાઓ કરીને દાકતર ચાલ્યો ગયો. દવાના કેફથી થોડીએક ક્ષણમાં ડયુક નિદ્રાને આધીન થયો.

ફ્રેંચ રમણી સુયોગ મળવાથી પલાયન કરી ગઈ છે કે નહિ, તે જોવાને માટે વૉલગા પુનઃ ડોલાના ગૃહમાં ગઇ. તે વખતે સૂર્ય ઉગી ગયો હતો, તોપણ ગૃહની અંદર ઇલેકટ્રિક લાઇટ બળતી હતી. બાલિકાએ જોયું, કે ઓરડામાં ડોલા કે તેની પરિચારિકા એમાંનું કોઇ નથી. ખુરશી, ટેબલ અને બીજી કેટલીક જણુસો ગૃહની અંદર આમતેમ આડાઅવળી પડી છે, પોલાદની બે મોટી મોટી ટૂંકો ગૃહની વચ્ચોવચ પડેલી છે. તેમાંનો સઘળો સરસામાન આમતેમ અસ્તવ્યસ્ત પડેલો છે. ગૃહની અંદર એક બે કાચની શીશીઓના કકડા પણ પડેલા છે. આ સઘળો દશ્ય જોઇને વૉલગાના મનમાં આવ્યું, કે ફ્રેંચ રમણી એકદમ-ઉતાવળી ઉતાવળી આ સ્થળનો ત્યાગ કરીને પલાયન કરી ગઈ છે.

જો કે ડોલા પલાયન કરી ગઇ હતી, તોપણ બાલિકાના મનમાં એમ થયું કે જાણે તેનો પૈશાચિક ઉષ્ણ નિઃશ્વાસ હજી પણ ગૃહના રૂંધાઈ ગએલા વાયુમાં આમથી તેમ ઘૂમી રહ્યો છે. બાલિકા તે ગૃહનું દ્વાર બંધ કરી બહાર આવીને વિચાર કરવા લાગી, કે નક્કી ફ્રેંચ રમણી આ સ્થળનો ત્યાગ કરીને પલાયન કરી ગઇ છે, તે હવે કદિ પણ ઇંગ્લાંડમાં આવવાનું સાહસ કરશે નહિ, કિન્તુ જો તે ઈંગ્લાંડનો ત્યાગ કરીને નહિ જતાં ઈંગ્લાંડના કોઇ સ્થળે સંતાઇ રહીને પુનઃ તેનો

વૈરાગ્નિ પ્રજ્વલિત કરવાનો પ્રયત્ન કરશે તો ? પિતાનું કહેવું વાજબી છે, કે એ ફ્રેંચ રમણી પરાજિત થઇને શાન્ત રીતે આ અપમાન સહન કરીને બેસી રહે, એ માની શકાય નહિ.

આ પ્રમાણે વિચાર કરીને બાલિકાએ એકદમ નીચે ઉતરીને ચાકરોના મ્હોંએથી સાંભળ્યું, કે લગભગ ૨૦ મિનિટ પહેલાં ડોલા આ સ્થળનો ત્યાગ કરીને પલાયન કરી ગઇ છે. તેની સાથે તેની પરિચારિકા પણ ગઇ છે. તેઓની પાસે કપડાની બે પોટલીઓ સિવાય બીજું કશું હતું નહિ.

વૉલગાએ વિચાર્યું, કે ઘણુંકરીને તેઓ અત્યારે કેમલફૉર્ડ હોટેલમાં ઉતર્યાં હશે અને જ્યારે ટ્રેન આવશે, ત્યારે તેઓ આ સ્થળનો ત્યાગ કરીને ચાલ્યાં જશે. તોપણ ચુપકીથી તેનું અનુસરણ કરવાને માટે એકાદ માણસને મોકલવામાં આવે, તો સારું. હજી પણ સમય છે—હજી પણ એક જણને મોકલવાથી ડોલાની સાથે મેળાપ થઇ શકશે. એમ વિચારીને બાલિકાએ તુર્તજ એક ચાકરને બોલાવ્યો એ માણસ વૉલગાનો બહુ જ વિશ્વાસપાત્ર ચાકર હતો. તેને થોડાક પૈસા આપીને કહ્યું: “ એક ઘોડો લઇને અત્યારે કેમલફૉર્ડ હોટેલમાં જાઓ, હું ધારું છું, કે ત્યાં ડોલાની સાથે તમારે મુલાકાત થશે. ત્યાંથી તે જ્યાં જ્યાં જાય તે પ્રત્યેક સ્થળે તમે પણ તેની પાછળ પાછળ જજો. જ્યાંસુધી તે ઇંગ્લાંડનો ત્યાગ કરી ન જાય, ત્યાંસુધી તમે તેનું પિછું છોડશો નહિ. વચ્ચે વચ્ચે તે જેજે કાર્યો કરે અને જેજે સ્થળે જાય તે સઘળી હકીકતના સમાચાર મને મોકલતા રહેજો.”

વિશ્વાસુ ચાકર ચાલ્યો ગયો. બાલિકા પુનઃ ઉપર જતી હતી એટલામાં તેને એલ્ફ્રેડની નર્સ મળી. તે બોલી: “ મેં મિ. એલ્ફ્રેડને નિદ્રા લાવવાનું ઔષધ આપ્યું છે, તેથી નિદ્રા લે છે. તે માટે તમે કશો ઉચ્ચાટ કરશો નહિ, કિન્તુ તમારે પોતાને વિશ્રાન્તિ લેવાની બહુ જરૂર છે. કેટલાક દિવસથી તમે આ પ્રમાણે વિશ્રાન્તિ લીધા વિના પરિશ્રમ કરો છો, તેમાં જો હવે થોડો આરામ નહિ લ્યો, તો તમારી તબિયત જલ્દી બગડવા પામશે. ખરેખર આપનો ફિક્કો ચહેરો જોતાં મને ભય ઉત્પન્ન થાય છે.”

“ વૉલગા મંદ હાસ્ય કરીને બોલી: “ મને કશું થવાનું નથી.

મારે માટે આપને કશી ચિન્તા કરવાની જરૂર નથી." એમ બોલીને બાલિકા પોતાના ગૃહમાં જઇ પહોંચી.

નર્સ તે જ સ્થળે ઉભી રહીને વિચાર કરવા લાગી: "આવી અદ્દ્ભુત પ્રકૃતિની સ્ત્રી તો મેં કદિ જોઇ નથી, કિન્તુ તેણે અત્યાર-સુધી બિલકુલ આરામ લીધા વિના જે પરિશ્રમ કર્યો છે, તે પરિશ્રમ અને તેના ફિક્કા ચહેરા તરફ દૃષ્ટિ કરતાં તુર્ત જ જણાઇ આવે છે, કે બાલિકા ઉપર કોઇ ભયંકર રોગ હવે જલ્દી આક્રમણ કરશે, એમાં કશો સંદેહ નહિ. મિ. એલ્ફ્રેડ પછી હું ધારૂં છું કે આ બા-લિકાની સારવાર કરવાનો ભાર મારે માથે આવી પડશે." નર્સ આ પ્રમાણે વિચાર કરે છે એવામાં વૉલગાના ગૃહમાંથી પ્રથમ રડવાનો અવાજ અને પછી એક ગણગણાટ ભર્યો અવાજ તેના સાંભળ-વામાં આવ્યો. નર્સ એકદમ ઉતાવળી ઉતાવળી વૉલગાના ગૃહમાં જઇને જુએ છે, તો બાલિકા મુર્ચ્છિત અવસ્થામાં પડેલી તેની દૃષ્ટિએ પડી.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### પલાયન.

---




ઇ રાત્રે વૉલ્ગા તેના ગૃહમાંથી પ્રસ્થાન કરી ગયા પછી પરાજય પામેલી ફ્રેંચ રમણી ક્રોધથી અધીરી બની ગઇ, તેનું સર્વાંગ થર થર કંપવા લાગ્યું અને તેની આંખોમાંથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા. બંને હાથની દૃઢ મુઠી વાળીને, દાંત વચ્ચે હોઠને પીસીને વારંવાર નિઃશ્વાસ ત્યાગ કરતી કરતી પાંજરામાં પુરાએલી સિંહણની માફક તે અસ્થિરભાવે ગૃહની અંદર આમથી તેમ ટહલ્લા દેવા લાગી. કેટલીક ક્ષણ પછી એક દીર્ઘનિઃશ્વાસ ત્યાગકરીને તે બોલવા લાગી: "આટલા દિવસ સુધી જે પ્રાણપણે પરિશ્રમ કર્યો-જેને માટે આટલું આટલું ષડ્યંત્ર રચ્યું, તેનું પરિણામ શું આવું જ આવ્યું? તે નિર્બોધ બાલિકાની આજ્ઞા શું મારે શિરોધાર્ય કરવી

પડશે ? તેના કહેવા મુજબ તિરસ્કારી કહાડેલી એક કુતરીની માફક મારે શું આ સ્થળેથી પલાયન કરી જવું પડશે ? અરે! મેં આટલો બધો પરિશ્રમ કર્યો છતાં શું એલ્ડ્રેડ સુખી જ થશે ? તેને શું તેનો ગુમાવેલો અધિકાર પુનઃ પ્રાપ્ત થશે ? વૅાલગા જેવી સુંદર બાલિકાને શું તે પત્ની તરીકે ગ્રહણ કરશે ? ત્યારે હવે મારૂં શું થશે ? એલ્ડ્રેડ સુખી થશે, તેણે ગુમાવેલું સઘળું સુખ–વૈભવ પુનઃ તેને પ્રાપ્ત થશે, પરંતુ મારૂં શું થશે ? મારા નસીબમાં હવે શું બાકી રહ્યું ? મારે તો હવે સહાય વિના, સંપત્તિ વિના, તિરસ્કારી કહાડેલી કુતરીની માફક ઘૃણાથી આ જીંદગી ગુજારવાનું રહ્યું; કિન્તુ ના, તેમ હું થવા દઇશ નહિ! હું કદિ પણ આ સ્થળનો ત્યાગકરીને જવાવાળી નથી. શું હું એટલી બધી દુર્બળ છું ? મારામાં શું શક્તિ નથી ? સ્ત્રી જાતિની તે પ્રાણઘાતિની શક્તિ–વિશ્વસંહારિણી શક્તિ શું મારામાંથી આમ એકાએક નાશ પામી છે ? તેનું મસ્તક પાદપ્રહારવડે શું હું ચૂર્ણ વિચૂર્ણ કરી શકીશ નહિ ?" એમ બોલીને યુવતીએ ગૃહને ભોંય-તળિયે જોરથી પગ પછાડયો. ઉન્માદિનીના જેવી તેની આવી અવસ્થા જોઇને તેની પરિચારિકા ભય પામીને ગૃહના એક ખૂણામાં નિસ્તબ્ધ બનીને ઉભી રહી; કિન્તુ દુર્ગમાં હવે વધારે વખત રોકાવું ઉચિત નથી એમ સમજીને તે ભયભીત સ્વરે ડોલા પ્રત્યે બોલી: " ડયુક–કન્યાએ આપણને અત્યારે જ આ ગૃહનો ત્યાગકરીને ચાલ્યા જવાનો હુકમ કર્યો છે; તેથી આપણે આ સ્થળે હવે વધારે વખત રોકાવું ઉચિત નથી. બહાર ગાડી તૈયાર છે, જો આપ આજ્ઞા કરો, તો—"

" ચુપ રહે હરામજાદી ! આ સ્થળનો ત્યાગ કરવો ઉચિત છે કે નહિ, તે વિષે તારે કશી શિખામણ મને આપવાની જરૂર નથી. ઉચિત અને અનુચિત જાણવા જેટલું મારામાં જ્ઞાન છે." ભયંકર રૂપ ધારણ કરીને ડોલા બોલી.

" મને ક્ષમા કરો, આપના નિર્ભયને માટે એ વાતનો ઉલ્લેખ કરવાનું મેં સાહસ કર્યું છે." અત્યંત નમ્ર સ્વરથી પરિચારિકા બોલી.

" અહાહા ! મારા નિર્ભયને માટે ? મારા નિર્ભયનું સ્થાન તો હવે આખા વિશ્વમાં ક્યાંઇ રહ્યું જ નથી—ચારે તરફ ભય અને વિપત્તિ ડોકિયું કરી રહી છે. વૅાલગાએ મને કેદખાનાનો ભય બતાવ્યો છે, એમ જાણીને, કે તે ભયથી હું આ સ્થળેથી પલાયન કરી જઇશ.

જો કદિ આજે જઇશ તો, પાછી કાલે આવીશ. લાખો પિશાચિનીનું બળ એકઠું કરીને પુનઃ આ સ્થળે અવતાર લઇશ, લાખો નાગિણીઓનું હળાહળ ઝેર એકઠું કરીને મારા આ અપમાનનો બદલો લેવાને માટે કાલે વળી આ સ્થળે હું આવી પહોંચીશ પ્રેતિનીનું ભયંકર રૂપ ધારણ કરીને વળી કાલે આ સ્થળે પાછી આવીશ. જીંદગીના હજી અનેક દિવસો બાકી છે, તેથી કોઇક નહિ ને કોઇક દિવસે આ અપમાનનો બદલો હું નક્કી લઇશ.”

“જો આપની આજ્ઞા હોય તો આપણે—”

“ચુપ રહે! મને અત્યારે એકલી રહેવા દે. તું એટલું સમજી શકતી નથી, કે, હું અત્યારે ઉન્માદિની બની ગઇ છું, મારે માથે ખૂન ભમે છે, હું ચારે દિશામાં ખૂનની ભયંકર મૂર્ત્તિ જોઉં છું. હું રક્ત ચાહું છું—એડ્વર્ડનું વક્ષ ચીરીને તેના હૃદયના ઉષ્ણ શોણિતની ધારાથી મારા હૃદયની જ્વાળા શાન્ત કરવા હું ઇચ્છું છું. મારા આ રાક્ષસી યજ્ઞમાં તેના જીવનની આહુતી આપવાને હું ઇચ્છું છું. અત્યારે હું માનવી નથી, કિન્તુ એક ભયંકર દાનવી—પ્રેતિની—રાક્ષસી છું. તું અહીંથી ચાલી જા. ચાલી જા, નહિતો તારા રક્તનું પાન કરવામાં હું બિલકુલ વિલંબ કરીશ નહિ.”

એમ બોલીને યુવતી ઉન્માદિની બની ગએલી સિંહણની માફક ગૃહને આ છેડેથી પેલે છેડે ઉતાવળે પગલે ટહેલા દેવા લાગી. તેની બંને આંખોમાં અગ્નિના તણખા ધખધખવા લાગ્યા. ઉપરાઉપરી શ્વાસ નિઃશ્વાસ છોડવાથી તેના ઉન્નત વક્ષસ્થળ કંપવા લાગ્યા. યુવતીએ એકાએક ટેબલ પાસે જઇને તેના પર પડેલો એક ફૂલનો ગજરો હાથમાં લઇને તેનાં પાંખડેપાંખડાં છુટાં કરીને અગ્નિમાં હોમી દીધાં. તે ટેબલપર એક કાચની શીશી પડી હતી, તેને લઇને જોરથી જમીનુપર પછાડી, કે તુર્ત જ તેના ચૂરેચૂરા થઇ ગયા. તે શબ્દથી ચમકી જઇને પરિચારિકા ગૃહના એક ખૂણામાં ગુપચુપ ઉભી રહી.

આ પ્રમાણે કેટલીક રંજાડ કર્યા પછી તેનો ક્રોધ કાંઇક શાન્ત થવાથી ફ્રેંચ રમણી નિસ્તબ્ધ બની જઇને વિચાર કરવા લાગી. કેટલીક ક્ષણ વિચાર કર્યા પછી તેને શુદ્ધિ આવી. તે વખતે તેને વૉલઆની સાથે થએલી વાતચીતનું સ્મરણ થઈ આવ્યું. તેણે વિચાર્યું, કે આ સ્થળે હવે વધારે વખત રહેવું ઉચિત નથી વિલંબ કરવાથી

વિપત્તિ આવી પડવાનો સંભવ છે. તેથી બિલકુલ વિલંબ કર્યા વિના આ સ્થળનો ત્યાગ કરવો ઉચિત છે, કિન્તુ આ ત્યાગ એ કાંઇ છેવટનો ત્યાગ નથી, વળી આ સ્થળે પાછી આવીશ—આ વખતે ગુપ્ત વેશ ધારણ કરીને આવીશ. વૅાલગાને પત્ની તરીકે સંબોધન કરીને બોલવવા માટે એલ્ફ્રેડને જીવતો રહેવા દઇશ નહિ. જે સુખને માટે હું એક દિવસ લલચાણી હતી, તે સુખની અધિકારિણી મૂર્ખ વૅાલગાને હું કદિ પણ થવા દઇશ નહિ. જ્યારે તે મૂર્ખ બંને જણાં જોશે, કે જગતરૂપી આ રંગભૂમિમાં તિરસ્કાર પામેલી ફ્રેંચ રમણી થેઇ થેઇ ફરીને તાંડવ નૃત્ય કરી રહી છે, ત્યારે તેઓનો ભ્રમ ભાંગશે.

પરિચારિકા હવે વધારે વખત રાહ જોઇ શકી નહિ. પારિસ તરફ પાછી ફરવા માટે તેનો જીવ તલપાપડ થઈ રહ્યો હતો. સાહસ કરીને તે પુનઃ ડોલાની પાસે જઇને બોલી: “ક્ષમા કરજો ડોલા! હવે આ સ્થળે વધારે વખત રોકાવું ઉચિત નથી.”

તે સાંભળીને પુનઃ ડોલાને ચૈતન્ય આવ્યું. તે બોલી: “તારૂં કહેવું વાજબી છે મેરી! હવે આ સ્થળે રહેવું કોઈ પણ પ્રકારે ઉચિત નથી. જલ્દી તૈયાર થા. પોલાદના બંને ટ્રંકો આ સ્થળે પડયા રહેવા દે, વૅાલગા નક્કી તે બંને ટ્રંકોને મારા શિરનામે પારિસમાં મોકલી આપશે. માત્ર પોષાકમાં ખપ લાગતાં કપડાં જ લઇને તૈયાર થા, બીજું સઘળું અહીં પડયું રહેવા દે. વિલંબ કરીશ નહિ, જલ્દી તૈયાર થા.”

પરિચારિકા મેરી અત્યારસુધી એ જ વિચાર કરતી હતી. અત્યારે હુકમ મળવાથી તે બહુ આનંદ પામી. તે કપડાંલતાં બાંધતાં બાંધતાં બોલી: “હાશ, હવે હું બહુ ખુશ થઇ, આવા ભયંકર ટંડા પ્રદેશમાં રહેવાનું કેમ ગમે? અહીં નહિ કોઇ આપણું ઓળખિતું કે પાળખિતું, અરે! બાપરે! આવા સ્થળમાં તે મનુષ્યથી રહી શકાય? મારો પ્રાણ તો થરથર કંપે છે.”

પરિચારિકા જોકે, દુર્બળ પ્રકૃતિની હતી, કિન્તુ સરળ હૃદયની હતી. સાર અસારનો વિચાર નહિ કરતાં શેઠાણીની આજ્ઞાનું પાલન કરવું એ જ તે પોતાનું મુખ્ય કર્તવ્ય સમજતી. હિતાહિતનો વિચાર કરવાની તેને ક્ષમતા પણ નહોતી. તે ફ્રેંચ રમણીની આજ્ઞાનું અંધ શ્રદ્ધાથી પ્રતિપાલન જ કરતી.

ડોલાએ પોતાનો કિંમતી ઉજ્જ્વલ પોષાક છોડીને એક કાળા કપડાનું બદન અને તેપર એક મોટો કોટ પહેરી લીધો. કારણકે ફ્રેંચ રમણીએ વિચાર્યું કે, આ આખા જગતને મોહપમાડે એવા સૌન્દર્યપર ઉજ્જ્વલ પોષાક પરિધાન કરવાથી સઘળા મને ઓળખી કહાડશે અને સઘળાની દષ્ટિ મારા પર પડશે; તેથી કરીને અત્યારે કાળો અને મેલો પોષાક પરિધાન કરવામાં લાભ છે. વળી આ મારૂં સુંદર મુખમંડળ, આ મારો કાળા ભ્રમર જેવો સુંદર કેશકલાપ અને આ મારૂં અપૂર્વ સૌન્દર્ય હવે કેટલાક દિવસ સુધી છુપાવી રાખવાની મારે જરૂર છે.

યુવતી આ સાધારણ કાળો પોષાક પહેરીને એક મોટા આયના તરફ ગઇ. ત્યાં જઇને તેણે જોયું, કે આવા સાધારણ પોષાકની અંદર પણ તેનું સૌંદર્ય ઢાંકયું રહેતુ નથી. વિશ્વને મોહ પમાડનારૂં તેનું સૌન્દર્ય જાણે સેંકડો ધારાવડે વહી જતું હોયની! તેમ યુવતી હસી. તે વિચાર કરવા લાગી, કે આ મારૂં સૌન્દર્ય અરણ્યમાં ખીલતાં પુષ્પોની માફક લોકની દષ્ટિએ નહિ પડતાં આમ વૃથા નષ્ટ થઇ જશે, આ સંપૂર્ણ ખીલેલું યૌવન કોઈ યુવાન પુરૂષના આદરના અભાવે શું આમ નકામું શુષ્ક બની જશે? મારૂં આ અતુલ સૌન્દર્ય, આ સુંદર મુખમંડળ અને આ ચંચળ નેત્રનો કટાક્ષ એ સર્વ આ પૃથ્વીનો વિજય કરવાને સમર્થ છે. હું આવા સૌન્દર્યની અધિકારિણી હોવા છતાં શું મારે વૅાલગાના ભયથી પૃથ્વીના એક નિર્જન સ્થળમાં સંતાઈ રહેવું પડશે? અને એક મૂર્ખ જડ પુતળી આ સ્થળે રાજ્ય કરશે?—એલ્ફ્રેડની પત્ની બનશે? ના, તેમ હું થવા નહિ દઉં, હજાર વાર થવા નહિ દઉં, લાખવાર થવા નહિ દઉં! જો કદિ મારે આ સૌન્દર્યનો એકાન્તમાં નાશ કરવો પડે, દુર્ભાગ્યે જો કદિ આ નવીન યૌવનની સઘળી આશાઓ અને આશંકાઓનો ત્યાગ કરવો પડે, તો સ્વેચ્છાપૂર્વક તેમ પણ કરીશ, કિન્તુ તે નિર્બોધ બાલિકાના ભયથી હું તેનો નાશ કરીશ નહિ, તેના ભયથી મારા જીવનના સુખની આશાનો હું કદિ પણ ત્યાગ કરીશ નહિ.

મેરી અત્યારસુધી તેની શેઠાણીના કાર્યકલાપનું દિગદર્શન કરતી હતી. ડોલાના મુખમાં હાસ્યની રેષાઓ જોઇને પરિચારિકાએ વિચાર કર્યો, કે હવે ડોલા બીબીનો ગુસ્સો ઉતર્યો છે, તેના મુખમાં

હાસ્યની રેષાઓ દશ્યમાન થાય છે, કિન્તુ કેવી શરમ વગરની બા-ઇડી! કુતરીની માફક તેને અત્યારે દૂર દેશાન્તરે પલાયન કરી જવું પડે છે, તોપણ મુખમાં હાસ્ય સ્ફુરે છે! તે શરમ વગરની છે. માત્ર એટલું જ નહિ; કિન્તુ તેનામાં દયા–માયા પણ નથી. રાજાના કુંવર જેવો તેનો ભાઈ આ પ્રમાણે આપઘાતથી મૃત્યુ પામ્યો; તોપણ તેને માટે જરા પણ દુઃખ તેણે જણાવ્યું નહિ. અહા! ધન્ય છે રમણીના કઠોર હૃદયને! આવા સ્વભાવની સ્ત્રી પાંસે મારે હવે ચાકરી કરવી પોસાશે નહિ, ફ્રાંન્સમાં જઇને હું આ નોકરી છોડી દઇશ. આવી નિષ્ઠુર પ્રકૃતિની રમણી પાસે મનુષ્યથી શી રીતે રહેવાય? ઓઈ બાપ? આના જેવી ભયંકર સ્ત્રી તો કોઈ પણ મારા જોવામાં આ-વી જ નથી. જાણે એક પિશાચિની–રાક્ષસી જ હોયની! તેને જોતાં પણ ભય ઉત્પન્ન થાય છે.

પરિચારિકાને ભય પામવાનું યોગ્ય કારણ હતું. અત્યારે ફ્રેંચ રમણીએ એવી ભયંકર મૂર્તિ ધારણ કરી હતી, કે તેને જોતાં જ ભય પામ્યા વિના કોઈ પણ રહી શકે નહિ.

એટલામાં સઘળી તૈયારી કરીને ફ્રેંચ રમણી પોતાના ગૃહ-માંથી સત્વર નીચે ઉતરી ગઇ. પરિચારિકા પણ હાથમાં બંન એગ લઇને તેની પાછળ નીચે ઉતરી. ડોલાને જોઇને દુર્ગમાંના ચાકરોની મંડળીમાંના એકે તેની મશ્કરી કરી, બીજાએ તેને ખૂન કરનારની બહેન કહીને મુખ મરડયું, ત્રીજાએ કહ્યું, કે આ પાપિણીને ડયુક-કન્યાએ કહાડી મૂકી છે, વળી ચોથાએ કહ્યું, કે આ પાપિણીનો ચાં-ડાળ ભાઇ આપણા ડયુકને એક ભયંકર ધક્કો મારીને પલાયન કરી ગયો છે. વળી એક બાકી રહેલો બોલ્યો, કે તેતો પલાયન કરી જતાં સમુદ્રમાં પડીને ડૂબી મૂવો છે.

કિન્તુ ડોલા તેઓની વાતચીત તરફ તથા તેઓની ઘૃણાયુક્ત દષ્ટિ તરફ લક્ષ નહિ કરતાં, ગંભીર ભાવ ધારણ કરીને ગૌરવ સહિત ગાડીપર ચડતી ચડતી કોચમેન પ્રત્યે બોલી: "કેમલફોર્ડ હોટેલ ત-રફ ચલાવ."

---

## પ્રકરણ ૨૮ મું.

### વેશ-બાદલો.



હોટેલ તરફ જતાં રસ્તામાં ગાડીની અંદર પરિચારિકા મેરીની સાથે ડોલાએ કોઈ પણ પ્રકારની વાતચીત કરી નહિ. ભવિષ્યમાં કેવી રીતે આ ભયંકર અપમાનનું વૈર લેવું, એ ચિન્તાથી ફ્રેંચ રમણીનું હૃદય પરિપૂર્ણ હતું, તેથી વાતચીત કરવાનો સમય પ્રાપ્ત થયો નહિ.

કેટલીક ક્ષણ નિસ્તબ્ધ રહ્યા પછી યુવતીએ ગાડીની બારીમાંથી બહાર દૃષ્ટિપાત કર્યો, તો તેના જોવામાં આવ્યું, કે ગાડીની પાછળ થોડેક દૂર એક ઘોડેસ્વાર તીરવેગે ઘોડાને દોડાવતો આવે છે. તેને જોઇને યુવતીએ અનુમાન કર્યું, કે હું કયે સ્થળે જઉં છું, તેની તપાસ રાખવાને વૉલગાએ એક અનુચરને મારી પાછળ દોડાવ્યો હોય, એમ જણાય છે. વારૂ હું પણ ક્યાં કાચી છું? એ વ્યક્તિ જોશે, કે હું ટ્રી વારવીથનો ત્યાગ કરીને ચાલી જઉં છું. જો કદિ તે ઘણે દૂર સુધી મારી પાછળ પાછળ આવશે, તોપણ શી હરકત છે? મારી ચતુરાઈની આગળ તે શું સમજી શકવાનો હતો? તે તેનું લક્ષ કેટલીક વારસુધી સ્થાયી રાખી શકવાનો હતો? હું હમણાં જ તેને ભુલાવામાં નાખી દઇશ.

એક ક્ષણ વારમાં તે ઘોડેસ્વાર ફ્રેંચ રમણીની ગાડીની પાસે આવી પહોંચ્યો અને ગાડીના બારણા પાસે જઇને બોલ્યોઃ "મેડમ! હવે અર્ધા કલાકની અંદર ટ્રેન આવવાની છે, તેથી અત્યારે હોટેલમાં જઇને તેની અંદરનાં મનુષ્યોની નિદ્રાનો ભંગ કરવાની શી જરૂર છે? આપ સીધાં સ્ટેશન તરફ જ જાઓ." બીજે કોઈ વખતે જો કોઇ ચાકર આ પ્રમાણે ડોલાની સામે બોલ્યો હોય, તો તેને ક્ષમા નહિ કરતાં યુવતી તેને તુર્ત જ શિક્ષા જ કરે, કિન્તુ અત્યારે તે બિલકુલ ક્રોધ નહિ દર્શાવતાં શાન્ત રીતે મેરી પ્રત્યે બોલીઃ "બહુ સારૂં, સદ્ભાગ્યે જ્યારે આપણુને આવતાં વાર જ ટ્રેન મળી ગઇ છે,

તો પછી હોટેલમાં જવાની શી જરૂર છે? ગાડીવાનને કહો, કે ગાડીને સીધી સ્ટેશન તરફ જ ચલાવે."

હુકમ મળતાં જ કોચમેને ગાડીને સ્ટેશન તરફ હાંકી મૂકી, કિન્તુ તે ઘોડેસ્વારને સીધો હોટેલ તરફ જતો જોઇને યુવતી જાણી ગઇ, કે એ વ્યક્તિ હોટેલમાં ઘોડાને મૂકીને સ્ટેશનપર આવશે અને ટ્રેનમાં બેસીને મારી પાછળ પાછળ ભમશે. યુવતી તે માટે બિલકુલ ગભરાઇ નહિ. તે મનમાં મનમાં બોલીઃ "ડયુક-કન્યા! તું મારી સાથે જે ચાલાકી કરવા જાય છે, તેમાં જીતીશ નહિ. આવી સીધી ચાલથી તું મારા જેવી રમણીને મહાત્ કરવા ઇચ્છા કરે છે, કિન્તુ તે બનવું તદ્દન અસંભવિત જ છે. તું આંખો ફાડીને જોઇ રહેજે, કે આ રમતમાં જય પરાજય કોનો થશે?"

સ્ટેશનમાં તેઓને વધારે વખત ખોટી થવું પડયું નહિ. થોડી વારમાં જ આખા સ્ટેશનને ધ્રુજાવી મૂકતી અને ભયંકર અવાજ કરતી ટ્રેન પ્લેટફૉર્મમાં આવીને ઉભી રહી. ડોલા અને તેની પરિચારિકા આગલા ભાગના એક ડબામાં બેઠાં અને વૉલગાનો મોકલેલો અનુચર તે ડબાની જોડેના એક બીજા ડબામાં બેઠો. તેણે ધાર્યું, કે દરેક સ્ટેશને તેઓના તરફ ચોક્કસ તપાસ રાખતો રહીશ, જો તેઓ કોઇ પણ સ્ટેશને ઉતરી પડશે, તો તેનો વેશ જોઇને ફ્રેંચ રમણીને તો હું સહજમાં ઓળખી કહાડીશ. એટલામાં ગાડીમાંથી કેટલાંક માણસો ઉતર્યાં અને કેટલાંક ચડયાં, એ પ્રમાણે કેટલીક વાર ગરબડ ચાલ્યા પછી ઘંટનો ટં ટં અવાજ થયો-ધ્વજા ફરૂકી અને ગાડી ચાલતી થઇ.

જ્યારે ગાડી ચાલવાનો આરંભ થયો, ત્યારે ડોલા અશ્રુપૂર્ણ નેત્રે પરિચારિકા તરફ દૃષ્ટિપાત કરીને કરૂણાજનક કંઠે બોલવા લાગીઃ "મેરી! વૉલગાએ મારા પ્રત્યે જે બેઅદબીભરેલી વર્તણુંક ચલાવી છે, તેનું સ્મરણ થતાં લજ્જાથી આત્મહત્યા કરવાની ઇચ્છા થાય છે. તું બહુ સરળ સ્વભાવની અને કોમળ હૃદયની હોવાથી આ નિર્દય સંસારની રીતભાત અને આચાર વ્યવહાર બિલકુલ સમજી શકતી નથી, એટલા માટે તું સહજમાં એ સઘળી વાત જાણી શકે નહિ. હું સત્ય વાત કહું છું, કે આટલું બધું અપમાન આ મારી જીંદગીમાં મને કદિ પણ પ્રાપ્ત થયું ન હતું. એક તદ્દન જુઠો દોષ આરોપણ કરીને મારા ભાઇના મૃતદેહનો ઉદ્ધાર કર્યા પહેલાં મને આ

સ્થળેથી નિર્દયભાવે કહાડી મૂકી, એક દિવસનો પણ અવકાશ આપ્યો નહિ."

આ સાંભળીને મેરીને બહુ કષ્ટ થયું. તે સહાનુભુતિ પ્રદર્શિત કરીને બોલી: "ખરેખર મેડમ! તમારૂં આ દુઃખ જોઇને મને બહુ વ્યથા ઉત્પન્ન થાય છે. કોઇ પણ સારો માણસ વિપત્તિમાં આવી પડેલા તેના અતિથિઓને આ પ્રમાણે નિર્દયતાથી પોતાના આશ્રયેથી કહાડી મૂકે નહિ. ઇંગ્લાંડનાં લોકો સારી રીતભાત જાણતા નથી."

ડોલા પરિચારિકાનો હાથ પકડીને બોલી: "મેરી! શું તું મને ચાહે છે? મારૂં આ દુઃખ જોઇને શું તને કષ્ટ થાય છે?"

"હા મેડમ! આપનું દુઃખ જોઇને ખરેખર મને બહુ કષ્ટ થાય છે." સરળ હૃદયની પરિચારિકા બોલી.

"જો મેરી! તારા પ્રત્યે મેં કદિ પણ ગેરવર્તણુંક ચલાવી નથી. વચ્ચે વચ્ચે કોઇ વાર જોકે એક બે શબ્દો મેં તને ગુસ્સાના કહ્યા હશે, કિન્તુ તે માત્ર માનસિક વેદનાથી જ–અંતરથી નહિ. તું પણ જાણતી હોઇશ, કે કેવી વિપત્તિમાં મારે દિવસો કહાડવા પડે છે. આ વિપત્તિના વખતમાં મારે તને એક વિનતિ કરવાની છે, તું દયા લાવીને મારી એ વિનતિનો સ્વીકાર કરીશ કે?" ડોલાએ પોતાની પ્રપંચજાળ વિસ્તારવાનો આરંભ કરતાં જણાવ્યું.

"હું આપની દાસી છું, મને આ પ્રમાણે વિનતિ શબ્દ કહીને શરમાવો છો કેમ? આપને જે કાંઇ હુકમ ફરમાવવાનો હોય, તે ફરમાવો, હું મારાથી બનતા પ્રયાસે તેનું પ્રતિપાલન કરવાનો પ્રયત્ન કરીશ." ભોળા હૃદયની દાસી બોલી.

"જો, મેરી! મારાં માન, આબરૂ અને જીવનનું રક્ષણ કરવાનો ભાર અત્યારે તારા હાથમાં છે, તું જો ધારે તો મને બચાવી શકે તેમ છે."

"મારે શું કરવાનું છે, તે કહોની, હું અત્યારે જ તે કરવાને તૈયાર છું."

"જો હું આ પ્રમાણે અત્યારે જ તારી સાથે સીધી પારિસ આવીશ, તો મારાં માન, આબરૂ અને જીંદગી કરતાં પણ અધિક મુલ્યવાન કેટલીક ચીજો આ સ્થળે મૂકીને મારે આવવું પડશે, કિન્તુ જો હું પાછી ટ્રીવારનીથમાં જઉં, તો તે મારી સઘળી કિંમતી જણસો હું પુનઃ પ્રાપ્ત કરી શકીશ."

" સાચેસાચું કહો છો મેડમ ? "

"હા, સાચેસાચું કહું છું. એટલા માટે હું મનમાં કલ્પના કરૂં છું, કે કોઈ પણ પ્રકારે મારે ટ્રીવારનીથમાં પાછા જવું. તું તો જાણે છે મેરી! કે મારા ભાઇનો મૃતદેહ હજી પણ સમુદ્રના જળમાં તરે છે, અત્યારસુધી તેની ક્રિયા કરી નથી. હાં દુર્દૈવ!" ડોલા રૂમાલવડે પોતાની બંને આંખો લૂછીને પુનઃ બોલવા લાગીઃ "મેરી! મારા ભાઇને કેવું અન્યાયભરેલું અપમાન પ્રાપ્ત થયું હતું, તે હું ધારૂં છું, કે તારા સાંભળવામાં આવ્યું હશે. લોકો કહે છે, કે ડ્યુકના ખાનગી દસ્તાવેજોની ચોરી કરીને પલાયન કરી જતાં એકાએક-ઓચિંતો સમુદ્રમાં પડીને તે ડૂબી મૂવો છે. હાય! તે અપવાદનું કાળું કલંક પણ તેને કપાળે ચોંટયું." ડોલાએ પુનઃ તેની આંખો આડો રૂમાલ દીધો!

મેરી અત્યંત દુઃખ પામીને બોલીઃ "હવે વૃથા શોક શામાટે કરો છો? જે વાત બની ગઈ છે, તે કાંઇ મિથ્યા થવાની નથી. વારૂ, ત્યારે એ દસ્તાવેજો કોના હતા ?"

" એ દસ્તાવેજો સંબંધે અનેક વાતો બોલાય છે મેરી ? તો-પણ સાંભળ, તે દસ્તાવેજો મારા ભાઇના હતા, મારા ભાઇના કેમ, તે તો ફ્રેંચ ગવર્નમેન્ટના હતા. એ દસ્તાવેજો ઉપર આપણા દેશની સુખશાન્તિ અને સ્વાધીનતા અવલંબી રહેલી છે. જો શત્રુ આક્રમણ કરે, તો ફ્રાન્સ દેશની રક્ષા શી રીતે કરી શકાય અને કેવી રીતે શત્રુને પાછો હઠાવી શકાય, એ વિષે સઘળી ગુપ્ત મંત્રણા તેમાં લ-ખેલી છે, તેથી તે દસ્તાવેજો એ મારા ભાઇની વહાલામાં વહાલી વસ્તુ હતી. અનેક દિવસ પહેલાંની હું વાત કરૂં છું, કે એક વખત ફ્રૈંસાયા તે દસ્તાવેજોની રક્ષા કરવાનો ભાર મારા પર નાંખીને કેટ-લાંક દિવસને માટે મુસાફરીએ ગયો. મિ. એલ્ફ્રેડ તે સુયોગનો લાભ લઇને મારી પાસેથી તે દસ્તાવેજોની ચોરી કરીને આ સ્થળે ન્હાસી આવ્યો. તે દસ્તાવેજોની શોધમાં અમે અનેક સ્થળે રખડીને છેવટે આ ટ્રીવારનીથ દુર્ગમાં આવ્યાં હતાં, તે વાત તો તું પણ જાણે છે. તે પછી અનેક કષ્ટના ભોગે મારો ભાઇ તે દસ્તાવેજો એલ્ફ્રેડ પાસેથી પાછા મેળવવાને સમર્થ થયો હતો, કિન્તુ આવા કારણથી એલ્ફ્રેડે અત્યંત ક્રોધાયમાન થઇને ડ્યુક-કન્યા વૅાલ્ગાની સહાયથી અટારહા-

મનું ખૂન કરીને, તે ખૂનનો આરોપ મારા ભાઇને માથે નાંખ્યો. મારા ભાઈ ફ્રૅંસાયાએ વિચાર્યું કે આવી અવસ્થામાં આ સ્થળે હવે વધારે વખત રહેવાથી કદાચ કેદમાં જવું પડશે અને તેથી આ હાથ લાગેલા દસ્તાવેજો ફ્રાન્સના ગવર્નમેન્ટને પહોંચાડી શકાશે નહિ. એટલા માટે ફ્રૅંસાયા એક દિવસ રાત્રે તે દસ્તાવેજો લઇને પલાયન કરી જતાં અચાનક સમુદ્રમાં પડી જઇને ડુબી મુવો. હજી તે દસ્તાવેજો મારા ભાઈના મૃતદેહની સાથે છે. હવે બોલ જોઉં મેરી! આવી અવસ્થામાં હું કેમ કરીને દેશમાં પાછી આવું? કેમ કરીને તે દસ્તાવેજો શત્રુના દેશમાં મૂકીને આવું? ફ્રાન્સની સરકાર મારા આગમનની ઘણા દિવસથી રાહ જોઈ રહી છે. તેની પાસે જઇને મારે શો જવાબ આપવો? શું મોઢું લઇને મારે તેની પાસે જઇને ઉભાં રહેવું? ના મેરી! તે દસ્તાવેજો પાછા મેળવ્યા વિના હું દેશમાં આવી શકું તેમ નથી. હવે આ મારૂં કલંકિત મુખ હું ત્યાં બતાવી શકું તેમ નથી.”

“જ્યારે તે દસ્તાવેજો આપના ભાઈના મૃતદેહની સાથે છે, એમ તમે કહો છો, ત્યારે તે તમને શી રીતે પ્રાપ્ત થઇ શકશે? તેમનો મૃતદેહ તો અત્યારે સમુદ્રના જળમાં ઘસડાતો–ઘસડાતો ક્યાંય ચાલ્યો ગયો હશે?”

“તે દસ્તાવેજો પાછા પ્રાપ્ત કરવાનો એક ઉપાય છે મેરી! મારા ભાઇનું શબ કોઇક નહિને કોઇક દિવસ સમુદ્રને કિનારે આવશે જ. તે વખતે જો હું ત્યાં ઉભી હોઉં, તો તે દસ્તાવેજો અનાયાસે મને મળી આવે.”

મેરી કેટલીક ક્ષણ નીરવતાથી વિચાર કરીને બોલીઃ “કિન્તુ આપ દેશમાં પાછાં શી રીતે ફરી શકશો? વૉલગા પુનઃ આપની શોધ લાગવાથી જો આપને કેદ કરશે તો?”

“મેં જે રીતે જવાનું નક્કી કર્યું છે, તે રીતે હું જઇશ, તો વૉલગા મને ઓળખી શકશે નહિ.”

“કિન્તુ જે વ્યક્તિ આપણું અનુસરણ કરે છે, તેને થાપ ખવરાવીને તમે શી રીતે જઇ શકશો?”

“એટલા માટે તો તારી મદદની હું માગણી કરૂં છું. મેરી!

તુ જો એક કામ કરે, તો હું તેની આંખોમાં ધૂળ નાંખીને સહજમાં પલાયન કરી જઉં."

"ફરમાવો કયું કામ ?"

"તુ મારો કાળા રંગનો પોષાક ધારણ કર અને તારો આ પોષાક મને પહેરવા દે. તારી અને મારી ઉંચાઈ તો લગભગ સરખી જ છે. તેથી આ પ્રમાણે વેશ બાદલો કરવાથી તને કોઇ ઓળખી શકશે નહિ. વળી તે ઉપરાંત તારૂં મુખ કપડાના એક કકડાથી ઢાંકી દેવામાં આવશે, તેથી સઘળા લોકો તને ડોલા જ સમજશે, તે વિષે કોઇને એક કિન્ચિત્ માત્ર પણ સંદેહ ઉત્પન્ન થવા પામશે નહિ. તુ આ ટ્રેનમાં સીધી લંડન જઇ પહોંચીશ અને ત્યાંથી ચેરિન્ક્રસ જઇને ડોવર ભણી જનારી ટ્રેનમાં બેસજે. હું ધારૂં છું, કે વૉલગાનો મોકલેલો અનુચર ઘણુંકરીને ડોવર સુધી જ તારી સાથે સાથે આવશે, તેથી, વિશેષ દૂર આવશે નહિ. ડોવરથી તને સ્ટિમરમાં બેસતી જોઇને તે ટ્રીવારવીથ તરફ પાછો ફરશે અને વૉલગાને ખબર આપશે, કે ડોલા આ સ્થળનો ત્યાગ કરીને ફ્રાન્સમાં જવા માટે ડોવરની સ્ટિમરમાં બેઠી છે."

"કિન્તુ આપ શું કરશો ?"

"મારે માટે તુ કશી ચિન્તા કરીશ નહિ. પરિચારિકાનો પોષાક ધારણ કરીને હુ બીજે સ્ટેશને ઉતરી પડીશ. તે વ્યક્તિ મને જોઇ શકશે નહિ, જો કદાચ જોઇ જશે, તો તે ધારશે, કે ડોલાની પરિચારિકા તેની શેઠાણીની આવી દુર્દશા જોઇને તેનો ત્યાગ કરીને ચાલી જાય છે; તેથી મારા પ્રત્યે તે વ્યક્તિ વિશેષ કાળજી ધરાવશે નહિ. હવે સઘળી હકીકત તારા સમજવામાં આવી કે ? હવે વધારે વિલંબ નહિ કરતાં તારો પોષાક મને ઉતારી આપ. આ વિષે તારે કોઈ પણ પ્રકારનો ભય રાખવાની જરૂર નથી, આથી તારૂં કાંઇ પણ અમંગળ થાવા પામશે નહિ. સહેલથી તું પારિસ જઇ પહોંચીશ. હું પ્રતિજ્ઞા કરૂં છું, કે તારો આ ઉપકાર હું કદિ પણ ભૂલીશ નહિ અને જ્યારે હું પારિસ પાછી આવીશ, ત્યારે તને પુષ્કળ દ્રવ્ય આપીશ કે જેથી તારે ફરીથી કદિ પણ આવી હીણ વૃત્તિ અવલંબન કરીને તારા જીવનનો નિર્વાહ કરવાની જરૂર રહેશે નહિ."

"ના, મને બહુ ભય લાગે છે, મને ક્ષમા કરો. શાનું શું થશે, તે હું કશું સમજી શકતી નથી."

"શું થશે ? કાંઇ પણ થવાનું નથી. હું નક્કી કહું છું કે આથી એક કિન્ચિત્ માત્ર પણ ભય રાખવાની તારે જરૂર નથી. નકામી આશંકા શામાટે કરે છે?" એમ બોલીને ડોલાએ પરિચારિકાને પોતાના હૃદય તરફ ખેંચી લીધી.

મેરી ડોલાની વાતચીતથી, તેના હાવભાવથી, તેની મોહમય દૃષ્ટિથી અને તેના સ્પર્શથી દિગ્મૂઢ બની ગઇ. પોતાનો સ્વતંત્ર મત પ્રકટ કરવાની હિંમત પણ રહી નહિ. તે ધીમેથી બોલી: "હું મારો પોષાક આપને ઉતારી આપું છું અને ઇશ્વર પાસે પ્રાર્થના કરૂં છું, કે આપનું કદિ અમંગળ થાય નહિ."

"મને કશું થવાનું નથી. જ્યારે હું ટ્રીવારવીથમાં પાછી ફરીશ, ત્યારે મને એક પ્રાણી પણ ઓળખી શકશે નહિ. વારૂ, હવે વિલંબ કર નહિ, હું ધારૂં છું કે ટ્રેનને બીજા સ્ટેશને પહોંચવાને હવે ૧૫ મિનિટની વાર છે. તારો પોષાક મને જલ્દી ઉતારી આપ, વિલંબ કર નહિ."

અલ્પ સમયની અંદર બંને જણીઓએ નીરવતાથી વેશબાદલો કરી નાંખ્યો. ડોલા પરિચારિકાનો સફેદ રંગનો ઢીલો ઝભ્ભો, તેના પર નાનો કોટ અને એક ટોપી પરિધાન કરીને તે ગાડીના ડબામાં ગોઠવેલા એક આયનામાં પોતાનું મુખ જોઇને હાસ્યરેષાઓને દબાવી શકી નહિ. તે બોલી: "બહુ સરસ લાગે છે-નહિ મેરી ? હવે મને એક મોટું ઓઢણું આપ જોઉં !"

વેશ-બાદલો કરીને ડોલા પોતાના ગળામાંથી એક કિંમતી હાર બહાર કહાડીને બોલી: "મેરી! તારા કામના બદલા તરી કે હું તને આ હાર આપું છું, તેનો સ્વીકાર કર, એને વેચવાથી પણ તને કેટલુંક દ્રવ્ય પ્રાપ્ત થશે."

મેરીએ આંખોનું પાણી લૂછતાં લૂછતાં તે હાર ગ્રહણ કર્યો. તેને રડતી જોઇને ડોલા બોલી: "ચુપ રહે, અત્યારે રડવાનો સમય નથી. મેં તને જે કાંઇ આપ્યું છે, તે બહુ જ ઓછું છે. તેં આજે મારા પર જે ઉપકાર કર્યો છે, તેની તુલનામાં મેં તને કશું આપ્યું

નથી. રસ્તામાં ભાડાભથ્થાના ખરચ માટે લે આ કેટલીક ગિનિઓ હું તને આપું છું. વળી જ્યારે હું પારિસ પાછી આવીશ, ત્યારે તને સંતુષ્ટ કરવાનું વિસરી જઈશ નહિ.”

આ પ્રમાણે જોતજોતામાં કેટલીક મિનિટો ચાલી ગઈ, એ સમય દરમિયાન મેરીએ શું કર્યું છે અને શું કર્યું નથી, તેનું તેને બિલકુલ ભાન જ રહ્યું નહોતું, કિન્તુ જ્યારે તેણે જોયું, કે તેની શેઠાણીએ તેના અતુલ સૌન્દર્યપર આવો મેલો અને હલકો પોષાક પરિધાન કર્યો છે, ત્યારે તેના હૃદયમાં બહુ આઘાત થયો.

બીજા સ્ટેશને ગાડી ઉભી રહેવાનો સમય થયેલો જોઇને ડોલા ઉતાવળી ઉતાવળી તેની પરિચારિકા પાસેથી રજા લેવા જતાં મેરી રડી પડી અને તેને જોરથી પકડી રાખી.

ડોલા ગુસ્સે થઇને બોલી: “હવે છોકરવાદી કર નહિ, મને છોડી દે. તું જોતી નથી, કે અત્યારે હું જીવવા મરવાની અણીપર છું. આ વખતે આમ ફરી જવાથી ચાલશે નહિ. આગળ હજી કેટલાંક મહદ્ કાર્યો કરવાનાં છે, તે મને પરિપૂર્ણ કરવા દે. અત્યારે આમ દુર્બળતા પ્રકટ કરવાથી સઘળી બાજી ઉંધી વળી જશે. તું શું ભૂલી જાય છે, કે મેં તને જે ઉપદેશ આપ્યો છે, તેને અનુસરીને કાર્ય ન કરવામાં આવે, તો મારૂં મૃત્યુ થાય તેમ છે! મેરી! તું ધ્યાનમાં રાખજે, કે મારૂં જીવન–મરણ તારા પર અવલંબી રહ્યું છે.”

“ના, ત્યારે હવે હું રડીશ નહિ, લ્યો ચુપ થઈ જઉં, કિન્તુ મેડમ! આપની આવી અવસ્થા જોઇને મારૂં હૃદય ખરેખર વિદીર્ણ થઇ જાય છે. જાણે કોઇ મારા કાનમાં એમ બોલે છે, કે આપણી આ છેલ્લી મુલાકાત છે, હવે હું આપને આ મારી જીંદગીમાં કદિ પણ જોઇ શકીશ નહિ. તેથી મેડમ, આપ બહુ સાવધાનીમાં રહેજો અને જો કદિ કાંઇ પણ વિપત્તિ આવી પડે—”

ડોલા વચમાં બોલી ઉઠી: “ના, ના, મને કાંઇ પણ વિપત્તિ પડવાની નથી. હું એટલી બધી નિર્બોધ નથી. હવે તું થોડાક દિવસને માટે મને ભૂલી જા, મારે માટે દુઃખી થા નહિ. જ્યારે હું મારૂં કાર્ય સંપૂર્ણ કરીને દેશમાં પાછી ફરીશ, ત્યારે તારા આ સ્નેહનો યોગ્ય બદલો તને આપીશ. તું રસ્તામાં ક્યાંય રોકાઇશ નહિ, સીધી પારિસ જજે. પ્રસંગોપાત હું તને મારા કુશળ સમાચાર મોકલતી રહીશ.”

જોતજોતામાં ટ્રેન લૌસેસ્ટન સ્ટેશને જઇ પહોંચી. ડોલા મેરીને ચુંબન કરીને તેની બેગ હાથમાં લઇને એકદમ પ્લૅટફૅાર્મમાં ઉતરી પડી.

પેલો વૅાલગાનો મોકલેલો અનુચર આ વખતે પણ બારીમાંથી પ્લૅટફૅાર્મ તરફ દૃષ્ટિપાત્ કરવાનું વિસરી ગયો નહિ. તેણે જોયું, કે કેટલાંક મજુરો, એક બે ખેડુત અને થોડાક રેલ્વેના નોકરો સિવાય બીજી કોઇ પણ વ્યક્તિ ગાડીમાંથી ઉતરી નથી, ત્યારે તે નિશ્ચિંત થયો. આ તરફ ડોલા પ્લૅટફૅાર્મમાં ઉતરી પડીને એક મોટા થાંભલાની પાછળ સંતાઇ રહીને તે અનુસરણ કરનારાની સતર્ક દૃષ્ટિને ભૂલ ખવરાવવામાં સફળતા પામી. તેને તે વ્યક્તિ જોઇ શકી નહિ.

ટ્રેન સ્ટેશનનો ત્યાગ કરીને ચાલી ગઇ, એટલે ડોલા ત્યાંથી બહાર નીકળીને રીવાજ મુજબ ટિકિટ આપીને સ્ટેશનની બહાર નીકળી પડી !

---

## પ્રકરણ ૨૯ મું.

---

### એક વિદેશી રમણી.



ટ્રીવારવીથથી લગભગ અર્ધા માઇલને અંતરે ટિનટોજેલ નામે ક્ષુદ્ર ગામડું આવેલું છે. ઉપરનો બનાવ બન્યા બે દિવસ વિતી ગયા પછી આ ક્ષુદ્ર ગામડામાં એક વિદેશી રમણી આવી પહોંચી હતી. તેણે જીર્ણ થઈ ગએલો મેલો પોષાક ધારણ કર્યો હતો અને આંખે ચસમા ચડાવ્યાં હતાં. તેના ભૂરા કેશ અને તેનું ઘાટા પીળારંગનું—પિંગલવર્ણું મુખમંડળ જોઇને સ્પેન ' દેશની કોઇ દરિદ્ર રમણી હશે, એમ લોકો અનુમાન કરતા.

ટિનટોજેલમાં વસનારા લોકોએ તેના તરફ વિશેષ લક્ષ આપ્યું નહિ. કારણકે તે વખતે ટ્રીવારવીથ દુર્ગમાં બનેલી આકસ્મિક ઘટનાને માટે આ ક્ષુદ્ર ગામડામાં પણ મોટી ગરબડ ઉભી થઈ હતી. આ ભયંકર સમાચારથી આસપાસના સઘળા ગામડાના લોકો ઉત્તેજિત થઇ ગયા હતા. અઢારહામનું ખૂન, ડ્યુકના દસ્તાવેજોની થ-

એલી ચોરી, તેને થએલો ભયંકર આઘાત અને તેનું મૃત્યુ એ સઘળા સમાચાર સાંભળીને ગામડાના લોકો અત્યંત વિહ્વળ બની ગયા હતા. તેથી આ અનાથિની વિદેશી રમણી તરફ લક્ષ દોરવાનો કોઇને અવકાશ મળ્યો નહોતો.

સઘળાના મ્હોંએથી આ દુર્ઘટનાની વાત સાંભળીને વિદેશી રમણીએ એક વૃદ્ધ સ્ત્રીને પ્રશ્ન કર્યો: "તમારા આ ગામમાં શું કાંઇ બનાવ બન્યો છે? આ ગામમાં રહેનારા સઘળાના મુખમાં એક પ્રકારનો ચાંચલ્યભાવ દૃષ્ટિગોચર થાય છે, જાણે સઘળા લોકો ઉત્તેજિત થઇ ગયા હોયની, તેમ જણાય છે."

"તમે કયા દેશના વતની છો? શું તમે ટ્રીવારનીથ દુર્ગના બનાવ વિષેની કાંઇ પણ વાત સાંભળી નથી?"

"હું કેવી રીતે સાંભળું, તે તમે જ કહોની? હું તો મારા એક સગાની શોધ કરવાને માટે સ્પેનમાંથી આ દેશમાં આવી છું. આ તરફનાં સઘળાં સ્થળો મારાથીતદ્દન અજાણ્યાં જ છે અને સઘળી વ્યક્તિઓ પણ મારાથી અપરિચિત જ છે; એટલા માટે જ એ પ્રશ્ન હું આપને પૂછું છું."

યુવતી સ્પેનદેશની રમણીની માફક પ્રત્યેક શબ્દ ઉપર ભાર મૂકીને બોલવા લાગી.

વૃદ્ધા બોલી: "ફ્રાન્સ દેશમાંથી એક ગુપ્તચાર ટ્રીવારનીથ દુર્ગમાં અતિથિ બનીને આવ્યો હતો, તે ડ્યુકને આઘાત કરીને, તેના ખાનગી દસ્તાવેજોની ચોરી કરીને અને પુષ્કળ દ્રવ્ય લઇને પલાયન ગયો છે. વળી જતી વખતે ડ્યુકના પ્રાઇવેટ સેક્રેટરીનું ખૂન પણ કરતો ગયો છે."

"ફ્રેંચ ગુપ્તચારે જ એ કાર્ય કર્યું છે, તેનો શું કાંઇ પણ પુરાવો મળ્યો છે?"

"પુરાવો નહિ તો શું? તે પાપિષ્ઠે કશો સ્વીકાર કર્યો નથી, કિન્તુ તેની એક બહેન હતી, તેણે એ સઘળી બાબતનો સ્વીકાર અમારા ડ્યુકની કન્યા આગળ કરીને એક કાગળપર સઘળું લખી આપ્યું છે. અમે પણ જો, તે લુચ્ચી સ્ત્રી મળી આવી હોત, તો તેને ઉત્તમ રીતે શિક્ષા કર્યા વિના કદિ છોડત નહિ, પરંતુ તેના સદ્ભાગ્યે તે પલાયન કરી જઇને બચી ગઇ છે."

તે સ્પેનદેશની રમણી ચમકી જઇને બોલી: "વારૂ, પછી તે ફ્રેંચ ગુપ્તચારનું શું થયું ?"

"તેણે જેવું કર્મ કર્યું હતું, તેવું ફળ તેને મળ્યું છે. ડયુકને ભયંકર ધક્કો મારીને ન્હાસી જતાં અકસ્માત્ સમુદ્રમાં પડીને તે મરણ પામ્યો છે. અહીંના સઘળા લોકો તે પાપિષ્ઠના શબની શોધ કરે છે, કિન્તુ અત્યારસુધી કોઈ તેનો પત્તો મેળવી શક્યું નથી. જ્યારે સમુદ્રમાં જુવાળ આવશે, ત્યારે તે નરાધમનું શબ પાસેના કોઇક સ્થળેથી જરૂર હાથ લાગશે."

"આપને શું નક્કી ખાતરી છે, કે તેનું શબ હાથ લાગશે જ ?"

"હા, ખાતરી છે કે તે નક્કી હાથ લાગશે. આ એક માઇલની અંદર જ તેનું મુડદું કિનારે ઘસડાઇ આવશે."

આ સમાચારથી વિદેશી રમણી પ્રથમતો ઘણો આનંદ પામી, પરંતુ પાછળથી કોઇ ભયાનક દૃશ્ય જોઇને તેનું મુખમંડળ તુર્તજ મ્લાન થઇ ગયું."

પ્રિય વાચક ! આ સ્પેનદેશની રમણીને તું ઓળખી શક્યો કે ? તે આપણી જુની જાણીતી ડોલા જ છે. લૌસેસ્ટન સ્ટેશને ગાડીમાંથી ઉતરી પડયા પછી તેના ભાઇના શબની શોધ કરવા માટે તે ગુપ્ત વેશમાં આ ક્ષુદ્ર ગામડામાં આવી પહોંચી છે.

ડોલા આશ્ચર્ય પામીને વૃદ્ધ સ્ત્રી પ્રત્યે બોલી: "અહા ! કેવું ભયાનક કૃત્ય ! દુર્ગની અંદર આવો ભયંકર બનાવ બનવા પામે, તે એક આશ્ચર્યની વાત છે. વારૂ, ડયુકને કાંઈ સંતાન છે કે ?"

"તેને માત્ર એક કન્યા છે, તેનું નામ વૉલગા છે. તેના જેવી સુંદર અને ગુણવાન બાલિકા કોઇએ કદિ પણ જોઇ નહિ હોય. પ્રભુકૃપાથી તે હવે પ્રથમના કરતાં સારી છે, એ સદ્દભાગ્યની વાત છે."

"વૉલગા શું માંદી હતી ?"

"હા, એ સઘળો ભયંકર બનાવ સહન નહિ કરી શકવાથી બાલિકા એક દિવસ મૂચ્છિત થઈ પડી હતી. તેની મૂર્ચ્છા એટલી બધી ભયાનક હતી કે દાક્તરો પણ ભય પામી ગયા હતા, પરંતુ ઇશ્વરની કૃપાથી મેં હમણાં સાંભળ્યું છે, કે બાલિકાને હવે સારી રીતે આરામ છે. આ દુઃખના સમયમાં વળી એક બીજા પણ સુખના સમાચર મળ્યા છે. અમે સ્વપ્નમાં પણ તે સમાચરની આશા રાખી નહોતી.

" તે સુખના સમાચાર વળી ક્યા ? "

" જે હમણાં ડયુક હતા, તે અમારા ખરા ડયુક નહોતા. તે તો ઓનરેબલ હેરોલ્ડ ટ્રીવૉર્ન હતા; કિન્તુ મિ. એલ્ફ્રેડ નામે જે પુરૂષ ટ્રીવારવીથમાં વાજીંત્ર બજાવવાનું કાર્ય કરતા હતા તે જ ખરા ડયુક છે. અમારા ખરા ડયુક આટલા દિવસ સુધી ગુપ્ત વેશમાં હતા, તેથી કોઇ તેમને ઓળખી શક્યું નહોતું. તે એટલે સુધી, કે પ્રથમના ડયુક પોતે પણ તે જાણી શક્યા નહિ. અત્યારે તે સમાચારથી અમે બહુ ખુશ થયા છીએ. સાથે એમ પણ સાંભળ્યું છે, કે તેમના લગ્ન પણ સત્વર થવાનાં છે. "

તે સમાચાર ડોલાને સારા લાગ્યા નહિ. ફ્રેંચ રમણીએ જ્યારે જોયું, કે જોઇતા સમાચાર સઘળા મળી ગયા છે, ત્યારે તે વધારે વખત ત્યાં ઉભી નહિ રહેતાં સત્વર ત્યાંથી સમુદ્ર તરફ ચાલી ગઈ.

હજી જુવાળ આવવાનો આરંભ થએલો નહિ હોવાથી નાનાં નાનાં બાળકો સમુદ્રના કિનારાપરની રેતીપર રમતાં હતાં, કોઈ કુકા વીણતાં હતાં, કોઇ છીપો શોધતાં હતાં અને કોઇ માછલાંની શોધમાં આમ તેમ રખડતાં હતાં.

આજે આકાશ નિર્મળ અને ચોખ્ખું જણાતું હતું—પ્રકૃતિ આનંદજનક લાગતી હતી, કિન્તુ ફ્રેંચ રમણીને આખું જગત્ તેના હૃદયના જેવું નિબિડ-અંધકારમય ભાસતું હતું. કેવી રીતે તેન માઇના શબનો પત્તો લાગશે ? કેવી રીતે તે દસ્તાવેજોની નકલો હાથ લાગશે ? એ જ વિચારમાં તેનું મન અત્યારે ગુંથાયું હતું, તેથી કુદરતના સૌન્દર્ય તરફ તેનું લક્ષ જવા પામ્યું નહિ. તે ત્યાંથી ચાલી નીકળીને જુવાળ આવવાની રાહ જોતી દૂર એક પત્થરપર બેસ.ને વિચાર કરવા લાગી, કે ઘણુંકરીને આજ રાત્રે જ જુવાળ આવશે અને તેની સાથે ફ્રૅાસાયાનું શબ પણ તરતું તરતું આવીને કોઇક સ્થળે અટકાઈ રહેશે. તેથી જુવાળ આવતાં સુધી આ સ્થળે જ રાહ જોવી ઉચિત છે.

કિન્તુ જ્યારે તે કોહી ગએલા ગંધારા શબનો ભયંકર દૃશ્ય તેની માનસિક દૃષ્ટિએ પડયો, ત્યારે યુવતી અત્યંત ભય પામી ગઇ. જે કઠોર હૃદય સેંકડો પાપકાર્ય કરવામાં એક વાર પણ કંપતા પામ્યું નહોતું, તે આજે બહુ જ ચંચળ અને અસ્થિર બની ગયું,

ઉત્સાહ ઓછો થવા લાગ્યો. સેંકડો પ્રયત્નો કરવા છતાં પણ તે હિંમત રાખી શકી નહિ. તેણે એક વાર વિચાર કર્યો, કે, હવે શત્રુનો પત્તો મેળવવામાં શો લાભ છે? એ વૃથા પ્રયત્ન શામાટે કરવો જોઇએ? માત્ર તે દસ્તાવેજોને જ માટે? કિન્તુ તે દસ્તાવેજો શું હજીસુધી તેની સાથે સારી હાલમાં રહ્યા હશે? ઘણું કરીને તે આટલા દિવસ જળમાં રહેવાથી નાશ પામ્યા હશે. ભાગ્યમાં જે લખ્યું હશે તે થશે, કિન્તુ પારિસ પાછી જઉં. ત્યાં કોઇ પણ ઉપાયથી મારા જીવનનો નિર્વાહ કરીને બાકીની જીંદગી પૂરી કરવી. હવે મારે ઉચ્ચ સન્માન અને ઝાઝા દ્રવ્યનું કાંઇ પણ પ્રયોજન નથી.

કિન્તુ તુર્ત જ કુમતિ માથું હલાવીને બોલી ઉઠી: "તારૂં આ પરાજય પામેલું અને અપમાનિત થએલું જીવન લઇને તું પાછી પારિસ શામાટે જાય છે? તારો મુખ્ય શત્રુ તો હજી જીવતો છે, તેનો પ્રથમ નાશ કરીને તારા આ અપમાનનો બદલો લે અને તે દસ્તાવેજો પણ હાથ કર, પછી તું પારિસ જા. વૉલગાએ તારૂં જે અપમાન કર્યું છે, તે શું તું વિસરી ગઇ છે? એલ્ફ્રેડે તારા પ્રેમનો કેવો તિરસ્કાર કર્યો છે તે શું સઘળું તને યાદ નથી? તેને જગતના સુખનો ઉપભોગ કરવા દઇને શામાટે તું આખી જીંદગી દુઃખમાં વ્યતીત કરવાને તૈયાર થઇ છે? હજી તારી આશાનો તો નાશ થયો નથી? પ્રયત્ન કરવાથી સઘળું પુનઃ પ્રાપ્ત થશે, તો પછી આ ભર જુવાનીમાં આ અતુલ સૌન્દર્ય ધારણ કરીને હૃદયમાં પ્રેમનો પ્રવાહ ધારણ કરીને—હૃદયપૂર્ણ અતૃપ્ત આકાંક્ષા ધારણ કરીને શામાટે ભયંકર દુઃખ વહોરી લે છે? હજી પણ જો તું ધારે તો, તારા અપમાનનો બદલો તું લઇ શકે તેમ છે, હજી પણ પ્રયત્ન કરવાથી તારૂં આ મ્લાન મુખ તું પુનઃ ઉજજ્વલ કરી શકે તેમ છે, હજી એલ્ફ્રેડનું સત્યાનાશ તું વાળી શકે તેમ છે અને વૉલગાના હૃદયમાં તું અગ્નિ સળગાવી શકે તેમ છે. તો પછી શામાટે તું આમ નકામી નિરૂત્સાહી બની જાય છે? આ પ્રમાણે વૃથા કલંકનો બોઝો માથે લઇને શામાટે દેશમાં પાછી ચાલી જાય છે? નહિ, નહિ, એવું કાર્ય તું કદિ પણ કરીશ નહિ. આખું ફ્રાન્સદેશનું રાજ્ય તારી સફળતા તરફ ઉત્કંઠાથી જોઈ રહ્યું છે, દેશનું મંગળ કર—હિંમત ધારણ કરીને દેશનું મંગળ કર."

કુમતિ અને સુમતિના દ્વંદ્ધ યુદ્ધમાં યુવતી બહુ અસ્થિર બનીગઈ, ત્યાં તે વધારે વખત બેસી શકી નહિ. ધીમે ધીમે નીચે ઉતરી આવી.

જ્યારે પહાડના મૂળ પાસે તે આવી પહોંચી, ત્યારે ડોલાના સાંભળવામાં આવ્યું, કે સમુદ્રના કિનારાનું રક્ષણ કરનારા બે પુરૂષો તેના ભાઇ ફ્રૈંસાયાના મૃતદેહ સંબંધે વાતચીત કરે છે.

એમાંનો એક બોલ્યો: "ફ્રેંચ ગુપ્તચારનું શબ ઘણું કરીને આજના જુવાળમાં તણાઇ આવશે અને પાસેના કિનારા ઉપર જુવાળ તેને કહાડી નાંખશે, કિન્તુ આ સ્થળ બહુ ખરાબ છે. જુવાળ આવવાથી સઘળે પાણી પાણી થઈ રહે છે. તે વખતે તો પહાડ ઉપર ચડીને મુડદાની શોધ કર્યા સિવાય બીજો ઉપાય રહેશે નહિ; કિન્તુ આજરાત્રે પહાડ ઉપર ચડીને શબની શોધ કરવાનો મારો વિચાર નથી. પૈસાને માટે શું કાંઇ પ્રાણ ખોવાય છે ?"

બીજો રક્ષક બોલ્યો: "મારો પણ વિચાર નથી. તોપણ એક આશા એ રાખી શકાય, કે જો આજના જુવાળમાં તેનુ મુડદું ઘસડાઇ આવશે, તો નક્કી પહાડની કોઈક ગુહામાં અટકાઇ રહેશે. ત્યારપછી જુવાળ ઉતરી ગયા પછી તેનું શબ હાથ લાગશે."

"ગમે તે પ્રકારે આપણે જો તે લાસને દુર્ગમાં પહોંચાડી શકીશું, તો પુષ્કળ દ્રવ્ય ઇનામમાં મળશે. વારૂ, એ દેહને લઇને શું કરશે ? મૃતદેહને તો શિક્ષા થઇ શકે નહિ." પહેલો બોલ્યો.

"ના, ના, શિક્ષા કરવા માટે નહિ, કિન્તુ એ શબની સાથે આપણી સરકારના કેટલાક ખાનગી દસ્તાવેજો છે, તે પાછા મેળવવાની આશાથી એ ઇનામ આપવાનું જાહેર કર્યું છે. વળી સાંભળવામાં આવ્યું છે, કે તે દસ્તાવેજો જો કોઇ પણ પ્રકારે ફ્રાન્સની સરકારના હાથમાં જાય, તો ઇંગ્લાંડને બહુ જ ગેરલાભ થાય." બીજાએ જણાવ્યું.

"તે શબની સાથે જો કદિ દસ્તાવેજો હોય, તો શું તે અત્યારસુધી સારી હાલતમાં રહ્યા હોય ? ના, તે સઘળાનો તો આટલા દિવસ પાણીમાં રહેવાથી નાશ જ થઇ ગયો હોય."

"ના, તેનો નાશ થાય નહિ, મને યાદ છે, કે કેટલાક દિવસ

પહેલાં એક શબને મેં જોયું હતું, તે લાસ સાત દિવસ સુધી પાણીમાં રહી હતી, તોપણ તેની પાસે જે એક નાની નોંધબુક હતી, તેનો એક અક્ષર પણ નાશ પામ્યો નહતો. ”

“ સારૂં, નહિ નાશ થતો હોય, કિન્તુ આજે જ તે શબનો પત્તો લાગશે, એની શું કાંઈ ખાતરી છે ? ”

“ આજના જ જુવાળમાં તે લાસ ઘસડાઇ આવશે, તેમાંતો કાંઇ પણ સંદેહ નથી. તોપણ આજ રાત્રે તેની શોધ કરી શકાશે નહિ, કાલે સવારે આવીને તપાસ કરીશું. ”

“ તો પછી આજે આ સ્થળે રહેવામાં શો લાભ ? ચાલને કોઇ બીજી દિશામાં જઇએ. ”

સમુદ્રના કિનારાનું રક્ષણ કરનારા બન્ને પુરૂષો ત્યાંથી ચાલ્યા ગયા પછી યુવતી તેજ પહાડની પાસે કાષ્ટની પુતળીની માફક ઉભી રહીને વિચાર કરવા લાગી, કે હજી પણ આશા છે. જો કદિ આજના જુવાળમાં ફાંસાયાનું શબ ઘસડાઇ આવે, તો નક્કી તે દસ્તાવેજો સહીસલામત પ્રાપ્ત થઇ શકે. જો તે દસ્તાવેજો મળે, તો મારો સઘળો પરિશ્રમ સફળ થાય. જ્યારે આટલો પરિશ્રમ અને આટલું કષ્ટ સહન કર્યું છે, ત્યારે હવે થોડા કષ્ટને માટે શા સારૂ સઘળો લાભ છોડીને ચાલી જઉં ? લાભ મેળવવાની આ એક સોનેરી તક છે. એ સોનેરી તકનો ત્યાગ કરીને ચાલ્યા જવું એ ખરેખર મૂર્ખતાભરેલું કાર્ય ગણાય.

યુવતી જ્યારે એક ચિત્તે આ સઘળી બાબત વિષે વિચાર કરતી હતી, ત્યારે એક છોકરાનો ચિત્કાર તેના કાન સાથે અથડાયો. તેણે કાન માંડીને સાંભળ્યું, કે એક છોકરો બીજા કેટલાક છોકરાને બૂમ પાડીને કહે છેઃ “ અલ્યા છોકરાઓ, તમે જલદી અહીં આવો, આ સ્થળે તમને એક મઝાની ચીજ જોવાને મળશે. ” એ સાંભળીને બધા છોકરા તેની પાસે દોડી ગયા અને પહાડની એક ખીણમાં દાખલ થયા. છોકરાઓની આ વાતચીતથી યુવતીએ ધાર્યું, કે તેના ભાઇનું શબ પહાડની કોઇ ગુહામાં પડેલું જોઇને તેઓ આ બધી ગરબડ કરે છે. એમ વિચારીને યુવતી કંપિત પગલે તે છોકરાઓની પાસે ગઇ. તેને દૃઢ વિશ્વાસ બેઠો, કે નક્કી તેના ભાઇનું સબ આ પહાડની ખીણમાં છે અને છોકરાઓ તેને જોઇને બૂમો પાડે છે. કિન્તુ ત્યાં જઇને જોતાં જણાવ્યું, કે છોકરાઓ ખીણમાના પાણી-

માંથી એક મોટી માછલીને પકડીને તેની સાથે આનંદથી રમત કરે છે.

યુવતીની આશા પુરી થઇ નહિ. મોટી નિરાશાનો આઘાત લાગવાથી તે ત્યાં જ બેસી ગઈ, તેનું શરીર થરથર કંપવા લાગ્યું.

એક અજાણી સ્ત્રીની આવી અવસ્થા જોઇને એક છોકરે તેની પાસે દોડી જઇને તેને પ્રશ્ન કર્યો: " તમને શું થયું છે ? તમે આમ થરથર ધ્રૂજો છો કેમ ? તમને શું કાંઈ પીડા થાય છે ? "

યુવતી કંપતી કંપતી બોલી: ના, ના, મને કાંઇ પીડા થતી નથી. મને બહુ ટાઢ લાગે છે, તેથી હું કંપુ છું. તું અહીંથી સત્વર ચાલ્યો જા, મને અહીં એકલી બેસવા દે, તું અહીં રહીને મને ગુસ્સે કર નહિ. જા જલ્દી ચાલ્યો જા. "

છોકરો ભયપામીને અજાણી સ્ત્રીની પાસેથી દૂર પલાયન કરી ગયો અને બીજા છોકરાઓની પાસે જઇને બોલ્યો: " અલ્યા, અહીંથી ચાલો ન્હાસી જઇએ, જુઓ સામે એક પાગળ સ્ત્રી બેઠી છે. "

પાગળ સ્ત્રીનું નામ સાંભળીને સઘળા છોકરાઓ ભેગા થઇને પુન: તેની પાસે જઇને " ગાંડી એ ગાંડી ! " એમ બોલીને મોટી ગરબડ મચાવવા લાગ્યા. વળી કોઈ કોઈ દુષ્ટ છોકરાઓ તો ડોલાના શરીરપરથી વસ્ત્ર પણ ખેંચવા લાગ્યા.

છોકરાઓના આવાં અત્યાચારથી ડોલા અતિશય વિહ્વળ બની ગઇ. પ્રથમ તો તેણે ધાર્યું, કે કાંઇ પણ બોલવું જ નહિ, કિન્તુ છોકરાઓના અત્યાચારની સીમા વૃદ્ધિ પામતી જોઇને ફ્રેંચ રમણી હવે શાન્ત રહી શકી નહિ. તે ઉન્માદિની માફક હુંહુંકાર કરી ઉઠી અને દાંત કચકચાવીને છોકરાઓની પાછળ ગાંડાની માફક દોડી. છોકરાઓ ભયપામી જઇને પલાયન કરી ગયા.

છોકરાઓ પલાયન કરી ગયા પછી ફ્રેંચ યુવતી વિચાર કરવા લાગી, કે શું ખરેખર હું પાગળ બની ગઈ છું ? કયું લક્ષણ જોઇને છોકરાઓએ મને પાગળ કહી ? શું તેઓએ મારામાં કાંઇ પાગળનું લક્ષણ જોયું હશે ? મારા મસ્તકમાં તો કોઇ પણ પ્રકારની વિકૃતિ થવા પામી નથી ! મને સઘળી વાતનું સારી રીતે સ્મરણ પણ છે !

શું પાગળને સઘળી વાતનું સ્મરણ હોઇ શકે ? કોણ જાણે ? હું કશું સમજી શકતી નથી, કે મારૂં મસ્તક વિકૃત થયું છે કે નહિ. હું સમજી શકતી નથી, કે હું જે કરૂં છું તે ઉન્મત્તાઇથી જ કરૂં છું કે નહિ ? હું એમ પણ સમજી શકતી નથી, કે હું જે કાર્ય કરૂંછું, તેનું પરિણામ સારૂં આવશે કે નરસું આવશે ? ના, હવે વધારે વિચાર કરવાની જરૂર નથી, મારે હવે વળી સારૂં શું અને નરસું શું ? મારે હવે કશું નથી. આ પૃથ્વીની અંદર મારા સુખની હવે કઇ ચીજ છે ? મારી આ સ્થિતિ કરતાં મનુષ્યને માથે વિશેષ દુઃખ હોઇ શકે ખરૂં ? હા, હોઇ શકે. શું ? મૃત્યુ. તેને માટે તો મારે કશો ભય છે જ નહિ. હું અત્યારે જે દુઃખ ભોગવું છું, તેના કરતાં મૃત્યુનું દુઃખ શું વધારે ભયંકર છે ? ના, તો પછી મારે શાનો ભય છે ? મૃત્યુને જે મિત્ર ગણીને આલિંગન કરવાને તૈયાર છે, તેને વળી બીજો ભય શાનો હોઈ શકે ? હું મરવાને તૈયાર છું, કિન્તુ એકલી મરીશ નહિ—એલ્ડ્રેડને સાથે લઇને મરીશ. જગતના સુખનો ઉપભોગ કરવાને તેને જીવતો રહેવા દઇશ નહિ. જો કદિ તેને સાથે લઇને મરી શકું નહિ, તો ગમે તે પ્રકારે તેનું સત્યાનાશ વાળીને જ મરીશ. જો કદાચ ફ્રૅંસાયાનું શબ હાથ લાગશે અને તે દસ્તાવેજોની નકલો મને મળી આવશે, તો પછી એકલા એલ્ડ્રેડને જ નહિ, કિન્તુ આખા ઈંગ્લાંડનું સત્યાનાશ વાળી દઇશ. મારા આ રોષાગ્નિથી ઇંગ્લાંડ ભસ્મીભૂત થઇ જશે. ગમે તે પ્રકારે ફ્રૅંસાયાના શબનો પત્તો મેળવવો જોઇએ, નહિતો મારા આ ભયંકર અપમાનનો યોગ્ય બદલો લઇ શકાશે નહિ.

આ પ્રમાણે વિચાર કરતી કરતી પાપિણી ફ્રેંચ રમણી પુનઃ પહાડ ઉપર ચડી અને એક પત્થર ઉપર બેસીને ઉત્સુકતાથી જુવાળ આવવાની રાહ જોવા લાગી.

## પ્રકરણ ૩૦ મું.

### ભયંકર કાલ્પનિક દૃશ્ય.



આ સમય દરમિયાન ડ્યુકનું મૃત્યુ થયું છે. તેના મૃત્યુને વખતે એલ્ડ્રેડના પૂર્વજીવનનો ઇતિહાસ તથા એલ્ડ્રેડ એ ટ્રી વારવીથનો ખરો ડ્યુક છે, એ સમાચાર તેને જણાવ્યા હતા. વૃદ્ધ ડ્યુક મરણપથારીએ આ શુભ સમાચાર સાંભળીને શાન્તિથી મરણ પામ્યો હતો.

જે સમયે ફ્રેંચ રમણી ટિનટાજેલ પહાડ ઉપર બેસીને તેના બાહના શબની પ્રાપ્તિની આશાએ જુવાળની રાહ જોતી હતી, તે જ વખતે બરાબર ટ્રી વારવીથ દુર્ગની એક ખુલ્લી બારીમાં બેસીને એલ્ડ્રેડ વિચાર કરતો હતો, કે ડોલા નક્કી આ સ્થળનો ત્યાગ કરીને ચાલી ગઇ છે. તે હવે મારા જીવનના માર્ગની આડે આવી શકશે નહિ. મારો મુખ્ય શત્રુ ફ્રાંસાયા મૃત્યુ પામ્યો છે અને પાપિણી ડોલા પલાયન કરી ગઇ છે, તેથી તેઓ દ્વારા હવે કોઈ પ્રણ પ્રકારનું અમંગળ થવાનો ભય નથી. હવે પ્રેમમયી રમણી વૅાલગાને હું નિર્વિઘ્ને મારી અંકશાયિની કરી શકીશ, હવે પાસે રહીને તેના વિરહનું દુઃખ સહન કરવું નહિ પડે.

એલ્ડ્રેડ એ પ્રમાણે વિચાર કરતો હતો, એવામાં એક ચાકર આવી અભિનંદન કરીને બોલ્યો: " નામવર ! વૅાલગા એક વાર આપને મળવાની પ્રાર્થના કરે છે. "

એ સમાચાર મળતાં જ એલ્ડ્રેડ તે ગૃહમાંથી બહાર નીકળ્યો અને વૅાલગાના ગૃહમાં પ્રવેશ કરતાં પહેલાં રસ્તામાં મિસિસ પિટાસ્ટોંની સાથે તેને મુલાકાત થઇ. મિસિસ પિટાસ્ટોં એ વૅાલગાની એક નજીકની સગી થતી હતી. ડ્યુકને ભયંકર આઘાત થયાના સમાચાર સાંભળીને તે પ્રૌઢા સ્ત્રી સ્કૅાટલૅન્ડથી ટ્રી વારવીથમાં આઆવી હતી; કિન્તુ ડ્યુકનું મરણ થવાથી અને વૅાલગાની તંદુરસ્તી

બગડવાથી તે હજી પણ સ્વદેશમાં પાછી જઇ શકી નથી, આ દુર્ગમાં જ તે રહે છે.

એલ્ફ્રેડને વૉલગાના ગૃહમાં પ્રવેશ કરતો જોઇને મિસિસ પિટાર્સ્ટો બોલી: " એલ્ફ્રેડ ! બાલિકા તમને મળવાને બહુ જ આતુર થઇ છે, તમે એક વાર તેની પાસે જઈ આવો, કિન્તુ ત્યાં વધારે વખત રહેશો નહિ, કારણકે વધારે વાતચીતથી અને વધારે ઉત્તેજિત કરવાથી દરદીને બહુ નુકસાન થાય છે. માટે જેમ બને તેમ જલ્દી દરદીના ગૃહમાંથી પાછા ફરજો. નર્સ વૉલગાના ગૃહમાં જ છે અને હું પણ હમણાં પાછી આવું છું. " એમ કહીને પ્રૌઢા પિટાર્સ્ટો ત્યાંથી પ્રસ્થાન કરી ગઈ.

અકસ્માત્ મંદવાડનો ભોગ થઇ પડવાથી વૉલગા અત્યારસુધી એલ્ફ્રેડને મળી શકી નહોતી, કારણકે બનતાં સુધી બંનેનો મેળાપ ન થવા પામે એવો દાક્તરનો અભિપ્રાય હતો. આજે બાલિકાની તબિયતમાં કેટલોક સુધારો થવાથી અને કેટલીક આજીજી કરવાથી માત્ર અલ્પ સમયને માટે મિ. એલ્ફ્રેડની સાથે વાતચીત કરવાની પરવાનગી મળી હતી.

એલ્ફ્રેડે અત્યંત ધીમેથી વૉલગાના ગૃહમાં પ્રવેશ કરીને જોયું, કે બાલિકા દૂધના ફીણ જેવી ઉજ્જવલ શય્યામાં સૂતી છે, તેની બંને આંખો મીંચાએલી છે. જાણે એક નિસ્તેજ થઇ ગએલું કુસુમ ઉજ્જવલ શય્યામાં પડયું હોયની ! એવો દશ્ય નજરે પડયો. એ જોઇને યુવકનું હૃદય કંપવા લાગ્યું. તેણે વિચાર્યું, કે હું જ આ કોમળ હૃદયની બાળાના દુઃખનું કારણ છું. મેં જો ફ્રૅાસાયા અને ડોલા સંબંધી સઘળી વાત તેની પાસે પ્રકટ ન કરી હોત, તો બાલિકા માનસિક ઉત્તેજનથી આમ અકસ્માત્ માંદી પડત નહિ. હાય, કોમળ હૃદયની નારી ! આ વિશ્વાસઘાતી દુઃખમય સંસાર તારે માટે યોગ્ય સ્થળ નથી. તું તો સ્વર્ગની દેવી છે, આ નરકની દુષ્ટ દુર્ગંધ તને સારી લાગશે નહિ. હાય બાલિકા ! તું આવા સાધારણ આઘાતથી બેભાન થઇ પડી છે, કિન્તુ હવે પછી તો સેંકડો આઘાત તારા હૃદયમાં તારે ધારણ કરવા પડશે, સેંકડો અડચણો તારે સહન કરવી પડશે, આ નિષ્ઠુર જગતનું પ્રત્યેક કાર્ય અને પ્રત્યેક બનાવ તને વિહ્વળ બનાવી મૂકશે.

એલ્ફ્રેડને ગૃહમાં દાખલ થએલો જોઇને નર્સ ત્યાંથી ચાલી ગઇ. યુવકે ધીમે પગલે વૉલગાની પાસે જઇને તેની શય્યા પાસે બેસતાં તેના બંને હાથો પોતાના હાથમાં લઈ લીધા. તેના સ્પર્શથી બાલિકાએ આંખો ઉઘાડીને જોયું, કે તેનો હૃદયેશ્વર તેની પાસે જ બેઠો છે. તે બોલીઃ " પ્રિયતમ ! તમે આવ્યા છો ? કેટલાક દિવસથી તમને નહિ જોઈ શકવાથી હું બહુ અસ્થિર બની ગઇ હતી. "

" વૉલગા ! તમારા દર્શનના અભાવથી હું પણ બહુ વિહ્વળ બની ગયો હતો, પરંતુ મંગળમય જગદીશ્વરની કૃપાથી તમે સારાં થયાં છો, તે એક મોટા સદ્‌ભાગ્યની વાત ગણાય. હું ધારૂં છું કે અત્યારે તમારા શરીરની સ્થિતિ પ્રથમના કરતાં ઘણી જ સારી છે."

" શારીરિક અવસ્થા અતિશય ખરાબ નથી, કિન્તુ માનસિક અવસ્થા અતિશય ખરાબ છે. તેટલા માટે જ મેં તમને મળવાનું ઉચિત ધાર્યું. એ સંબંધી મારે તમને કેટલુંક કહેવાનું છે. જ્યાંસુધી તે સઘળી વાત હું તમને જણાવી શકું નહિ, ત્યાંસુધી હું કોઇ પણ પ્રકારે નિશ્ચિંત થઇ શકું તેમ નથી."

યુવક ચિન્તા કરતો બોલ્યોઃ " પ્રિયતમે ! તમારે એવી કઈ વાત કહેવાની છે ? બોલો."

" મારે અનેક વાતો કહેવાની છે. એલ્ફ્રેડ ! પિતાનું છેવટનું વાક્ય શું તમને યાદ છે કે ? તેઓ બોલ્યા હતા, કે ' ફ્રેંચ રમણી ઘણુંકરીને ઇંગ્લાંડનો ત્યાગ કરીને ચાલી નહિ જતાં કોઇક સ્થળે નક્કી સંતાઇ રહેશે.' એ વાતનું તમને સ્મરણ છે કે ? "

" હા, મને તે સારી રીતે યાદ છે. તેમણે મૃત્યુને સમયે પણ આપણને બહુ સાવધાન કરી દીધાં હતાં. તેઓ બોલ્યા હતા, કે ફ્રેંચ રમણીનો કદિ પણ વિશ્વાસ કરશો નહિ, તે રમણી કાળી નાગિણી જેવી છે, ગમે તેવું ભયંકર કાર્ય કરવામાં તે પાછી પાની કરે તેવી નથી. હજી પણ તમારૂં વધારે અનિષ્ટ કરવાનો તે પ્રયત્ન કરશે."

" મૃત્યુને સમયે તેમણે જે વાતચીત કરી હોય, તે મને યાદ નથી, કારણકે તે વખતે હું બેભાન અવસ્થા ભોગવતી હતી. હાય ! મારૂં એવું દુર્ભાગ્ય, કે મારા સ્નેહમય પિતાના મૃત્યુને સમયે પણ હું તેમની સાથે એક વાત પણ કરી શકી નહિ, તેમનું છેવટનું

સ્નેહમય-ચુંબન પણ પ્રાપ્ત કરી શકી નહિ, તેમને પિતા કહીને એક વાર બોલાવી પણ શકી નહિ. હશે જે બનાવ બની ગયો, તેનો શોક કરવો વૃથા છે, તોપણ હું તમને જે કહું છું તે સાંભળો. પિતાનું તે છેવટનું વાક્ય મારા હૃદયમાં કોતરાઇ ગયું છે, જાણે સ્વપ્નમાં પણ મારા તે સ્નેહપરાયણ પિતા આપણુને સાવધાન કરી દે છે. જાણે કહે છે, કે હજી પણ તે ફ્રેંચ રમણી આ સ્થળનો ત્યાગ કરીને ચાલી ગઇ નથી, તે હજી પણ નૂતન પાપજાળ વિસ્તારવાનો પ્રયત્ન કરે છે. એલ્ફ્રેડ! સત્ય કહું છું કે હજી પણ આપણી વિપત્તિ સંપૂર્ણ રીતે નાશ પામી નથી, જાણે હજી પણ કોઈ ભયંકર અમંગળ આપણે માટે રાહ જોતું હોયની, એવો દૃશ્ય મારી નજરે પડે છે."

"પ્રાણાધિક પ્રિયે! આમ તમે કાલ્પનિક ચિન્તાથી શામાટે ઉદ્વિગ્ન થાઓ છો? હું ખાતરીપૂર્વક કહું છું કે તમારી આ સઘળી ચિન્તા તદ્દન વૃથા છે, આવી ભયંકર દુઃખદાયક ચિન્તા હૃદયમાંથી એકદમ દૂર કરો. તમે નક્કી જાણજો, કે તે પાપિણી ડોલા હવે આપણું કાંઇ પણ અમંગળ કરવાનો પ્રયત્ન કરી શકશે નહિ. નક્કી તે આ સ્થળનો ત્યાગ કરીને ચાલી ગઇ છે. તે તમારા મોકલેલા અનુચરનો આવેલો તાર વાંચવાથી જાણી શકાય છે, કે તે ફ્રેંચ રમણી ડોવરની સ્ટિમરમાં બેસીને ફ્રાન્સમાં પાછી ચાલી ગઈ છે."

"એલ્ફ્રેડ! તમે ગમે તેમ બોલો અને ગમે તે યુક્તિ દર્શાવો, કિન્તુ કશાથી મારૂં મન માનતું નથી. હું ધારૂં છું કે તે પાપિણી પુનઃ પાપજાળ વિસ્તારવાનો પ્રયત્ન કરતી હતી. મેં પોતે જ તે તાર વાંચ્યો છે અને તમે પણ વાંચ્યો હશે, કે ડોલા એકલી ડોવરની સ્ટિમરમાં ચડી છે, સાથે તેની પરિચારિકા હતી નહિ."

"હા, તે હું જાણું છું, કિન્તુ તે વિષે હું એમ અનુમાન કરૂં છું, કે પરિચારિકા ડોલાની દુરાવસ્થા જોઇને તેનો ત્યાગ કરીને ક્યાંય ચાલી ગઇ હશે."

"ના પ્રિયતમ! તમે નક્કી જાણજો, કે તે રમણી કદિ પણ ડોલા ન હોય, તે તો નક્કી તેની પરિચારિકા જ હોવી જોઇએ. તેને પોતાનો પોષાક પહેરાવી દઇને પોતે કોઈક સ્ટેશને ઉતરી પડી હશે. હવે જલ્દી તે કોઇ બીજા વેશમાં આ સ્થળે આવીને તેના રાક્ષસી કાર્યનો આરંભ કરશે."

વૉલગાની વાત સાંભળીને એલ્ડ્રેડના હૃદયની દઢતા બહુ જ ઓછી થઇ ગઇ. તેણે વિચાર્યું, કે વૉલગા જે કહે છે, તે તદ્દન દુર્લક્ષ્ય કર્યા જેવું નથી, તોપણ હૃદયની દુર્બળતા પ્રકટ નહિ કરતાં તે બોલ્યો: " વૉલગા! તમે આવી નકામી ચિન્તા શામાટે કરો છો? તે ફ્રેંચ રમણી કદિ પણ આ સ્થળે રહેવાનું સાહસ કરશે નહિ અને કરી પણ શકશે નહિ. તે સારી રીતે જાણે છે, કે આ સ્થળે આવીને તેને પુનઃ વિપત્તિમાં સપડાવું પડશે અને કોઇક દિવસ પકડાઈ જવા-થી આખી જીંદગી સુધી કેદખાનામાં સબડાવું પડશે."

" તોપણ ઇંગ્લાંડના કોઇક સ્થળમાં તે નક્કી ગુપ્ત વેશમાં ફર્યા કરે છે એ ધારણા હું કોઇ પણ પ્રકારે દૂર કરી શકું તેમ નથી. વચ્ચે વચ્ચે મને એમ પણ થાય છે, કે જાણે તે ભયંકર મૂર્ત્તિ ધારણ કરીને દુર્ગની ચારે તરફ રખડતી ફરે છે. વળી કોઇ કોઇ વખત તો ક્રોધથી લાલચોળ થઇ ગએલી તેની આંખો વિકાસીને મારી તરફ તે એક દૃષ્ટિથી જોઈ રહે છે, કોઈ કોઇ વખત તો જાણે તેનો ઉષ્ણ ઝેરી નિઃશ્વાસ અભિશાપની માફક વાતાવરણમાં પ્રસરી રહ્યો હોયની, એમ જણાય છે. એ સઘળાં કારણોથી મારા હૃદયમા જે આશંકા ઉત્પન્ન થાય છે, તેનું તમે અનુમાન કરી શકતા નથી. એલ્ડ્રેડ! મારો દૃઢ વિશ્વાસ છે, કે તે રમણી આ સ્થળે જ છે અને વૈરાગ્નિ પ્રજ્જ્વ-લિત કરીને આપણને ભસ્મીભૂત કરવાનો પ્રયત્ન કરે છે."

" વૉલગા! આના પર હવે મારે કશું બોલવાનું નથી. હું સમજી શકતો નથી, કે તમારો આ સંશય મારે કેવી રીતે દૂર કરવો. વારૂ, તે ફ્રેંચ રમણી જો કદિ આ સ્થળે રહી હોય, તોપણ તેમાં નુક-સાન શું છે? તેનાથી આપણું હવે શું કાંઇ અનિષ્ટ થઇ શકશે? તેની અવસ્થા અત્યારે રસ્તાની એક ભિખારિણી કરતાં પણ અધમ છે, તેથી એ અવસ્થામાં તે આપણું હવે શું અનિષ્ટ કરી શકશે?"

વૉલગા ક્ષીણ કંઠે બોલી: " ના પ્રિયતમ! તે અત્યારે એક ભિખારિણી થઇ ગઇ છે, તોપણ તેનો ભય રાખવાનું યોગ્ય કારણ છે. તમે જાણો નહિ પ્રાણેશ્વર! પ્રેમની આશા રાખનારી રમણી કેવી ભયંકર હોય છે, તે કાર્યસિદ્ધિને માટે પોતાના પ્રાણનું બળિદાન પણ આપવાને પાછી પાની કરે નહિ. તેટલા માટે હું નિશ્ચિંત થઈ શકતી

નથી, તે એટલેસુધી કે રાત્રે નિદ્રા પણ મને આવતી નથી. જરા આંખ મીંચાય કે તુર્તજ તે માયાવી રમણીની ભયંકર મૂર્ત્તિ મારી આંખોની સામે આવીને નાચ કરે છે. સ્વપ્નમાં એવો દશ્ય નજરે પડે છે, કે એક મોટા પહાડ ઉપર તમે આમથી તેમ ફરો છો, એટલામાં એક ઉન્માદિની ભયંકર રમણી વજ્રની મૂઠીથી તમારો હાથ પકડીને વિકટ હાસ્ય કરતી કરતી તમને જાણે કોઇ ભયાનય અંધકારમય ગુહામાં ખેંચી જાય છે, તમે સેંકડો પ્રયત્ન કરવા છતાં તેના હાથમાંથી છુટા થઇ શકતા નથી. પ્રિયતમ! તમારૂં તે ભયથી કરૂણાજનક દેખાતું મુખ, તમારાં તે કાતર વચનો અને તે ઉન્માદિની રમણીનો ભયંકર ચિત્કાર મને એકાએક ઉન્મત્ત બનાવી મૂકે છે. આ ભયંકર કાલ્પનિક દશ્ય મારી આંખો આગળથી દૂર થતો નથી. આ લોહિની પિનારી ચિન્તાના હાથમાંથી હું કોઇ પણ રીતે છૂટી શકતી નથી."

"વ્હાલગા! મારી હૃદયરાણી! આ વૃથા ચિન્તાનો ત્યાગ કરો, નહિતો તમે બચી શકશો નહિ. તમારી પોતાની જીંદગીને ખાતર અને મારી ખાતર તમે આ ચિન્તાનો ત્યાગ કરો. બોલો, મારી હૃદયેશ્વરી! હવે તમે આવી વૃથા ચિન્તાને પુનઃ હૃદયમાં સ્થાન આપશો?" એમ બોલીને એલ્ફ્રૂડે બાલિકાનો સુકોમળ હાથ પુનઃ હાથમાં લીધો.

"હું પ્રાણપણે આ ઉન્માદ ચિન્તાનું દમન કરવાનો પ્રયત્ન કરીશ; કિન્તુ પ્રિયતમ! તમે પ્રતિજ્ઞા લ્યો કે, હું બહુ જ સાવધાન રહીશ અને અંગરક્ષક વિના દુર્ગની બહાર પગ મૂકીશ નહિ."

"હા, હું બહુ સાવધાન રહીશ. મારે માટે તમારે એક કિંચિત્ માત્ર પણ ચિન્તા કરવાની જરૂર નથી."

"તમે આજેજ ચાકરોને હુકમ કરો, કે તેઓ તમારા અંગરક્ષકના કાર્યમાં વિશેષ કાળજી રાખે."

"હા, હું આજે જ તે હુકમનો પ્રચાર કરીશ, કિન્તુ હૃદયરાણી! તમે ડોલા વિષે બિલકુલ વિચાર કરશો નહિ. તે ફ્રેંચ નાગિણી નક્કી મારો માર્ગ મોકળો કરીને ચાલી ગઇ છે. તે આ જીં-

દગીમાં કદિ પણ મારી સન્મુખ ફેણ વિસ્તારીને ઉભી રહેશે નહિ અને કદિ પણ તેનું હળાહળ ઝેર મને જર્જરિત કરી શકશે નહિ."

"હું ઈશ્વરને કાયા, મન અને વચનથી પ્રાર્થના કરૂં છું, કે તે તમારૂં બોલવું સત્ય ઠરાવે." બાલિકા વધારે કાંઈ પણ બોલી શકી નહિ. તેના વાક્યમાં જડતા ઉત્પન્ન થઇ અને અલ્પ સમયની અંદર બન્ને આંખો મીંચી દઇને નિદ્રા દેવીને આધીન થઈ ગઈ.

એટલામાં નર્સે તે ગૃહમાં પ્રવેશ કર્યો. તેને જોઇને યુવક ધીમેથી બોલ્યો: "બાલિકા અત્યંત ક્લાન્ત થઇ ગઈ છે, તેને અત્યારે કાંઇક ઉત્તેજિક ઔષધ આપવું સારૂં કે નહિ?"

નર્સ મંદ હાસ્ય કરીને બોલી: "તેની ગોઠવણ પ્રથમથી જ કરી મૂકી છે. બાલિકાએ જ્યારે આપને બોલાવ્યા, તે વખતે જ મેં તેને નિદ્રાનું ઔષધ પાઇ દીધું હતું. અત્યારે તેની અસર થતી હોય એમ જણાય છે. માટે તે વિષે તમે ચિન્તા કરશો નહિ. તેમના ચહેરાપરથી જણાય છે, કે તે હવે જલ્દી સાજાં થઇ જશે."

વૅાલગાને નિદ્રા લેતી જોઇને એલ્ફ્રેડ ત્યાં વધારે વાર ઉભો નહિ રહેતાં પોતાના ગૃહમાં પાછો આવીને એક આરામ-ખુરશીમાં પડીને વિચાર કરવા લાગ્યો, કે વૅાલગાને આવી કલ્પના થવાનું કારણ શું? શું ડોલા ઇંગ્લાંડનો ત્યાગ કરીને ચાલી ગઇ નહિ હોય? શું તેટલા માટે જ પવિત્ર બાલિકાના નિર્મળ હૃદયમાં ભવિષ્યના બનાવનો પ્રતિબિંબ પડતો હશે? ડયુક પણ મૃત્યુકાળે આ પ્રમાણે કહેતા હતા. તો શું ખરેખર ડોલા આ સ્થળે રહીને વૈર વાળવાનો પ્રયત્ન કરતી હશે? હા જો કદિ તેમ હોય, તો હવે મને તે શું કરી શકશે? તેની હવે શી શક્તિ છે? કિન્તુ બાલિકાનું કહેવું વાજબી છે, શત્રુ દુર્બળ હોય તોપણ તે એક ભયનું કારણ છે.

એલ્ફ્રેડ બહુ ચિન્તા કરવા લાગ્યો, કિન્તુ શું કરવું અને ડોલાનો પત્તો કેવી રીતે મેળવવો, તે વિષે તે કશું નક્કી કરી શક્યો નહિ. ખુરશીમાં અર્દ્ધશાયિત સ્થિતિમાં પડયો પડયો આસ્માન-જગતનો વિચાર કરવા લાગ્યો.

ધીમે ધીમે સંધ્યાસમય થવા આવ્યો છે. નીલ સમુદ્રનાં જળને કાળું કરીને અંધકાર ટ્રી વારનીથ દુર્ગને ગળી ગયો છે. એલ્ફ્રેડ હજી પણ ખુરશીમાં પડયો પડયો વિચાર કરે છે. તેના લલાટમાં

પ્રસ્વેદનાં બિંદુઓ જામી ગયાં છે. સાગરને ચુંબન કરતો સ્નિગ્ધ વાયુ આજે તેના શરીરપરના પ્રસ્વેદને દૂર કરી શકતો નથી. એલ્ડ્રેડ હવે વધારે વખત વિચાર કરી શક્યો નહિ, તે ધીમે ધીમે ખુરશીમાંથી ઉઠીને ઉભો થયો. આજે વધારે ગરમી જણાયાથી યુવક પોતાના ગૃહમાંથી બહાર નીકળીને આમ તેમ ફરતો ફરતો દુર્ગની બહાર નીકળી પડયો. અત્યારે આકાશમાં ચંદ્રનો ઉદય થયો છે. તેના ઉજ્જ્વલ પ્રકાશમાં યુવક એકલો ટ્રીવારનીથમાંથી નીકળીને સીધો રસ્તો પકડીને ચાલવા લાગ્યો. તેને અત્યારે ભાન નથી કે હું કયે રસ્તે જઉં છું. પ્રથમના અભ્યાસ મુજબ તે અજ્ઞાત અવસ્થામાં-વિચારમાં ને વિચારમાં સમુદ્રને કિનારે જઇ પહોંચ્યો.

યુવક આ સ્થળે હાલમાં કેટલાક દિવસથી આવી શક્યો નહોતો. તેથી આજે આવતાંની સાથે જ પૂર્વના સઘળા બનાવોનું તેને સ્મરણ થઇ આવ્યું. તે વિચાર કરવા લાગ્યો, કે આ પહાડપર બેસીને હું તે તાર વાંચતો હતો, આ સ્થળેથી તે તાર ઉડી ગયો હતો અને આ સ્થળે તે ડુબી ગયો હતો. એટલામાં એકાએક ફ્રેંાસાયાની અને ચોરાઇ ગએલા દસ્તાવેજોની વાતનું તેને સ્મરણ થઇ આવ્યું. તેણે વિચાર્યું, કે દસ્તાવેજોનો અને ફ્રેંાસાયાના શબનો પત્તો મેળવી આપનારને જોકે ઇનામ આપવાનું જાહેર કર્યું છે, તોપણ પારકાપર આધાર રાખીને નિશ્ચિંતપણે બેસી રહેવું કોઇ પણ પ્રકારે ઉચિત નથી. કદાચ ફ્રેંાસાયાનો કોઇ મિત્ર કે સગો આ સ્થળે આવીને દસ્તાવેજો હાથ કરી જાય, અથવા તો કદિ ડોલા પણ આ સ્થળે ગુપ્ત રીતે સંતાઇ રહીને તે દસ્તાવેજોનો પત્તો મેળવે તો ઇંગ્લાંડને ઘણું નુકસાન થાય. તેથી ઇનામ જાહેર કર્યું એટલેથી જ મારૂં કર્તવ્ય પતી રહ્યું, એમ માનવું ભૂલભરેલું છે. મારે પોતાને પણ તે દસ્તાવેજો હાથ કરવાનો બનતો પ્રયત્ન કરવો જોઇએ. કારણકે તે દસ્તાવેજો જો ફ્રાન્સની સરકારના હાથમાં જાય, તો આખા ઇંગ્લાંડને માથે ભયંકર જોખમ આવી પડે. મારી બેદરકારીથી આખા ઇંગ્લાંડને કષ્ટ સહન કરવું પડે. આ જુવાળ આવે છે—આ વખતે જો ફ્રેંાસાયાનો મૃતદેહ ઘસડાઇ આવે અને ડોલા અથવા કોઈ તેનાં સગાંના હાથમાં જો તે દસ્તાવેજોની નકલો જવા પામે, તો મોટી ગરબડ ઉભી થાય. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં એલ્ડ્રેડનું જ્ઞાન અને બુદ્ધિ નાશ પામ્યાં.

પોતાનું શરીર સારૂં નથી, તે વાત તે તદ્દન ભૂલી જ ગયો, શારીરિક દુર્બળતાનો અનુભવ પણ તેને થવા પામ્યો નહિ. મૃતદેહની શોધમાં સમુદ્રને કિનારે કિનારે ટિનટોઝેલ તરફ તે ચાલવા લાગ્યો. વચ્ચે વચ્ચે પહાડ અને તેની આસપાસનાં સઘળાં સ્થળોમાં તપાસ કરવાનું તે વિસરી ગયો નહિ.

કર્મના સૂત્રથી આકર્ષાઇને યુવક ટિનટોઝેલ પાસેના સમુદ્રના કિનારે જઇ પહોંચ્યો. અત્યારે રાત્રીનો બીજો પ્રહર ચાલે છે. ચંદ્રના ઉજ્જ્વલ પ્રકાશમાં સર્વત્ર શાન્તિ પ્રસરી રહી છે, સઘળા ગ્રામવાસીઓ નિદ્રાદેવીના ખોળામાં વિશ્રાન્તિ લે છે. નિસ્તબ્ધતાના વિરાટ વક્ષમાં એક લાંબો જનશૂન્ય રસ્તો સર્પની માફક વાંકોચૂંકો શાન્ત પડી રહેલો દૃષ્ટિગોચર થાય છે. કેવળ દૂર એક બે સમુદ્રના કિનારાના રક્ષકો આમતેમ ફરતા ફરે છે. તેઓ એલ્ફ્રેડને જોઇ શક્યા નહિ. યુવક ધીમે ધીમે એક પહાડની પાસે જઇ પહોંચ્યો. ચંદ્રના ઉજ્જ્વલ પ્રકાશમાં પહાડ ઉપર એક મનુષ્ય-મૂર્ત્તિ બેઠેલી યુવકના જોવાંમાં આવી. બહુ જ બારિકીથી નિરીક્ષણ કરતાં જણાયું, કે એ મૂર્ત્તિ કોઇ રમણીની છે, ત્યારે યુવકની વિસ્મયતાની સીમા જ રહી નહિ. પત્થરની મૂર્ત્તિની માફક તે કેટીલક વારસુધી એ સ્થળે સ્થિરતાથી ઉભો રહ્યો.

પ્રિય વાચક ! તું જાણી શક્યો હોઇશ કે એ રમણી તે પાંપિણી ટોલા જ છે.



# પ્રકરણ ૩૧ મું.

## આ તે રમણી કે રાક્ષસી !



છોકરાઓના હાથમાંથી છુટીને તે ફ્રેંચ રમણી એક પહાડ ઉપર ચડી અને ચડનારાં મનુષ્યોને વિશ્રામ લેવાને માટે પહાડને અર્ધે રસ્તે લાકડાની બનાવેલી એક ચોકી હતી, તેના પર બેસીને જુવાળની રાહ જોતી અનિમેષ નયને સમુદ્ર તરફ જોઈ રહી.

ધીમે ધીમે સંધ્યાસમય થવા આવ્યો. સખ્ત મહેનત કરીને શ્રમિત થએલાં ગ્રામવાસીજનો પોતાના ગૃહ તરફ પાછાં ફર્યાં અને રાત્રિનું ભોજન જમીને વિશ્રાંતિ લેવાને માટે પ્રયત્ન કરવા લાગ્યાં. ફ્રેંચ રમણી હજી પણ તે જ સ્થળે કાષ્ટની પુતળીની માફક બેસી રહી. ધીમે ધીમે રાત્રી અધિક વીતી જવા આવી. શિયાળીઆં ચિત્કાર કરીને અર્ધી રાત્રી થયાનું જાહેર કરવા લાગ્યાં. યુવતી તોપણ તે જ સ્થળે બેઠી છે. ખાધાપિધા વિના અને નિદ્રા લીધા વિના તેનું શરીર અશક્ત થઇ ગયું હતું અને આ ભયંકર રાત્રે આવા નિર્જન સ્થળમાં રહેવું તેને બહુ દુઃખદાયક લાગતું હતું, તોપણ તે સ્થળનો ત્યાગ કરી શકી નહિ. હૃદયમાં હિંમત ધારણ કરીને-સઘળું દુઃખ સહન કરીને પ્રત્યેક તરંગની તરફ તે અનિમેષ નયને જોઈ રહી. હાય! આ સ્થળ ત્યાગ કરી જવાનું તેનામાં સામર્થ્ય ક્યાંથી હોય ? જે અદૃશ્ય શક્તિ એલ્ફ્રેડને આ સ્થળે ખેંચી લાવી છે, તે જ શક્તિએ ફ્રેંચ ર-મણીને આ સ્થળનો ત્યાગ કરીને જવા દીધી નહિ. તેને ત્યાં બાંધી રાખી.

આ પ્રમાણે સુસ્તીમાં કેટલાક કલાક બેસી રહ્યા પછી યુવતી ચંદ્રના પ્રકાશમાં સ્પષ્ટ રીતે જોઇ શકી, કે દૂર સમુદ્રના તરંગોપર કાળા રંગનો કોઇક પદાર્થ તરે છે. એ ઘણું કરીને લાકડાનો એક કકડો અથવા તેના જેવો કાંઇક પદાર્થ હશે, એમ અનુમાન થાય છે, કિન્તુ ફ્રેંચ રમણીના ક્લાન્ત, અવસન્ન અને ઉષ્ણ મસ્તકને એમ લાગ્યું, કે ફાંસાયાનું શબ સમુદ્ર ઉપર ઘસડાતું આવે છે. નિષ્ફલ

કલ્પનાથી તેના ભાઇની બિભત્સ મૂર્ત્તિ તેની દષ્ટિએ પડી. યુવતી અત્યંત ભય પામી ગઇ અને કંપિત હૃદયે એક પત્થરને દઢતાથી પકડી રાખીને એક દ્રષ્ટે તે પદાર્થ તરફ જોઇ રહી.

તે કાળા રંગનો પદાર્થ જેમ જેમ તેની પાસે આવતો ગયો, તેમ તેમ યુવતીનો ભય વૃદ્ધિ પામવા લાગ્યો. તેના મનમાં એમ થયું કે, ફાઁસાયાનો મૃતદેહ તેનું વિકટ વદન વિકાસીને તેના તરફ ધસમસ્યો આવે છે. અંધારા ઉંડા કુવાના જેવી ગોળાકાર તેની આંખો જાણે તેની તરફ ફાટી રહી હોયની, એવો દશ્ય નજરે પડતો હતો. યુવતીએ ભયથી તેનું મુખ બીજી દિશામાં ફેરવ્યું, તો તે દિશામાં પણ તે ભયંકર મૂર્ત્તિ તેની દષ્ટિએ પડી. જે દિશાએ દષ્ટિ કરે તે દિશામાંથી જાણે ફ્રાઁસાયાની ભયાનક મૂર્ત્તિ તેની તરફ એકદમ ધસમસી આવતી હોયની, એમ તેને દેખાવા લાગ્યું. યુવતીએ ભયથી આંખો મીંચી વાળી, તોપણ તે ભયાનક મૂર્ત્તિ તેની સન્મુખથી દૂર ખસી નહિ.

તેને ભય પામતી જોઇને જાણે તે ભયંકર શબ હો–હો શબ્દ કરીને આકાશને ગજાવી મૂકતું હોયની, તેવો ભયાનક અવાજ તેને કર્ણગોચર થવા લાગ્યો. યુવતી હવે સ્થિર રહી શકી નહિ, તેનું સર્વાંગ થરથર કંપવા લાગ્યું અને આખે શરીરે પ્રસ્વેદનાં બિંદુઓ છુટવા લાગ્યાં. ચિત્કાર કરીને જેવી તે સ્થળેથી પલાયન કરવા જાય છે, એટલામાં કોઈએ પાછળથી આવીને વજ્રની મૂઠીથી તેનો હાથ પકડી રાખ્યો. ફ્રેંચ રમણીની વિસ્મયતાની સીમા જ રહી નહિ. તેના મનમાં એમ થયું, કે ફ્રાઁસાયાની પ્રેતમૂર્ત્તિએ આવીને તેને પકડી છે. યુવતીને ચારે તરફ અંધકાર ભાસવા લાગ્યો, ભયથી અને વિસ્મયથી તેની શુદ્ધિ નાશ પામવાની અણીપર આવી લાગી. એટલામાં પકડનાર વ્યક્તિએ ગંભીર સ્વરે તેને પ્રશ્ન કર્યો: "કોણ છે તું? આ ભયંકર રાત્રે આવા નિર્જન સ્થળમાં પ્રેતિનીની માફક એકલી શું કરે છે?"

"આ શું! આ આ કોનો કંઠસ્વર!" યુવતીએ અત્યંત ભય પામીને અને સ્તંભિત બની જઇને પાછળ એક વાર દષ્ટિપાત કર્યો, તો જણાયું કે પકડનાર વ્યક્તિ ફ્રાઁસાયાની પ્રેમમૂર્ત્તિ નથી. ફ્રાઁસાયાની પ્રેતમૂર્ત્તિ જો હોત, તો તે ફ્રેંચ રમણી આટલી બધી

ભય પામી જાત નહિ. યુવતી કેટલીક ક્ષણ સુધી દિગ્મૂઢ બની જઇને પાષાણ–મૂર્તિની માફક જડરૂપ બની ગઈ. તેની બોલવાની સ્ફુર્તિ એકાએક નાશ પામી.

પકડનાર વ્યક્તિ એલ્ફ્રેડ પોતે જ છે, તે વાતનો ઉલ્લેખ કરવો તદ્દન નિષ્પ્રયોજનીય છે. ચંદ્રના ઉજ્જવલ પ્રકાશમાં પર્વત ઉપર એક રમણી મૂર્ત્તિ જોઇને એલ્ફ્રેડના મનમાં સંદેહ ઉત્પન્ન થયો હતો. તેણે વિચાર્યું, કે આવી ભયંકર રાત્રે–આવા નિર્જન સ્થળમાં ફ્રેંચ રમણી–ડોલા સિવાય પ્રેતિનીની માફક આવી રીતે બીજું કોણ બેસી શકે ? સંશય દૂર કરવાને માટે એલ્ફ્રેડ ધીમે ધીમે પહાડ ઉપર ચડયો હતો અને જે દશ્ય તેની નજરે પડયો, તેથી તેનું હૃદય સ્તંભિત બની ગયું. પરંતુ ફ્રેંચ રમણી ભય પામીને જેવી પલાયન કરવા જતી હતી, એટલામાં યુવકે વજ્રની મૂઠીથી તેનો હાથ પકડી રાખ્યો.

યુવકે પુનઃ ભયંકર અવાજથી પ્રશ્ન કર્યો: “ કોણ છે તું ? જલ્દી પ્રત્યુત્તર આપ, નહિંતો તારૂં મૃત્યુ આવી પહોંચ્યું છે. ”

ડોલા હવે ચૂપ રહી શકી નહિ. સ્પેન દેશની રમણીની માફક પ્રત્યેક શબ્દ ઉપર ભાર દઇને બોલી: “ હું સ્પેન દેશની એક ભિખારિણી છું. કાંઇક અગત્યના કામ માટે આ સ્થળે આવીને પર્વત ઉપર રાત્રી ગુજારૂં છું, મારી શાન્તિમાં તમે શામાટે ભંગ કરો છો, કૃપા કરીને મને છોડી દો. ”

યુવક તેની મૂઠી વધારે જોરથી પકડીને બોલ્યો: “ તું ભિખારિણી છે કે પિશાચિની છે ? ડોલા ! તુ એમ ધારતી હોઇશ, કે હું તને ઓળખી શકીશ નહિ, કિન્તુ મેં તને સારી રીતે ઓળખી છે. કપટવેશ ધારણ કરીને તુ મારી આંખોમાં કદિ પણ ધૂળ નાંખી શકીશ નહિ. ગુપ્તવેશમાં તું તારો ઘૃણાયુક્ત દેહ સંતાડી શકે, કિન્તુ તારો નારકીય પ્રભાવ, તારો રાક્ષસીના જેવો હાવભાવ અને તારો પ્રેતિનીના જેવો કાર્યકલાપ એ સઘળાં તારાં લક્ષણો તું કોઈ પણ પ્રકારે છુપાવી શકીશ નહિ. તેમાં વળી મારી આગળ તો તે તારાં લક્ષણો કદિ પણ છાનાં રહી શકશે જ નહિ. ”

ફ્રેંચ રમણી યુવકની દૃઢ મૂઠીમાંથી મુક્ત થવાને માટે પ્રાણપણે ચેષ્ટા કરતી કરતી સ્પેનીશ ભાષામાં બોલી: “ મને છોડી દોની ?

હું એક વિદેશી દરિદ્ર રમણી છું, શામાટે નકામું મને કષ્ટ આપો છો? હું દરિદ્ર હોવાથી તમારી માફક મને આ સ્થળે રહેવાનો સંપૂર્ણ અધિકાર છે. મને જવા દોની ?"

એલ્ફ્રેડ તેનો રસ્તો રોકીને ઉભો રહ્યો અને બોલ્યોઃ "ના મેડમ! જ્યારે પુનઃ તું મારા હાથમાં આવી છે, ત્યારે આમ સહજમાં હું તને છોડી દઇશ નહિ. હવે બોલ, શામાટે તું આ પ્રમાણે ગુપ્તવેશમાં અને આવા ભયંકર સ્થળમાં પ્રેતિનીની માફક એકલી રખડતી ફરે છે ?"

"હું આપની વાત કાંઇ પણ સમજી શકતી નથી. તમે શું કહો છો ? અને કોને કહોછો ? હું ધારૂં છું, કે આપની દૃષ્ટિ ભ્રમિત થઇ ગઈ હશે. હું સ્પેન દેશની એક સાધારણ ભિખારિણી સિવાય બીજી કોઇ પણ નથી. તો પછી શામાટે આપ એક વિદેશી દરિદ્ર રમણી પ્રત્યે આ પ્રમાણે અન્યાયભરેલો અત્યાચાર ગુજારો છો ?"

એલ્ફ્રેડે અચાનક ફ્રેંચ રમણીના ચસ્મા અને મોઢાપરનો બુરખો ખેંચી કહાડીને જમીનપર ફેંકી દીધો અને પછી બોલ્યોઃ "શું તું વિદેશી રમણી છે ? હવે મારા સમજવામાં આવ્યું કે ભ્રમ કોનો છે? આ ભ્રમ મારો નહિ, પરંતુ તારો છે. વિએના શહેરમાં પ્રથમ જ્યારે તારાં દર્શન થયાં, ત્યારથી તે આજસુધી તું ભ્રમ કરતી આવી છે. તે ભ્રમણાનો આજસુધી તને બદલો મળવા પામ્યો નથી, કિન્તુ આજે તે બદલો તને મળશે. આજે જ્યારે તું મારા હાથમાં સપડાઈ છે, ત્યારે આમ સહજમાં છૂટી થઈ શકીશ નહિ. અત્યારે તને યોગ્ય બદલો આપીશ."

અકસ્માત્ આ પ્રમાણે પોતે પ્રકટ થઇ જવાથી ફ્રેંચ રમણી અત્યંત ભય પામી ગઇ. તેણે વિચાર્યું કે, ખરેખર હું હવે છુટી શકીશ નહિ. હવે તો નક્કી આખી જીંદગી કેદખાનામાં સડવું પડશે, અથવા મૃત્યુનો ભોગ થવું પડશે. યુવતી અત્યંત ભયપામીને એલ્ફ્રેડની વજ્રની મૂઠીમાંથી છુટી થવાને માટે અનેક પ્રયત્નો કરવા લાગી, કિન્તુ જ્યારે કોઈ પણ પ્રકારે ફાવી શકી નહિ, ત્યારે નમ્ર સ્વરે વિનતિ કરવા લાગીઃ—

"એલ્ફ્રેડ! જ્યારે તેં મને ઓળખી છે, ત્યારે તને કહ્યા વિના બીજો ઉપાય નથી. હું તારૂં કાંઈ પણ અનિષ્ઠ કરવા આવી નથી,

મારે અગત્યનું એક કામ હતું, એટલા માટે આ સ્થળે હું આવી હતી. મને છોડી દે, હું એક ક્ષણની અંદર આ સ્થળનો ત્યાગ કરીને ચાલી જઉં છું."

"ના, હું તને છોડી દેવાનો નથી, જ્યારે સદ્‌ભાગ્યે તું પાછી મારા હાથમાં આવી છે, ત્યારે આમ સહજમાં હું તને છોડી દઇશ નહિ. તને યોગ્ય શિક્ષા કરીશ, તું જાણે છે કે તેં મારૂં કેટલું બધું અનિષ્ટ કર્યું છે ?"

"મેં તારૂં કાંઇ પણ અનિષ્ટ કર્યું નથી. એલ્ફ્રેડ ! તારી સાથે મેં કેવળ પ્રેમ દર્શાવ્યો છે, મારૂં સર્વસ્વ અર્પણ કરીને હું તને ચાહતી આવી છું, સ્ત્રીના ખરા પ્રેમથી હું તને ચાહતી આવી છું, તારી સાથેના પ્રેમરૂપી અગ્નિમાં પતંગીઆંની માફક ઝીંપલાવીને આખી જીંદગી હું ગુહ્યવેદના સહન કરતી આવી છું. તારા એક અણું માત્ર પ્રેમને માટે વ્યથિત હૃદયે પૃથ્વી ઉપર હાહાકાર કરતી હું રખડતી ફરૂં છું. તારૂં મેં કાંઈ પણ અનિષ્ટ કર્યું નથી, તેમ છતાં મારાથી જો કાંઇ અપરાધ થયો હોય, તો તે માટે મને ક્ષમા કર–મને છોડી દે. હું હવેથી કદિ પણ તારા સુખનો માર્ગ રોકીને ઉભી રહીશ નહિ. તું સુખેથી સઘળા વૈભવનો ભોક્તા થા અને હું અતૃપ્ત હૃદયે આ દારૂણ ગુહ્ય વેદના સહન કરતી કરતી આખી જીંદગીને માટે આ દેશનો ત્યાગ કરીને ચાલી જઉં."

એલ્ફ્રેડ કેટલીક ક્ષણ સુધી નીરવતાથી કાંઇક વિચાર કર્યા પછી બોલ્યો: "તેં મારૂં અનિષ્ટ કરવામાં શું કાંઈ બાકી રાખ્યું છે ? વિએના નગરીમાં જ્યારે તારી સાથે મારે પ્રથમ મુલાકાત થઇ ત્યારથી તે આજ સુધી, તું કેવી રીતે મારી સાથે શત્રુતા બજાવતી આવી છે, તે શું તું ભૂલી ગઈ છે ? હવે હું તને છોડીશ નહિ. તું જો છુટી થાય અને જીવતી રહે, તો જગતનું મહા અમંગળ થવા પામે. જ્યારે મંગળમય ઈશ્વરની કૃપાથી તું મને પુનઃ મળી આવી છે, ત્યારે તો હવે તને યોગ્ય શિક્ષા જ કરીશ, તને મૃત્યુના મુખમાં હોમીશ, તારૂં પ્રત્યેક અંગ તે ભયંકર મૃત્યુની વેદનાનો અનુભવ કરશે અને જગતના સઘળા લોકો તારૂં તે શોચનીય મૃત્યુ જોઇને સ્તંભિત બની જશે."

યુવતી ભયથી કંપિત કંઠે બોલી: "ના, ના, હું રીબાઈ રીબાઇને મરીશ નહિ, મને એકી વખતે મરવા દે. એલ્ડ્રેડ! તારે પગે પડીને હું ભિક્ષા માગું છું, કે મને એકી વખતે મરવા દે." યુવતી ત્યારપછી સમુદ્ર તરફ આંગળી બતાવીને બોલવા લાગી: "આ જો, મારા ભાઇ ફ્રૅાસાયાની પ્રેતમૂર્ત્તિ મને બોલાવે છે, તે સન્માનપૂર્વક મને તેની પાસે બોલાવે છે. તેની પાસે મને જવા દે. હું તેને માટે આ સ્થળે આવી છું, આ ભયંકર નિસ્તબ્ધ રાત્રે, આ નિર્જન સ્થળે તેની જ રાહ જોતી બેઠી છું."

"તેને માટે તું આ સ્થળે આવી છે ?, તેને માટે જ આ ઘૃણાયુક્ત કપટવેશમાં તું આ સ્થળે બેઠી છે ? ના, ના, તું તો તેના શબ પાસેથી દસ્તાવેજોની નકલો ચોરી લઇને મારું સત્યાનાશ વાળવાને અને ઇંગ્લાંડને જોખમમાં ઉતારવાને આ સ્થળે આવી છે, કિન્તુ તે તારી ધારણા ભૂલભરેલી છે. તે દસ્તાવેજોની નકલો કોઇ પણ પ્રકારે તારા હાથમાં આવવા દઇશ નહિ. ફ્રૅાસાયાના પાપપૂર્ણ શબની શોધ કરવાને ચારે દિશામાં માણસો મોકલી દીધાં છે, તેઓ તે શબનો પત્તો મળશે કે તુર્તજ મારી પાસે તેને લાવીને હાજર કરશે. તે વખતે તારી સઘળી આશા અને સઘળી ચેષ્ટા વૃથા જશે, સાથે સાથે તારે પણ શોચનીય અવસ્થામાં મૃત્યુને આલિંગન કરવું પડશે."

યુવતી અલ્પ સમય નીરવતાથી વિચાર કર્યા પછી દિશાઓને ધ્રૂજાવતી અને રાત્રિની શાન્તિનો ભંગ કરતી હો: હો: શબ્દથી વિકટ હાસ્ય કરી ઉઠી. તે પૈશાચિક હાસ્યથી એલ્ડ્રેડનું હૃદય સ્તંભિત બની ગયું—પ્રાણમાં ભયનો સંચાર થયો. ત્યારપછી ફ્રેંચ યુવતી બોલવા લાગી: "એલ્ડ્રેડ! તું મને મૃત્યુનો ભય બતાવે છે, પરંતુ ફ્રેંચ રમણી મૃત્યુથી કદિ ડરતી નથી. જે દિવસથી ગુપ્તચારનું કાર્ય હાથમાં લીધું છે, તે દિવસથી મૃત્યુને સાથે લઇને ફરું છું, તે દિવસથી પૈશાચિક વૃત્તિથી હૃદય સંપૂર્ણ રીતે ભરેલું છે, તે દિવસથી સઘળાં કુકર્મ કરવાને બંધાએલી છું. જો તેમ ન હોય તો પ્રેતિનીની માફક આવી ભયંકર રાત્રે આવા નિર્જન સ્થળમાં મૃતદેહની શોધ કરવા હું શામાટે આવું ? એલ્ડ્રેડ! તું કદિ પણ એમ ધારીશ નહિ કે ફ્રૅાસાયાનો મૃતદેહ તને મળી શકે અને તેની પાસેથી દસ્તાવેજોની નકલો તું પ્રાપ્ત કરી શકે, એ કદિ પણ બનવા પામશે નહિ. જ્યાંસુધી હું

જીવતી હોઇશ. ત્યાંસુધી તે દસ્તાવેજોની નકલો તને પ્રાપ્ત થવા દઇશ નહિ, તે નકલોને હું હાથ કરીશ અને તેને ફ્રાન્સમાં મોકલી આપીને ઇંગ્લાંડનું સત્યાનાશ વાળી દઇશ. મારા તે કાર્યમાં કોઇ અડચણ કરી શકશે નહિ. મારો રસ્તો રોકીને જે ઉભો રહેશે તેની હત્યા કરીશ, તેના મસ્તકની કૂતરાના પેટમાં કબર કરીશ અને તેના ઉષ્ણ શોણિતથી સ્નાન કરીશ." યુવતી થરથર કંપવા લાગી. રાક્ષસી છાયાથી તેનું મુખ લાલચોળ થઇ ગયું. દાંત સાથે દાંત પીસીને કડકડ અવાજ કરવા લાગી.

તેની ભયંકર મૂર્ત્તિ જોઇને એલ્ફ્રેડ સ્તંભિત અને ભયભીત બની ગયો, અકસ્માત્ વૉલગાના સ્વપ્ન–વૃતાંતનું તેને સ્મરણ થઇ આવતાં યુવકનું ધૈર્ય નાશ પામ્યું.

સમુદ્રના કિનારાનું રક્ષણ કરનારા બંને યુવકો તેઓને જોઇને ચિત્કાર કરીને બોલી ઉઠયા: "ત્યાં કોણ ગરબડ કરે છે ?"

તેઓનું બોલવું સાંભળીને એલ્ફ્રેડનો ભય દૂર થઇ ગયો. તે ધૈર્ય ધારણ કરીને બોલ્યો: "તું જુએ છેની, હું એકલો આવ્યો નથી, મારી પાછળ અનેક મનુષ્યો છે. તું પલાયન કરી જવાનો વૃથા પ્રયત્ન કરે છે. હજી પણ જો તારૂં તું મંગળ ચાહતી હોય, તો હું જે બોલું તે સાંભળ–એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના મારી સાથે ચાલ. જો તું નહિ આવે તો, જોરજુલમથી તને લઈ જવી પડશે, હું ઘણા મનુષ્યોને સાથે લાવ્યો છું."

ડોલા ચિત્કાર કરીને બોલી ઉઠી: "એલ્ફ્રેડ! કોઇ પણ પ્રકારે તું મને લઇ જઇ શકીશ નહિ. હજારો મનુષ્યો તારી સાથે હોય, કે લાખો મનુષ્યો તારી સાથે આવ્યાં હોય, તોપણ તું મને એક ડગલું પણ અહીંથી ખસેડી શકીશ નહિ. હું પણ એકલી આવી નથી, હું પણ લાખો પિશાચિનીની નિષ્ઠુરતા સાથે લાવી છું, લાખો પ્રેતિનીની ભયાનકતા સાથે લઇને આવી છું, લાખો રાક્ષસીની શક્તિ લઈને આવી છું. તારૂં ધ્યાન શું કે તું મને આ સ્થળેથી એક પગલું પણ ખસેડી શકે ? સાંભળ એલ્ફ્રેડ! જો તું તારૂં પોતાનું મંગળ ચાહતો હોય અને સાથે વૉલગાનું પણ મંગળ ચાહતો હોય, તો જલ્દી મને છોડી દે, નહિતો મારી રોષાગ્નિથી તું બળીને ભસ્મીભૂત થઇ જઇશ."

એમ બોલીને યુવતી બમણા જોરથી યુવકની વજ્રની મૂઠીમાંથી છુટવાને અનેક પ્રયત્નો કરવા લાગી.

એલ્ડ્રેડ ક્રોધાયમાન થઇને બોલ્યોઃ "શું હજી પણ પલાયન કરી જવાનો પ્રયત્ન કરે છે? તું એમ ધારતી હોઇશ, કે તારી વાતથી ભય પામીને હું તને આ સ્થળે છોડીને ચાલ્યો જઇશ, કિન્તુ તે તારૂં ધારવું ભૂલભરેલું છે." એમ બોલીને યુવકે પોતાના દુર્બળ દેહની સઘળી શક્તિ વાપરીને વધારે દઢતાથી તેનો હાથ પકડયો.

યુવકનું આટલું બધું જોર સહન નહિ કરી શકવાથી યુવતી ભયંકર ચિત્કાર કરી ઉઠી અને ઉન્માદિનીની માફક યુવકને બચકાં ભરતી ભરતી વારંવાર પાદપ્રહાર કરવા લાગી.

બંને રક્ષકોએ દૂરથી જોયું કે પહાડને મધ્ય રસ્તે વિશ્રામ લેવાને સ્થળે કોઇ બે મનુષ્ય-મૂર્ત્તિ એવી રીતે ખેંચતાણ અને ઠેલાઠેલી કરે છે, કે જેથી તેઓ હમણાં જ સમુદ્રમાં પડીને મૃત્યુ પામશે. તેઓ બંને મનુષ્ય-મૂર્ત્તિની રક્ષા કરવા માટે પોતાની જીંદગીને જોખમ લાગે નહિ તેમ, ધીમે ધીમે પર્વત ઉપર ચડવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

એક ક્ષણની અંદર ડોલા રાક્ષસી-શક્તિના બળવડે શક્તિવાન થઇને એલ્ડ્રેડને દૂર ફેંકી દેવાને માટે અત્યંત પ્રયત્ન કરવા લાગી. કિન્તુ એલ્ડ્રેડ પણ કાંઈ ઓછી શક્તિવાળો નહોતો, તે પણ ફ્રેંચ રમણીને દઢ મૂઠીથી પકડીને નીચે ઉતરી આવવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

આ પ્રમાણે પરસ્પર એક બીજાને પોતાના તરફ ખેંચી લાવવાને તેઓએ પોતપોતાની શકિત નિયુક્ત કરવામાં બિલકુલ પાછી પાની કરી નહિ. કોઇ વખત ફ્રેંચ રમણી એલ્ડ્રેડને પોતાની ભણી ખેંચી લાવતી, તો તુર્ત જ એલ્ડ્રેડ તેને પોતાની તરફ ખેંચી લાવતો, કિન્તુ કોઇ કોઇને પણ સંપૂર્ણ રીતે પોતાની તરફ ખેંચી શક્યું નહિ. તેઓના શરીરમાંથી પ્રસ્વેદ છુટવા લાગ્યો, વારંવાર નિઃશ્વાસ છુટવા લાગ્યો, તોપણ કોઇ કોઇને જીતી શક્યું નહિ, તેમ કોઇ કોઇને હરાવી પણ શક્યું નહિ. આ પ્રમાણે તાણાતાણી અને ઠેલાઠેલી કરતાં તેઓ એક ભયંકર સ્થળે જઈ પહોંચ્યાં.

ત્યાં તેઓના અસ્થિર પગના પાદપ્રહારથી એક મોટો પત્થર જમીનમાંથી ઉખડી જઇને દડતો દડતો એક મોટા અવાજ સાથે નીચે ગબડી પડયો. એલ્ફ્રેડે નીચેની બાજુએ દૃષ્ટિ કરીને જોયું, કે સન્મુખ એક ભયંકર ગુહા આવી રહેલી છે. ચંદ્રના ઉજ્જ્વલ પ્રકાશમાં યુવક જોઈ શકયો, કે તે ગુહાની અંદર કાળા રંગનું જળ કલકલ શબ્દ કરી રહ્યું છે, પાણીનાં મોટાં મોટાં મોજાં પર્વતની સાથે અથડાઇને પાછાં પડે છે. એલ્ફ્રેડ આ ભયંકર ગુહા જોઇને અત્યંત ભય પામી ગયો અને બૂમ પાડીને બોલી ઉઠયો: " હાં ! સાવધાન રહેજે, હવે એક ડગલું પણ આ તરફ આવીશ નહિ, જુએ છેની, કે સામે મૃત્યુના કરાળ મુખના જેવી ભયંકર ગુહા આવી રહેલી છે. હવે જો એક પગલું પણ તું આગળ આવીશ, તો આપણે બંને મૃત્યુના મુખમાં જઇ પડીશું. "

યુવકે ભય પામીને ફ્રેંચ રમણીનો હાથ છોડી દીધો.

આ અવકાશનો લાભ મળતાં જ તે પાપિણી ક્ષુધાતુર વાઘણુની માફક એલ્ફ્રેડનો હાથ દૃઢતાથી પકડીને ભયંકર હોઃહોઃ શબ્દથી વિકટ હાસ્ય કરી ઉઠી. અહા ! શું તેનું ભયંકર હાસ્ય અને શું તેનો ભયંકર ચિત્કાર ! તે નિર્જન સ્થળમાં તેનો ભયંકર ચિત્કાર પર્વતની સાથે અથડાઇને અને પ્રતિધ્વનિત થઇને, દિશાઓને ધ્રૂજાવી દઇને, સમુદ્રના ભયંકર જળકલ્લોલની સાથે મળી જઇને, બહુ દૂર સુધી ગાજી ઉઠયો.

તે પૈશાચિક ચિત્કારથી એલ્ફ્રેડનું હૃદય કંપી ઉઠયું. તે વિચાર કરવા લાગ્યો, કે આ રમણી શું ખરેખર ડોલા જ છે ? ના, કોઈ માયાવી પ્રેતિની ડોલાનું રૂપ ધારણ કરીને મને ભય પમાડવા આવી છે. આ શું ખરેખર માનવી છે, કે દાનવી છે, કે કોણ છે ?

ફ્રેંચ રમણી એલ્ફ્રેડનો હાથ દૃઢતાથી પકડીને ઉન્માદિનીની માફક બોલી ઉઠી: " એલ્ફ્રેડ ! મૃત્યુથી શામાટે ડરે છે દોસ્ત ? આ તો સુખનું મરણ છે ! તને સાથે લઇને મરવું, એ શું કાંઇ ઓછા સદ્‌ભાગ્યની વાત છે ! આ જીવનમાં હું કદિ પણ તને મેળવી શકી નથી અને મેળવી શકીશ પણ નહિ. હવે જોઉં છું, કે મૃત્યુ પછી તને મેળવી શકું છું કે નહિ ? આ લોકમાં તો તારૂં અને મારૂં એકત્ર સ્થાન થયું નહિ, કિન્તુ જોઉં છું, કે પરલોકમાં એકત્ર થાય છે કે નહિ ?

જો તું સાથે હોઇશ તો તે સ્થળ નરક હશે તોપણુ હું સ્વર્ગ માનીશ, તને સાથે લઇને કરોડો વર્ષ જો નરકમાં રહેવું પડે, તોપણુ હું રહી શકું. માટે આવ એલ્ડ્રેડ ! આપણે સાથે મરીએ ! આવ દોસ્ત આવ ! આવ તને હૃદયમાં ધારણ કરીને હું મરૂં ! આ ભયંકર નિર્જન સ્થળમાં ચંદ્રના પ્રકાશથી ઉજ્જ્વલ દેખાતા સમુદ્રના વક્ષમાં આજે આપણું એકત્ર મૃત્યુ થાય છે ! અહા ! કેવું સુખનું મરણ ! વાહ ! કેવો ચમત્કાર–કેવો ચમત્કાર ! આપણું આજે એકત્ર મૃત્યુ થાય છે–એકત્ર મૃત્યુ થાય છે ! વાહ ! વાહ ! ”

તેના પૈશાચિક હાસ્યથી અને તેના પ્રેતિનીના જેવા તાંડવ નૃત્યથી એલ્ડ્રેડ અત્યંત ભય પામીને પલાયન કરી જવાની ચેષ્ટા કરવા લાગ્યો

ડોલા તેનો હાથ વધારે જોરથી પકડીને બોલી: “ ક્યાં જઇશ મારા પ્રાણેશ્વર ? આવ, આવ, આ મેળાપમાં વિઘ્ન નાંખ નહિ, આ સુખના મૃત્યુમાં અડચણુ કર નહિ. એય ! જો બોલાવે છે–મૃત્યુ ભયંકર મુખ વિકાસીને આપણુને બોલાવે છે. હવે નહિ–હવે વિલંબ કર નહિ, આ શુભ મેળાપમાં અડચણુ કર નહિ. આ–આ–આ બોલાવે છે. હવે નહિ–હવે નહિ–હવે વિલંબ કર નહિ–આવ, આવ. ” એમ બોલીને ફ્રેંચ રમણી ઉન્માદિનીની માફક અત્યંત જોરથી તેને તે ભયંકર ગુહા તરફ તાણી જવા લાગી.

એલ્ડ્રેડે ચંદ્રના ઉજ્જ્વલ પ્રકાશમાં તે ઉન્માદિની રમણીના મુખ સામે એક વાર દૃષ્ટિપાત્ કર્યો, તો જણાયું કે એક ભયંકર મુખવાળી બિભત્સ મૂર્ત્તિ તેની સામે ઉભી છે ! તેનો કેશકલાપ તેના વિકૃત મુખ ઉપર આમ તેમ વિખરાઇ પડયો છે, બંને આંખોમાંથી લાલચોળ અગ્નિના તણુખા ઝરે છે, નાસિકામાંથી પ્રલયકાળના જેવી ઊની વરાળ નીકળે છે અને શરીરપરથી વસ્ત્રો ખસી ગયાં છે.

ડોલાની આવી ભયંકર અને બિભત્સ મૂર્ત્તિ જોઇને એલ્ડ્રેડ અત્યંત ભય પામીને થરથર કંપવા લાગ્યો. તેણે વિચાર્યું, કે હવે કોઇ પણ પ્રકારે બચી શકાશે નહિ–મૃત્યુ આવી પહોંચ્યું છે. હવે એક ક્ષણુ વારમાં મારે આ સમુદ્રની અંદર ચિરકાળને માટે સમાધી કરવી પડશે. હવે ડ્રીવારવીથ દુર્ગમાં પાછું જઇ શકાશે નહિ–હવે વૉલગાનાં દર્શન થઇ શકશે નહિ. હવે તો પૃથ્વીના આ વિશાળ વક્ષનો ત્યાગ કરીને

કોઈ અંધકારમય મૃત્યુરાજ્યમાં ચાલ્યાં જવું પડશે. એલ્ડ્રેડ મૃત્યુના ભયથી ચિત્કાર કરી ઉઠયોઃ " અરે ! આટલામાં કોઇ છે ! મને બચાવો–મને બચાવો ! "

પાપિણી ફ્રેંચ રમણી પુનઃ હોઃ હોઃ શબ્દવડે હાસ્ય કરી ઉઠી અને બોલીઃ " એલ્ડ્રેડ ! આ સ્થળે હવે કોઈ નથી, માત્ર મૃત્યુને માર્ગે ચાલ્યાં જતાં આપણે બે જ છીએ. આવ, આવ, મારા પ્રાણેશ્વર ! ઘણા દિવસની મારી અતૃપ્ત આકાંક્ષા આવ, આજે તૃપ્ત કરૂં. આવ, આવ, મ્હારા વ્હાલા ! ઘણા દિવસની તને મેળવવાની આશા, આવ આજે પૂર્ણ કરૂં. ફરીથી આવો સમય મળશે નહિ, ફરીથી આવો સુયોગ પ્રાપ્ત થશે નહિ. ઉંચે ઉજ્જવલ જ્યોત્સ્નાપૂર્ણ અનંત આકાશ, સન્મુખે વિશાળ સમુદ્ર, નીચે જગતનો સઘળો ભાર ધારણ કરનારી ધરણી, અને મધ્યમાં અનન્ત માર્ગના પ્રવાસી–તું અને હું જ છીએ. તે સિવાય બીજું કોઈ નથી–આ નિખિલ વિશ્વમાં બીજું કોઇ નથી. હાઃ હાઃ હાઃ–બીજું કોઇ નથી–આ આખા વિશ્વમાં–આખા બ્રહ્માંડમાં માત્ર તું અને હું જ છીએ. આ આપણને એકત્ર થવાનો સુવર્ણ સુયોગ છે. હવે વિલંબ કર નહિ. આવ–આવ ! " એમ બોલીને ફ્રેંચ રમણી ઉન્માદિનીની માફક એલ્ડ્રેડને ખેંચતી ખેંચતી અકસ્માત્ તે ભયંકર ગુહામાં જઇ પડી ! સાથે સાથે એલ્ડ્રેડ પણ તેનો ભાર સહન નહિ કરી શકવાથી તે અંધકારમય ગુહામાં જઇ પડયો !

બંને રક્ષકો ઘટનાસ્થળે આવતાં આવતાં દૂરથી આ દૃશ્ય જોઇને તે જ સ્થળે સ્તબ્ધ બની ગયા !

તે ગુહામાંથી માત્ર વેદનાનો એક અસ્ફુટ શબ્દ સંભળાયો–તે પછી " મને બચાવો–મને બચાવો ! " એવા કેટલાક શબ્દો અત્યંત ક્ષીણ સ્વરે બહાર આવ્યા–ત્યારપછી સઘળું નિસ્તબ્ધ–શાન્ત બની ગયું ! !



# પ્રકરણ ૩૨ મું.

---

## વિપત્તિ સૂચક ભયંકર ઘંટધ્વનિ.

---




ત્રિનો બીજો પ્રહર ચાલે છે. સર્વત્ર શાન્તિ પ્રસરી રહી છે. ચારે તરફ નિસ્તબ્ધતા વ્યાપી રહી છે. માત્ર આકાશમાં વિલાસી ચંદ્રની આંખોમાં નિદ્રા જણાતી વથી. જરા પણ વિશ્રાંતિ લીધા વિના તેનાં ઉજ્જવલ કિરણો, નિદ્રાવસ્થા ભોગવતી નમ્ર પૃથ્વીના વક્ષમાં કાંઇક મચત્કારિક મોહિની–શકિત લગાડીને તાંડવ નૃત્ય કરી રહ્યાં છે.

આવી શાન્તિને સમયે ટ્રી ચારવીર્થ દુર્ગના એક ઓરડામાં વૉલગા પણ નિદ્રા લેતી હતી. બાલિકા અચાનક ચિત્કાર કરીને ઉન્માદિનીની માફક ભય પામીને શય્યામાં ઉઠીને બેઠી થઇ, તેનું શરીર થરથર કંપવા લાગ્યું–લલાટમાંથી પ્રસ્વેદનાં બિંદુઓ ટપકવા લાગ્યાં. થોડેક દૂર નર્સ નિદ્રા લેતી હતી, તે પોતાના દરદીનો ચિત્કાર સાંભળીને જાગી ગઈ અને તુર્ત જ તેની પાસે દોડી ગઇ. બાલિકા તેની કોટે વળગી પડીને હાંફતી હાંફતી બોલી: “ અરે ! કેવું ભયંકર સ્વપ્ન ! મિ. એલ્ફ્રેડ ક્યાં છે–મિ. એલ્ફ્રેડ ક્યાં છે ? તમે તેના વિષે શું કાંઇ સમાચાર જાણો છો ? ”

બાલિકાના આવા અસંબંધ શબ્દો સાંભળીને નર્સ તેના લાલટ ઉપર આમ તેમ વિખરાઈ ગએલા કેશકલાપને યોગ્ય સ્થળે બેસારતી બેસારતી બોલી: “ ચૂપ રહો, આટલાં બધાં ભયભીત બની જાઓ નહિ, તે નક્કી તેના શયનભવનમાં નિદ્રા લે છે. ”

બાલિકા હાંફતી હાંફતી પાછી બિછાનામાં સુઇ પડી, તોપણ તેના હૃદયનો કંપ શાન્ત થયો નહિ, તે ભયથી કંપિત કંઠે બોલી: “ તમે નક્કી જાણો છો, કે તે નિદ્રા લે છે ? ”

" હા, હા, નક્કી તે નિદ્રા લે છે, નહિતો આ ભયંકર રાત્રે એવી દુર્બળ અવસ્થામાં તે ક્યાં જઇ શકે ? તમને શું કાંઈ ખરાબ સ્વપ્ન આવ્યું છે ? "

બાલિકા બોલી: " હા, મને ખરાબ સ્વપ્ન આવ્યું છે. સ્વપ્નમાં એવું જોવામાં આવ્યું, કે એલ્ફ્રેડ એક પહાડ ઉપર ચડતા હતા, એવામાં એક ભયંકર આકૃતિવાળી રમણીએ આવીને તેમને સમુદ્રમાં ફેંકી દીધા. એલ્ફ્રેડે કેટલીક બૂમો પાડી-પ્રાણ બચાવવાને માટે-સહાય મેળવવાને માટે કેટલીક પ્રાર્થના કરી, કિન્તુ કોઇએ તેમની વાત કાને ધરી નહિ-એલ્ફ્રેડ સમુદ્રમાં ઘસડાતા ક્વાંય ચાલ્યા ગયા. નર્સ ! આવું ભયદર્શક સ્વપ્ન શામાટે મારા જોવામાં આવ્યું હશે ? "

નર્સ તેને માથે હાથ ફેરવતી ફેરવતી બોલી: " એ આ. પની ચિન્તાનું એક ફળ છે. જ્યાંસુધી તમે ચિન્તા અને કલ્પનને છોડી દઇને શાન્તિથી નિદ્રા લેશો નહિ, ત્યાંસુધી તમારી તબિયત સુધરવા પામશે નહિ. પૃથ્વીપરના સઘળા દાક્તરો આવે તોપણ તમારૂં શરીર સુધરવા પામશે નહિ. હવે તમે થોડી વાર શાન્ત થાઓ અને એક મીઠી નિદ્રા લેવાનો પ્રયત્ન કરો. "

" ના, ના, હું હવે નિદ્રા લઇશ નહિ. જો હું નિદ્રા લઉં, તો પુનઃ સ્વપ્ન આવીને તે ભયંકર દૃશ્ય મારી નજરે પડે, તે ભયાનક દેખાવ મારાથી સહન થઇ શકે નહિ. જાગતી રહેવાથી મને કાંઇક શાન્તિ મળશે, કિન્તુ નિદ્રા લેવાથી તો કેટલાંક ભયંકર સ્વપ્નો દૃષ્ટિગોચર થશે. "

નર્સે વિચાર્યું, કે બાલિકાને નક્કી માંદગીને લીધે જ આવું ખરાબ સ્વપ્ન આવ્યું હશે, તે માટે વિશેષ ચિન્તા કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી. બાલિકાને સારી થવાને હજી એક અઠવાડીઉં લાગશે, તેથી એક અઠવાડીઆ સુધી તેની સંભાળ બહુ જ કાળજીપૂર્વક રાખવાની જરૂર છે. કિન્તુ આવું નઠારૂં સ્વપ્ન જોઇને તેઓ આટલાં બધાં ચંચળ શામાટે થઈ ગયાં, તેનું કારણ કાંઇ સમજી શકાતું નથી.

નર્સ જ્યારે આ પ્રમાણે વિચાર કરતી હતી, ત્યારે બાલિકા ધીમે ધીમે કરૂણાજનક-કોમળ કંઠે બોલાવા લાગી: " નર્સ ! ઓ નર્સ ! "

" કેમ શું છે ? "

" આપ સ્વપ્નને સત્ય માનો છો કે નહિ ? "

નર્સ ગળચવાં ગળતી બોલીઃ ના–કેમ ? જો કદિ હું સ્વપ્નને સત્ય માનતી હોઉં તોપણ આવા સ્વપ્નને તો સત્ય માની શકાય જ નહિ, આ સ્વપ્ન તો ઉષ્ણ મસ્તકની વિકૃત છાયા સિવાય, બીજું કશું છે જ નહિ, તેથી નકામી ચિન્તા કરશો નહિ. "

તોપણ કોઇ કોઈ સ્વપ્નને તો તમે સત્ય માનો છો ખરાં કે ? "

" હા, તેનો અસ્વીકાર મારાથી કરી શકાય નહિ, કોઇ કોઇ સ્વપ્નને હું સત્ય માનું છું. મને યાદ છે, કે એક વાર તમારા જેવું સ્વપ્ન મને કેટલાક દિવસ સુધી દેખાયા કર્યું હતું અને છેવટે તે ખરૂં પણ પડયું હતું. "

" હું પણ એકનું એક સ્વપ્ન વારંવાર જોઉં છું–તો શું તે ખરૂં પડશે ? દરેક વખતે સ્વપ્નમાં જોઉં છું, કે મારા પ્રાણેશ્વર એલ્ફ્રેડ મોટી વિપત્તિમાં આવી પડયા છે, કોઈ પણ પ્રકારે તે વિપત્તિમાંથી છુટી શકતા નથી. એ શું હશે નર્સ ? કદિ આ સ્વપ્ન ખરૂ હશે ? " બાલિકા થરથર કંપવા લાગી.

નર્સ મંદ હાસ્ય કરીને બોલીઃ " ના, ના, અત્યારનું સ્વપ્ન કદિ પણ સત્ય હોઇ શકે જ નહિ. તમે જે પીડાથી વ્યાકુળ બની ગયાં છો, તે પીડા જ આ નઠારા સ્વપ્નનું મુખ્ય કારણ છે. એલ્ફ્રેડ તેના પૂર્વજીવનમાં જે સઘળું કષ્ટ પામ્યા છે, તે આજે આપને સ્વપ્નમાં દેખાય છે, તે સિવાય બીજું કશું નથી. વળી પૂર્વના તે સઘળા બનાવોનો વિચાર કરવાથી જ આ પ્રમાણે તમે માંદાં પડયાં છો. માટે બની ગએલા બનાવનું જ આ સ્વપ્ન દેખાય છે, હવે પછી બનવાના બનાવનું નથી. "

" હા, તમે કહો છો તે જાણે ખરૂં હોય, તેમ હું પણ વચ્ચે વચ્ચે ધારૂં છું, કિન્તુ વધારે વાર તે ધારણા હું સ્થિર રાખી શકતી નથી. આ જુઓની હજી પણ મારૂં હૃદય કંપતું બંધ થયું નથી. વારૂ, તમે એલ્ફ્રેડને છેલ્લામાં છેલ્લા કયારે જોયા હતા ? "

" રાત્રિના નવ વાગ્યાને સમયે મેં તેમને છેલ્લામાં છેલ્લા જોયા હતા. હું તે વખતે તેમને ખાવાનું દેવા ગઇ હતી અને ખાઈને સૂઈ જજો એમ કહેતી આવી હતી."

" તે વખતે તેઓ શું સૂઇ ગયા નહોતા ?"

" ના, તે વખતે તેઓ બારીની પાસે બેસીને કાંઇક વિચાર કરતા હતા. તેમણે મને કહ્યું હતું, કે ખાઇને તુર્ત હું સૂઈ જઇશ. તેથી હું ધારૂં છું કે અત્યારે તેઓ નિદ્રા લેતા હશે."

બાલિકા દીનભાવે બોલી: " જુઓ નર્સ ! અત્યારે હું એમ સાંભળું કે એલ્ડ્રેડ તેમના શયનભવનમાં સુખ-શાન્તિથી નિદ્રા લે છે, તો જ હું સ્થિર રહી શકીશ, નહિતો આખી રાત્રી મને નિદ્રા આવશે નહિ-કોઇ પણ પ્રકારે હું શાન્ત થઇ શકીશ નહિ. આપ કૃપા કરીને એક વાર તેમને જોઇ આવશો ?"

" સારૂં, હું તેમને જોઈ આવું છું, આપ ત્યાંસુધી જરા શાન્ત થાઓ, હું હમણાં જ એલ્ડ્રેડના કુશળ સમાચાર લઇને પાછી આવું છું."

નર્સ તુર્ત જ એલ્ડ્રેડના શયનભવનમાં જઈ પહોંચી. ત્યાં જઇને તેણે જોયું, કે ગૃહનાં દ્વાર ખુલ્લાં પડયાં છે. પૂર્ણિમાના ચંદ્રનો ઉજ્જ્વલ પ્રકાશ શય્યા ઉપર પડીને સુખેથી નિદ્રા લે છે ! અચાનક નર્સના પગરવથી જાગૃત થઇને તે પ્રકાશ જાણે ખળભળી ઉઠયો હોયની એવો તેને ભ્રમ થયો. શય્યામાં એલ્ડ્રેડને નહિ જોઇ શકવાથી નર્સ એકાએક ચમકી ગઇ, તોપણ દષ્ટિભ્રમ થતો હશે, એમ ધારીને ઇલેક્ટ્રિક લાઇટની ચાંપ દબાવી દીધી, કિન્તુ. તે ગૃહમાં એલ્ડ્રેડને જોઇ શકી નહિ. દુર્ગના દરેક સ્થળમાં બારિકીથી તપાસ કરી-પ્રત્યેક સ્થળમાં દસ દસ વાર તપાસ કરી, તોપણ એલ્ડ્રેડ ક્યાંય જોવામાં આવ્યો નહિ. તે કદાચ બગિચામાં આમ તેમ ફરતો હશે, એમ ધારીને નર્સ તુર્ત જ બગિચામાં ગઇ, કિન્તુ ત્યાં પણ એલ્ડ્રેડ જોવામાં આવ્યો નહિ. તેથી તેને અતિશય ભય લાગ્યો. તે કંપિત હૃદયે પાછી એલ્ડ્રેડના શયનભવનમાં ફરીથી ગઇ. એમ ધારીને, કે આટલી વારમાં તે તેના ગૃહમાં પાછો આવ્યો હશે. કિન્તુ ત્યાં જઇને પણ તે તેને જોઇ શકી નહિ. તે જનશૂન્ય ગૃહમાં ઉભી રહીને નર્સ

વિચાર કરવા લાગી, કિન્તુ શું કરવું તે વિષે તે કશું નક્કી કરી શકી નહિ. પ્રથમ તો તેણે ધાર્યું, કે ચાકરોને ઉઠાડીને એલ્ડ્રેડની શોધ કરવા મોકલું, કિન્તુ તે યુક્તિ પણ તેને સારી લાગી નહિ, કારણકે એ પ્રમાણે કરવાથી દુર્ગમાં મોટી ગરબડ ઉભી થાય અને આ સમાચાર વૉલગાને કાને જાય, તો તેનો બચાવ થવો મુશ્કિલ થઇ પડે. તેની માનસિક અવસ્થા આટલી બધી ખરાબ છે, તેમાં વળી આવા ભયંકર સમાચાર તેના સાંભળવામાં આવે, તો તેને ઘણું નુકસાન થાય. આ સમાચાર સાંભળવાથી બાલિકા જો પાછી મૂર્ચ્છિત થઇ પડે, તો આ વખતે તે જીવી શકે નહિ. નર્સ ભયંકર ચિન્તામાં આવી પડી, કિન્તુ જ્યાંસુધી એલ્ડ્રેડનો પત્તો લાગે નહિ, ત્યાંસુધી તે નિશ્ચિંત શી રીતે બની શકે ? અનેક વિચારો કર્યા પછી નર્સે નક્કી કર્યું, કે વૉલગાની પાસે જઇને જુઠું બોલીને તેને શાન્ત કરવી અને ત્યારપછી એલ્ડ્રેડની શોધ કરવાની વ્યવસ્થા કરવી. એ સિવાય બીજો કશો ઉપાય નથી. જઇને તેને કહું, કે એલ્ડ્રેડ તેના શયનભવનમાં નિદ્રા લે છે, માટે તે વિષે કશી ચિન્તા કરવાની જરૂર નથી. એમ નક્કી કરીને નર્સ એલ્ડ્રેડના શયનભવનમાંથી જેવી બહાર નીકળી કે તુર્ત જ દુર્ગમાંનો ઘંટ ભયંકર અવાજ કરતો વાગવા લાગ્યો. જ્યારે કોઇ પણ પ્રકારની વિપત્તિ આવી પડે, ત્યારે આ પ્રમાણે ઘંટ વગાડવાનો ટ્રીવારવીથમાં એક રિવાજ હતો. નર્સ આવી ભયંકર રાત્રે દુર્ગ ઉપરનો ઘંટ સાંભળીને બહુ ભય પામી ગઇ. તે વિચાર કરવા લાગી, કે આ પ્રમાણે અયોગ્ય સમયે વિપત્તિ દર્શાવનારો ઘંટ કોણે વગાડયો ? અત્યારે કઇ વિપત્તિ આવી પડી હશે ? શું એલ્ડ્રેડને માથે જ કોઇ વિપત્તિ આવી પડી હશે ? હા, નક્કી તેમ જ ધારવામાં આવે છે ! જ્યારે એલ્ડ્રેડનો ક્યાંય પત્તો લાગતો નથી, ત્યારે સારી રીતે સમજી શકાય છે, કે એલ્ડ્રેડ આ ભયંકર રાત્રે દુર્ગની બહાર જઇને નક્કી કોઇ વિપત્તિમાં આવી પડયા હશે. કિન્તુ આ ઘંટનો અવાજ જો વૉલગાના સાંભળવામાં આવશે, તો સત્યાનાશ વળી જશે નર્સ ત્યાં હવે વધારે વખત રાહ જોઇ શકી. નહિ. ઉતાવળે પગલે અને કંપિત હૃદયે વૉલગાના ગૃહમાં આવીને નર્સે જોયું, કે વૉલગા ઉન્માદિનીની માફક શય્યામાં ઉઠીને બેઠી છે ! તેની બંને આંખો લાલચોળ થઇ ગઇ છે, તેના વિખરાઈ ગએલા કેશ પવનમાં આમતેમ ઉડી રહ્યા છે અને તેનું આખું શરીર

થરથર ધ્રૂજે છે. નર્સ જેવી શય્યાની પાસે આવી, કે તુર્તજ બાલિકા તેની કોટે વળગી પડીને હાંફતી હાંફતી બોલી: "નર્સ! આ ભયંકર રાત્રે ઘંટનો અવાજ શામાટે થાય છે? આ રાત્રે વળી કંઇ વિપત્તિ આવી પડી છે? એલ્ફ્રેડના શા સમાચાર છે? તેઓ તો સુખેથી નિદ્રા લે છેકે? તેમને એક વાર આ સ્થળે બોલાવી લાવોની, આ ભયંકર રાત્રે વિપત્તિ દર્શાવનારો ઘંટ સાંભળીને હું બહુ અસ્થિર બની ગઇ છું." એમ બોલીને બાલિકા હાંફવા લાગી—તેનો દેહ કેળના પાંદડાની માફક કંપવા લાગ્યો. નર્સ બાલિકાની કંપિત દેહલતાને પોતાના ખોળાપર સૂવરાવીને બોલી: "ચૂપ રહો, એ કશું નથી. હું ધારૂં છું કે તે ઘંટ પવનના ઝપાટાથી વાગ્યો હશે. તમે નકામા આમ ચંચળ થઇ ઉઠો નહિ. તમારૂં શરીર અત્યંત દુર્બળ છે, આ વખતે આ પ્રમાણે ચંચળ થઇ ઉઠવાથી આપને ફરીથી કઠિન વેદના ભોગવવી પડશે. એક નજીવા કારણમાં તમે આમ શામાટે ચંચળ થઇ ઉઠો છો?"

"આ શું નજીવું કારણ છે નર્સ? જ્યારે આ ભયંકર રાત્રે વિપત્તિનો ઘંટ વાગે છે, ત્યારે એક નજીવું કારણ સમજીને કેવી રીતે નિશ્ચિંત રહી શકાય?"

"મારા ધારવા પ્રમાણે તો પવનના ઝપાટાથી તે ઘંટ વાગે છે."

બાલિકા કંપિત કંઠે બોલી: "ના, ના, પવનના ઝપાટાથી એવડો મોટો ઘંટ શું આટલી બધી વારસુધી વાગ્યા કરે ખરો? હું કાંઇ તદ્દન નાનું બાળક નથી, કે તમે મને આડુંઅવળું સમજાવીને ભૂલાવામાં નાખો. નક્કી કોઇ વિપત્તિ આવી પડી છે. આપ મહેરબાની કરીને જલ્દી એક વાર નીચે જઈને દુર્ગના પહેરેગીરને કહી આવો, કે તે કોઈને પણ અત્યારે દુર્ગમાં પ્રવેશ કરવા દે નહિ. હું ધારૂં છું, કે તે ફ્રેંચ રમણી જ—ના, ના, હું શું બોલું છું—શું હું પાગળ બની ગઇ છું? તે શામાટે આવીને વિપત્તિના સમાચાર ફેલાવે? ત્યારે કોણ ગોંધાટ કરે છે? શામટે ગોંધાટ કરે છે?"

નર્સે જોયું, કે બાલિકા આટલી બધી ઉત્તેજિત થાય છે, તેથી પુનઃ તેને એક વાર ભયંકર પીડા ભોગવવી પડશે. તેના ઉત્તેજિતપણાને અને તેની માનસિક ચંચળતાને દૂર કરવા માટે નર્સે વધારે ગંભીર ભાવ ધારણ કરીને બોલી: "તમે આમ નકામાં શા-

મારે ચંચળ થઇ ઉઠો છો ? આવા નજીવા કારણ માટે તમે આટલાં બધાં ઉદ્વિગ્ન થાઓ છો, તો પછી કેવી રીતે સાજાં થઇ શકશો ?"

"સારૂં, ત્યારે હું હવે વધારે ઉત્તેજિત થઇશ નહિ, કિન્તુ મને એક વખત ચાલો એલ્ફ્રેડના ગૃહમાં લઇ જાઓ, હું તેમને તેમના ગૃહમાં ક્ષેમકુશળ જોઇ આવીને શાન્તિથી નિદ્રા લઇશ–નહિતો હું કોઇ પણ રીતે શાન્તિથી નિદ્રા લઇ શકીશ નહિ."

નર્સ પુનઃ ગંભીર ભાવ ધારણ કરીને બોલી: "તમે આવી દુર્બળ અવસ્થામાં કેવી રીતે જઇ શકશો ? તેમાં વળી દાકતરે પણ મનાઇ કરી છે, કે કોઇ પણ કારણથી તમને શય્યામાંથી ઉઠવા દેવાં નહિ–હવે આવી અવસ્થામાં હું તમને એલ્ફ્રેડના ગૃહમાં શી રીતે લઈ જઇ શકું ?"

"તો એલ્ફ્રેડને એક વાર મારા ગૃહમાં બોલાવી લાવો. તેમને કહેજો કે તમે જો નહિ આવો અને તમને જો તે નહિ જોઈ શકે, તો તે શાન્તિથી નિદ્રા લઈ શકશે નહિ. આપ જાણો છો કેની, જ્યારથી તે સ્વપ્ન મારા જોવામાં આવ્યું, ત્યારથી મારા હૃદયમાં કેવી ભયંકર ચિન્તા ઉત્પન થઇ છે ? તેમને ક્ષેમકુશળ નહિ જોઇ શકવાથી મને લાગે છે કે હું ઉન્માદિની બની જઇશ. આ ઘંટનો અવાજ સાંભળીને મને લાગે છે કે વળી તેઓ કાંઇ વિપત્તિમાં આવી પડયા હશે. અને હું ધારૂં છું કે—" એટલું બોલતાં તો બાલિકા થરથર ધ્રૂજતી ધ્રૂજતી પાછી મૂર્ચ્છિત થઇને બિછાનામાં પડી ગઇ.

હજી પણ દુર્ગ ઉપરનો ઘંટ ટંમ ટંમ વાગતો હતો. તે ધ્વનિથી નર્સ પણ ચંચળ થઇ ગઇ અને ભયથી મૂર્ચ્છિત થઇ પડેલી બાલિકાને પોતાના અંકમાં સૂવાડીને વિચાર કરવા લાગી કે આમ ભયંકર રીતે હજી પણ ઘંટ શામાટે વાગે છે ? શું ખરેખર કોઇ વિપત્તિ આવી પડી હશે ? એલ્ફ્રેડ જ્યારે આટલી મોડી રાત્રે શય્યામાં જોવામાં આવતા નથી, ત્યારે નક્કી તેઓ જ કોઇ વિપત્તિમાં આવી પડ્યા હશે, એમ આ ઘંટના ધ્વનિથી જણાઇ આવે છે. કોણ જાણે વળી આ શી નવીન વિપત્તિ ઉભી થઇ હશે.

એવા સમયમાં મિસિસ પિટાર્સ્ટોએ તે ગૃહમાં પ્રવેશ કરીને નર્સને પૂછ્યું: "તમે હજી સુધી જાગો છો કેમ ? શા સમાચાર છે ? વૉલ્ગાને શું વધારે પીડા થાય છે ? દુર્ગ ઉપરનો ઘંટ શામાટે વાગે છે ?"

નર્સ ધીમેથી બાલિકાને શય્યા ઉપર સુવારીને મિસિસ પિટાર્સ્ટો પાસે જઇને ગુપચુપ બોલીઃ " કોણ જાણે શી વિપત્તિ આવી પડી છે, તે કાંઇ સમજી શકાતું નથી. વધારે ભયની વાત તો એ છે કે, માનવંતા એલ્ફ્રેડ તેમના શયનભવનમાં નથી, દુર્ગના પ્રત્યેક સ્થળે શોધ કરી, તોપણ તેમનો કશો પત્તો લાગ્યો નથી. ક્યારે ઉઠીને ક્યાં ગયા છે, તે પણ કાંઇ કહી શકાતું નથી. આ તરફ દુર્ગ ઉપરના ઘંટનો થતો ધ્વનિ, કોઇ નવીન વિપત્તિની સૂચના કરી રહ્યો છે એ ઘંટનો અવાજ સાંભળીને બાલિકા મૂર્છિત થઇ પડી છે. હું એકલી શું કરૂં, તે કાંઇ સમજી શકાતું નથી. આપ અહીં આવ્યાં, તે બહુ સારૂં થયું છે. આપ કૃપા કરીને બાલિકાની પાસે બેસીને તેને કપાળે આ ઔષધ લગાવો, હું એકવાર બહાર જઇને જોઇ આવું કે કોણ ઘંટ વગાડે છે. "

એ દરમિયાન નિદ્રા લેતા દુર્ગના પહેરેગીરો જાગી ગયા હતા અને આ ભયંકર રાત્રે ઘંટ વગાડીને કોણ વિપત્તિની સૂચના કરે છે, તે જોવાને માટે તેઓ બહાર ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં રસ્તામાં તેઓને નર્સની સાથે મુલાકાત થઇ. ભયથી પહેરેગીરોના મુખ મ્લાન થઈ ગએલાં જોઇને નર્સે વ્યાકુળતાથી પ્રશ્ન કર્યોઃ " કેમ, શા સમાચાર છે? કોણ ઘંટ વગાડતું હતું? શામાટે વગાડતું હતું?"

પહેરેગીરમાંનો એક ભયથી કંપિત કંઠે બોલ્યોઃ " વળી એક મોટી વિપત્તિ આવી પડી છે. આપનામાંથી કોઇ ટિનટોજેલની પાસે આવેલી બસ્કેસલ હોટેલમાં જાઓની, ત્યાં જવાથી સઘળા સમાચાર જાણી શકાશે. માન્યવર એલ્ફ્રેડ ત્યાં કોઇ એક વિપત્તિમાં આવી પડયા છે. જે માણસ ઘંટ વગાડતો હતો, તે આથી વિશેષ કાંઇ સમાચાર આપી શકતો નથી. માત્ર બસ્કેસલ હોટેલમાં જવાનો આગ્રહ કરે છે."

એ સાંભળીને નર્સ અત્યંત ભયભીત બની ગઈ તેણે વિચાર્યું, કે એલ્ફ્રેડ તે સ્થળે જઇને કોઇ વિપત્તિમાં આવી પડયા છે. એવામાં એકાએક બાલિકાનું સ્વપ્ન યાદ આવતાં નર્સ ધ્રુજી ઉઠી. તેણે ઉતાવળે પગલે અને કંપિત હૃદયે દરદીના ગૃહમાં આવીને વૃદ્ધા પિટાર્સ્ટોને સઘળી વાત કહી સંભળાવી.

વૃદ્ધાએ તૃષિત નયને એક વાર વૅાલગા તરફ દૃષ્ટિપાત કરીને જોયું કે હજી પણ તેનામાં ચૈતન્ય આવ્યું નથી, ત્યારે તે નર્સ પ્રત્યે ગુપચુપ બોલી: " તમે બાલિકામાં ચૈતન્ય લાવવાનો કાંઇક પ્રયત્ન કરો અને દાક્તરને ખબર કહેવરાવો. હું અત્યારે બસૂકેસલ હોટેલમાં જઉં છું. ત્યાં જઇને તપાસ કરી આવું કે એલ્ફ્રેડ કઈ વિપત્તિમાં આવી પડયા છે. મારા પોતાના ગયા સિવાય, એ કામ થઇ શકે તેવું નથી. બીજાના પર આધાર રાખીને નિશ્ચિંત રહેવું ઉચિત નથી. કિન્તુ બાલિકાની સારવાર કરવાનો ભાર તમે તમારે માથે લ્યો. બાલિકાને શુદ્ધિ આવે ત્યારે આ સમાચાર તેને જાણવા દેશો નહિં. આ ભયંકર સમાચાર જો બાલિકાના જાણવામાં આવશે, તો તેનું હૃદય વિંધાઈ જશે—તેનો બચાવ થવો મુશ્કેલ થઇ પડશે. તમે જેમ બને તેમ બાલિકાને શાન્ત રાખવાના પ્રયત્નો કરજો. "

વૃદ્ધાએ તુર્ત જ બહાર જઇને એક ઘોડાગાડી તૈયાર કરવાનો હુકમ કર્યો અને એક ક્ષણ વારની અંદર પોષાક ધારણ કરીને તે ગાડીમાં ચડી બેઠી. બંને ઘોડાઓ રાત્રિની નિસ્તબ્ધતાનો ભંગ કરતા કરતા જનશૂન્ય રસ્તામાં પૂર જોસથી બસૂકેસલ હોટેલ તરફ દોડવા લાગ્યા, જેમ જેમ બસૂકેસલ હોટેલ નજીક આવતી ગઇ, તેમ તેમ વૃદ્ધાનું હૃદય થરથર કંપવા લાગ્યું. તે વિચાર કરવા લાગી કે, એલ્ફ્રેડને શું થયું હશે? આ ભયંકર રાત્રે તેમને બસૂકેસલમાં આવવાનું પ્રયોજન શું હશે? કોઇએ શું કપટથી તેમને આ સ્થળે લાવીને તેમની હત્યા તો નહિ કરી હોય? અહા! પ્રભુ! જો તેમ થયું હોય તો બાલિકાની દશા કેવી થશે? કિન્તુ મંગળમય ભગવાન્ શું તેમ થવા દે! એ પવિત્ર દંપતીના સ્વર્ગીય પ્રેમમાં શું પ્રભુ કદિ પણ ધૂળ ઘાલવા દે! નસીબ શું આવી નિર્દયતાથી તેઓને દુઃખી કરે? કોણ જાણે કાંઈ પણ સમજી શકાતું નથી. ન કરે નારાયણ, કિન્તુ જો કદિ એલ્ફ્રેડનું કાંઇ પણ અમંગળ થાય, તો શું બાલિકા જીવી શકે? ના. નિરાશામાં ને નિરાશામાં તેનો પ્રાણવાયુ ચાલ્યો જાય. આ પ્રમાણે ચિન્તા કરતી કરતી વૃદ્ધા પિટાર્સ્ટો બસૂકેસલમાં આવી પહોંચી.

---

# પ્રકરણ ૩૩ મું.

---

## વિપત્તિનો વિનાશ.

---



તે પાપિણી ફ્રેંચ રમણી એલ્ડ્રેડને લઇને ગુહામાં પડી ગઇ અને ધીમે ધીમે મૃત્યુના અંધકારમય પ્રદેશ તરફ આગળ ચાલવા લાગી. પર્વતના બાંધેલા કિનારા સાથે અથડાઇ અથડાઇને તેઓનાં શરીરમાં મોટા મોટા જખમ વાગવા લાગ્યા. મોતની અણીપર આવેલી વ્યક્તિ સન્મુખ જે જોવામાં આવે તે પકડીને જેમ પોતાનો જીવ બચાવવાનો પ્રયત્ન કરે, તેમ તેઓ પણ કોઇ વખત એકાદ પત્થરને પકડીને અથવા કોઇ વખત પર્વતની દિવાલને પકડીને પ્રાણ બચાવવાનો પ્રયત્ન કરવા લાગ્યાં, કિન્તુ કોઇ પણ પ્રકારે સફળતા મળી નહિ. વધારામાં પકડી રાખેલા પત્થરો ઉખડી જઇને જળમાં પડવા લાગ્યા.

એ દરમિયાન ફ્રેંચ રમણીએ એલ્ડ્રેડનો હાથ બિલકુલ છોડ્યો જ નહિ. તેને વજ્રની મૂઠીમાં પકડીને મૃત્યુ ભણી ચાલવા લાગી. જો કે ફ્રેંચ રમણી પોતાના અંગ ઉપર અનેક ભયંકર જખમો વાગવાથી બેશુદ્ધ થઇ ગઇ હતી, તોપણ મૃત્યુના મુખ ભણી તે ધસમસી જતી હતી—એક ક્ષણનો અંદર પોતે મૃત્યુના મુખમાં જઇ પડશે, એ વાત તે ભૂલી ગઇ નહોતી. વળી એલ્ડ્રેડને પણ સાથે લઇને મરવું એ વાત પણ તેના લક્ષની બહાર નહોતી. તેને સાથે લઇને જ મરવું, એ સંકલ્પ હજી પણ તેના હૃદયમાં ઘોળાયાં કરતો હતો.

એ પ્રમાણે તે બંને જણાં અથડાતાં અથડાતાં નીચે દડી જતાં હતાં, એવામાં અચાનક એક પત્થરનો ધક્કો લાગવાથી તે બંને જણાં છૂટાં પડી ગયાં. સેંકડો પ્રયત્નો કર્યા છતાં યુવતી એલ્ડ્રેડને ફરીથી પકડી શકી નહિ. પત્થરના વાગેલા સખ્ત ધક્કાથી યુવતી ચૈતન્ય

